

વર્ષ : ૩ ] ઓગષ્ટ ૧૯૪૩ [ અંક : ૧

ગિરીને ખોળલે નાનાં, ઝરણાં શાં રમી રહ્યાં.
ભાઈ ને બે'ન બંનેયે, નાનાં વાત્સલ્યથી ભર્યાં.



## ગ્રાહકો અને લેખકોને

(૧) ગ્રાહકો કે લેખકો પત્રવહેવાર કરે ત્યારે મહેરબાની કરીને દરેક પત્ર પર પોતાનું શિરનામું લખે.

(૨) કવિઓ તેમજ લેખ મોકલનાર લેખકોને વિનંતિ કરવામાં આવે છે કે તેમણે તેમની સાથે નકલ રાખીને જ કૃતિઓ મોકલવી. જો ન સ્વીકારાયેલી કૃતિ પાછી મગાવવી હોય તો સાથે સ્ટેમ્પસ મોકલવા. દરેક કૃતિ પર પાનને મથાળે પોતાનું પૂરૂં શિરનામું જણાવવું

(૩) જે ગ્રાહકો થોડાજ સમય (એકાદ બે માસ માટે) બહારગામ જવાને કારણે 'કવિતા' તે શિરનામે મગાવે તેમને વિનંતિ કરવાની કે તે અંક તેમને તેમના નવા વસવાટના શિરનામે મળે એટલા માટે મૂળ સ્થળની સ્થાનિક ટપાલ-ઓફીસને જ ખબર આપે. જો ફેરફાર કાયમને માટે હોય તો કવિતા કાર્યાલયને જણાવવું. આથી અમારે કામ ઘણું ઓછું થઈ શકે.

(૪) ગ્રાહકો મનીઓર્ડર મોકલે તો મનીઓર્ડરની નીચે પોતે જે લખાણ લખે ત્યાં પોતાનું શિરનામું લખવાનું ન ચૂકે.

(૫) જો 'કવિતા' કોઈ પણ ગ્રાહકને ૧૧મી તારીખે અથવા ૧૨મી તારીખે ન મળે તો તેમણે તે અંગેની ફરિયાદ કવિતા કાર્યાલયને તરત જ પહોંચાડવી.

## કવિતા—ઓગષ્ટ—૧૯૪૩

### —ગૂંથણી—

# ક ★ વિ ★ તા

તંત્રીઓ

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઈ કોલક

વર્ષ : ૩ અંક : ૧ ઓગષ્ટ ૧૯૪૩ અંક ૨૫


## પૂ ર્ણિ મા

૧

તે આ ઊગ્યો નભમહીં ફરી ચન્દ્ર શો ફુલ્લ ચારુ !
ને પૃથ્વીએ પુલકિત સજ્યો કૌમુદી-શુભ્ર સાળુ,
સ્વપ્ને જાણે સરી જતી તરે તેજ કેરે તરંગે
તારા પંક્તિ મૃદુ મલકતી મૌનને ગાન રંગે
જોતા એ તો પ્રિય મણિ, સ્મરે રાત તે એક ગીઠી
જ્યારે તારી ગુલછડી સમી કામ્ય મે કાય દીઠી.
ત્યારે શીળી હસી રડી હતી ચન્દ્રિકા સ્નિગ્ધ આવી,
ને તેને કે વધુ રહી હતી કાન્તિ તારી ખિલાવી !
ત્યારે ઘેરા જલધિ જલના કોટિ કો કુન્દ જેવી
જ્યોતિર્ધીને અલસ લસતી ફેન રાશિ સુધા પે
ચન્દ્રાકેરી કિરણ પગલી નર્તતા કો નિશામા
વિદ્યુલ્લીલા પ્રતિ વિચિ મહીં જેમ નિસીમ મ્હોરે
તેવી રીતે નયન સુભગા કૌમુદી-ગૌર તારી
જોતાં કાયા રસનીતરતી શ્રી તણા ગર્વ રંગે
અંગે મારે પુલક પુલકે હર્ષ કેરી સિતારી
બાજી ઊઠી રણ ઝણ થતી પ્રેમ કેરે અભંગે !

૨

એ પૂર્વે કે પરિચિત હતી કાલિદાસાદિકેરી
સૌન્દર્યોએ વિરલ લસતી કાવ્ય સૃષ્ટિ અનેરી
છાયા શીળી સુર સરિતના સીકરે સ્નિગ્ધ ચારુ
ઢાળી રે' જ્યાં સુરલિત તટે ભવ્ય કે દેવદારુ

અંબોડે ત્યાં કુરવક નવાં ધારી કર્ણે શિરીષ
હસ્તે લીલા કમલ અલકે કુન્દનાં પુષ્પ ગૂંથી,
આસ્યે લોધ્રપ્રસવરજથી પાણ્ડુ શોભા ભરેલી
યક્ષોકેરી લલિત વનિતા મેઘદૂતે મળી'તી.
તેના ઘેલા રસિક અભિસારો તણી વાત છાની
કે'તા જાણે અલકથી સર્યાં પુષ્પ મન્દાર કેરાં,
ને રત્નો કૈં નગરી અલકાને પથે કોડિલી તે,
મુગ્ધા કેરા ઉરવિરહથી મૂક જેવાં દીઠાં'તાં!
વિદ્યુલ્લેખા સમ વિલસતી એ સર્યાં ભૂષણોની
તન્વી શ્યામા હરિણ નયના સ્વામિની કેરી યે ત્યાં
માણી'તી મેં સ્મરશરસુધા સિક્ત શૃંગારશોભા
લીલા મ્હોર્યાં મઘ મઘ થતા માધવી મંડપોમાં!—

૩

મારે આ સૌ કથન શકશે જોઈ તું કે ન'તો હું
રૂપો કેરા નયન મધુના જાદુઘેને અજાણ–
રૂપો કેરી સુર્જ મનમહીં તો સદાયે અપૂર્વ,
જાણે કોઈ સુભગ સરમાં મીનનાં ક્રીડનો એ
જાગી રે'તી મૃદુ, વિચિ સમી, રંગ રેખાની લીલા
લ્હેરી રે'તી–સહજ કવિની કલ્પનાને ય જેના!
ભાળી કિન્તુ દૃગભરી તને મોંઘી ધન્ય ક્ષણે જે
તે વેળાએ દિનકર ઉગ્યો તારકો કેરી મ્લાન
કાન્તિ જેવી બની ગઈ સખિ, કલ્પના સૃષ્ટિ મારી!—
મારે માણે અકલકલ કૈં એવું તો થૈ ગયું કે,
જ્યાં મ્હેલાં કો સર હતું તહીં જાહ્નવી મુક્તધારા
લાગી વ્હેવા રસસભર, ને લોલ કલ્લોલ જામી
ત્યાં ખીલેલાં શત શતદલે પદ્મ ને રાજહંસો
કેરા લીલા શ્રવણ સુખદા નેત્ર કેરી સુધારી,
સિદ્ધો માણે શરદ ઋતુમાં માનસે જે સુભાગી!
ને લીલાં ત્યાં જલધિ જલના ફેનની આંચવાળા
મુક્તા પુંજો તણી છલકતી રિદ્ધિવન્તા તરંગો
કેરી રમ્યા સ્ફુરી રહી કયહીં ને છટા ભવ્ય કયાં કયાં—

જાંબી ઊંચાં સઘન વનની કલ્પવૃક્ષે સુહાતાં,
બાજી રે'તી જ્યહીં વિહગને કંઠ કો રમ્ય વીણા
સ્વર્ગંગાની રજત રજશી રેણુવાળા તટોમાં
વારંવારે પ્રતિધ્વનિત થૈ, દિવ્ય સંવાદ સાધી!

૪

વિશ્વે જે ના બનવું કદી યે શક્ય તે કલ્પના તો
સર્જી આપે; ક્રમ જગતને જ્ઞાત સામાન્ય એવો;
તેને જાણે વિહસી સખિ, તું કલ્પનાતીત સિદ્ધિ,
જેવી મારા જીવન નભમાં ઊગી તે વેળ આજે
સંભારું ને કવિકુલકિરીટે તને હોત દીઠી
તો પંક્તિઓ વિરલ કવિતા કેરીથી માનસીને—
અર્ધ્યો કેવા રસભરી ગિરામાં દીધા હોત તેણે
તે હું શોચું ફરી ફરી અને હાસ્તી બુદ્ધિ મારી!
પ્રીતિકેરે પ્રથમ પુલકે પ્રેમીને પ્રેયસી શી
કૈલાસે કે સુરસદનમાં યે નહીં રૂપસી કો!
તો હો ક્યાંથી અવનિતલમાં? એ હું જાણું છતાં યે
વ્હાલી આંખે અવરતણી હું ભાળી ભાખું ફરી કે,
ઝંખે જેને અમર, નમણી યક્ષકન્યા થકી તે,
તું તો જુદી! ઋતુ કુસુમ તે સર્વ નવનીત કૂણાં,
મૂર્ઝાઈ જે અવર ઋતુના સ્પર્શ માત્રે જતાં સૌ!
જ્યારે તું તો મૃદુલ કળીકો અગ્નિ મ્હોરી લતાની!—
હૈયા કેરી ઋજુ સરળતાથી ભર્યાં નેત્રવાળી
મારી, જ્યારે બની તું દયિતા, સૂર્ય ને ચંદ્ર સાખે,
ત્યારે મારા સકલ સુખનો કુંભ જાણે સુધાએ
પૂર્ણેન્દુ શો રસ છલકતો તેં ધર્યો હોઠ મારે—
જાણે મારે રહ્યું નહિ કશું ક્યાંય કો રીત ઊણું!
કોને કિન્તુ સુખ નિત ન જ્યાં ગૂઢ કો દુઃખ છાયા?
કે કો ભાલે લખી ચિરવ્યથા જ્યાં ન કો સૌખ્ય રેખા?
એનો જાણે અનુભવ હતો જીવને બાકી તેમ
વ્યાપે હૈયે કદી ઘન વ્યથા વિશ્વ વૈષમ્યથી જે—

તેણે પ્રેર્યું ગરલ વિષબિન્દુ હતું વર્ષતું કો
કુંભ વ્હાલી, સુખનણી સુધાથી ભર્યે આપણે તે,
જે હું જોતો પણ નિત ન જોયા સમી દૃષ્ટિ રાખી
તેની ઝેરી લહર સુખ કુંજે મહીં આપણી ના
કો રીતે યે કયહીં થકી પ્રવેશે તદર્થે સદા હું
યત્નો ભારે કરી કશી પડે જાણ તેની તને ના
તેવી જે જે નિત નિત નવી યુક્તિઓ યોજતો'તો,
તે સર્વે તું સમજતી છતાં ના મને જાણવા દે,
ને મોહે જે મુજ નયનને અંધ જેવાં કર્યાં'તાં,
સ્નેહે તારે ફરી નીરખતાં તે બનાવ્યાં શી રીતે—
તે તો વ્હાલી નિશદિન મને યાદ આવે અહીંને
તેની કો'એ વિગત જરી યે છે ન તુંથી અજાણી,
તો યે વાતો પુનરપિ પુનઃ તારી પાસે જ તારી
કેવા કેરો કયમ કરી કરું કોઈ લ્હાવો જતો હું?
પ્રેમી પાસે પરિચિત બધી એકની એક જૂની
વાતો કે'ના પ્રણયી જન કો કયાંય થાકયા સુણ્યા છે?
કે હું થાકું સ્મરણ સુખદા તારી તે નિત્ય તાજી
વાતો મીઠી ફરી ફરી સ્મરી ને સુણાવા તને યે
જ્યારે છીએ ઉભય વિખુટાં ભિન્ન કારાગૃહોમાં?

૬

છાયા શીળી જનક જતનીની, લતા જેવી મીઠી—
વ્હેનો કેરા ઉર ઉમળકા, ને સ્મિતો લક્ષ્મી વેર્યાં
પંથે જેને શિશુવય મહીં ને વળી યૌવને હો,
તેને તાપો કવચિત જ દહે દગ્ધ સંસાર કેરા
એવું દૃષ્ટિ ક્ષિતિજ ઉપરે વ્હાલી, તું ઊગી ત્યારે
સ્વપ્નો કેરા સુભગે જળવે ઝૂલતી હોડી જેવું
સદ્ભાગ્યોની કુસુમ ઝરતી સ્નિગ્ધ કુંજે વહેતું
નાનું શું કૈં જીવન ઝરણું મારું ગાતું જતું'તું!
સત્કાર્યો કૈં ગત જનમ ને જન્મ જન્માન્તરોમાં
કીધાં હોયે તપ તપી શકે ચંડ પંચાગ્નિ તાપે,
ત્યારે આવો શુચિ સુખી ગૃહે પામતા જન્મ યોગી,—

એવું શીખી ગળથુથી થકી માનતો હું થયો'તો
કે, છે આખું નિયતિ નિરસ્યું કર્મ આધીન-વિશ્વ.
આથી જ્યારે કદી કદી મને અન્યનાં દુઃખ કેરો,
કે દીનોને શિર ગુજરતા કોક અન્યાયનો જે
આછો ઝાંખો અનુભવ થતો ને દ્રવી હૈયું રે'તું,
તો દુઃખો એ અફળ કરવા શક્તિના કો સમર્થ,
કે પાપોના પુનિત ઉરદાહો સમાં દુઃખનો એ
પાપી કેરાં શિર ઉપરથી બોજ ઉઠાવી લેતાં
પશ્ચાત્તાપે શિવ પરમની પ્રાપ્તિ તેને થતે જે
તેથી તેને વિમુખ કરવા જેવું કૈં પાપ લાગે,
એવું મારા ગુરુજન મુખે સાંભળી વિશ્વ ને આ
લીલા લેખી અકળ પ્રભુ કેરી, સમાધાન સ્હેલું
શોધી મારા સુખનિધિ મહીં મગ્ન પાછો થતો હું.

૭

થાતાં કિન્તુ મુજ જીવનકેરી સુકાની સખિ તુ
મારા કાજે ભવનિધિ જલે કો નવા પંથ ખૂલ્યા,
જેનો પૂર્હેલો પરિચય મને કો રીતે એ ગમ્યો'તો
એવું ન્હોતું, પણ સહન મેં તે કર્યાં કાજ તારે,
શંકા જેની કદી પણ તને થાય ના તેમ કોડે.
ને એ રીતે અતિશય હવાં પ્રેમમાં તોય ન્હોતા
ખૂલ્યાં પૂરા ઉભય ઉરના આગળા જેથી આડું
આડું કૈં અન્તર પટ ચીરાઈ જતા વ્હેત કેરું,
બે હૈયાની સમરસ થકી એકતા જે મધાયે
તેવી સાધી હતી પૂરી શક્યાં એકતા ભાવનાની.
તું તો જોતી સખિ, ઉભયને અન્યને કાજ સર્જ્યાં
જ્યારે મારી ઉલટી જ હતી દૃષ્ટિ એ માન્યતાથી!
મારે તો તે ઋતુ પરમ કે વિધિ કે જે કહો તે
આવી તારા મહીં હતું વસ્યું-તું હતી સર્વ મારે!
* ઝીલે મુગ્ધ સ્મિત મદભરી તારિકાનાં કદી કે

*અહીંથી શરૂ થતી ચૌદ પંક્તિઓને સોનેટ તરીકે પણ લેખી શકાય એમ છે.—લેખક

આળે છાની પળ રસિક મન્દાકિની સાથ થેલી,
તોયે ત્રીડા રમણી ભુજના પાશ શો સ્નેહ બંધ
પૃથ્વી કેરો જ્યમ નિત ચહે ચંદ્ર આશ્લેષ ઘેલો,
તેવી રીતે દિન ભર હું યે કે કદી રાત્રિમાં યે
સંજોગોને વશ યદિ થતો નૈક કાર્યે નિમગ્ન,
હૈયુ તો યે મુજ સખિ, રહેતું સદા પાસ તારી
જાણે સીમા તુજ ભુજ તણી લંઘવી ન્હોતી મારે !
તુ યે વ્હાલી, મુજ જીવન સંગીતમાં નિત્ય હેતે
વીણા જેવો લયમધુર કૈં સાથ પૂરી રહેવા
ઝાંખી તેવા સુખદ લયસૂરો વહાવી રહેતી:
મારે કાજે તુજ ઉર હતી મુગ્ધતા આવી તેને
છૂપાવાને ઘણુંય મથતી તું કદી તોય તારાં
નેત્રો કેવાં તરત પકડાઈ જતાં કોડઘેલાં !

૮

આવી દિવ્ય પ્રણય સરિતામાં વહેવા છતાં યે
ભાવિ કેરી કદી કદી મને ભીતિ અસ્પષ્ટ રે'તી;
તેનો પ્હેલો પરિચય થયો આપણા લગ્ન કેરી
રાસે પ્હેલી તિથિ ઉજવવા તારી સાહેલીઓ સૌ
જ્યોત્સ્ના ભીની રજની મહીં તે ભેગી જ્યારે મળી'તી !
તારા વૃન્દે વીંટી શશિકલા શી સખીઓ મહીં ત્યાં
અંગે અંગે સ્મિત નીતરતી રંગછોળે ભીંજાતી,
જાણે તું તો બની રહી બધાં નેત્રની મોદલીલા !
એ રાસોની ઉજવણી મહીં રમ્ય આશ્ચર્ય યે કૈં
વૈવિધ્યોથી રસસભર જોવા મળ્યાં તે મહીંથી
ફાગે ભીંજ્યા હરિજન વધૂઓ તણા રાસ જોતાં
આશ્ચર્યોની મુદિત મદિરા સર્વ હૈયે ચઢીને
તારું યે કૈં હસું હસું થતું લાલ કેવું બન્યું'તું
કાન્તે, ગોરું વદન ગભરૂ-મુગ્ધ સૌને બનાવી !
કિન્તુ જેવી પુનમ વદને વાદળી કોક આછી
આવી કાન્તિ ક્ષણભર કરી ઝાંખી તેની જતી રે'

વ્હાલી, તારે પુલકિત મુખે ઉત્સવે તેમ એ મેં
જોતાં જોતાં હરિજન વધૂઓ તણા રાસ રમ્ય
છાયા ઝાંખી મુકી જતી દીઠી વેદના કોક છાની!—
તે વેળા તો તુજ ઉર કર્યાં મન્થનો ચાલતાં’તાં
તેમાંનું ના કંઈ પણ હતું જાણવું શક્ય મારે,
કિન્તુ જ્યારે સ્વજનતણી તે ભીડ ઓછી થઈને
સાહેલી સૌ શયન ગૃહને ઉંબરેથી હસન્તી,
ફૂલો કેરા ઢગમહીં તને પોયણી શી હસાવી,
સોંપી જાણે મુજ કર મહીં મર્મ વાક્યે સિધાવી,
ત્યારે કેવી નભપટ પરે શાન્ત સંધ્યા કિનારે
સોહી રે’તી વિધુ ઉર પરે શુક્ર તારા સમી તું.
કંઠે મારી ઝુલી રહી મીઠી! કિન્તુ આશ્લેષમાં એ
ઊર્મિ તારી સહજ થકી મેં કૈંક ઊણું લહ્યું ત્યા!—

૯

મારી ઊંડી સહજ અનુકંપા ભરી પ્રીતિ લ્હેરે,
ધીરે ધીરે તુજ ઉર કળીની કુંણી પાંદડીઓ
ખૂલી, ને તે હરિજન વધુઓ તણા રાસ જોતાં,
લાધી’તી જે તક ઘણી તને નિત્ય તેમાંથી એક
દારિદ્રોએ વિવશ શી છતાં સ્વસ્થને સૌમ્ય મીઠી
એ સ્ત્રીઓને શક્ત મળી તો? કૈંક સવેદનો એ
આવે સીંચી મૃદુ રસભરી સૌરભો મ્હેં લહી ત્યાં!
તારી એ સૌ ઘન ઉર વ્યથા પીછી મેં અર્ધ્ય મીઠા
અર્પ્યાં તારા મૃદુ હૃદયને કોડ ઘેલા અનેક;
ને તે સાથે કદી કરી તને કર્મ કેરાં ફળોની—
વાતો યે હું સુભગ પળ કો ખોળી દેતો સુણાવી.
યુક્તિ એ સૌ સમજતી છતાં વાદ તેં ના કહી યે
કીધો ને તે રસ સભર સૌખ્યે ફરીથી ડુબાડયો!
ધીમે ધીમે વિરલ તવ એ સંયમે વ્હાલી, મારી
વહ્નિ તાપે હિમશી પીગળી વચના આત્મની ને
જ્યાં કુન્દેંદુ થકી નીતરતી કૌમુદી ઢારી સર્જ્યાં;
લ્હેરે ક્ષીરોદધિ સમ વનો મોગરાનાં અનેક,

તેવા કોઇ મુદિત વનની મુક્ત કો સારિકાને
સ્વાર્થે મારે કનકમય કો પાંજરે હોય પૂરી,
ગ્લાનિ એવી કદી કદી રહી મર્મ સૌ શારી મારાં!—

૧૦

બે આત્માનો શિવ સખિ, હતો યોગ આવો સધાતો
ત્યારે આવી સુભગ પળ કો, ને રહી ભાગ્ય વ્યાપી
ચોપાસે ત્યાં અગણિત શિખા મુક્તિના યજ્ઞ કેરીઃ
એ તો મોંઘું શુભ હતું મહા પર્વ જ્યાં ત્યાગ કેરી
સ્પર્ધા જાગી, અજબ બલિદાને રહ્યા લોક રાચી!
એ પર્વે જ્યાં યુગ યુગતણી સિદ્ધિઓ હોમવાને
લોકો આવ્યા દિશ દિશ થકી દોડતા, આપણે યે
હોતા જેવાં ઉભય બની, ખાંડા તણી ધાર જેવા
માર્ગે કીધુ પુલકિત ઉરે નવ્ય પ્રસ્થાન વ્હાલી!
"ત્યાગે માણો!" તણી પરમ એ ઉક્તિની સાર્થતા શી—
જાણે ત્યારે બની રહી અહો! જીંદગી આપણી ને
માણ્યો સાચો પ્રણય સખિ, ત્યાં આપણે મુક્તિ માર્ગે!
એના મોંઘા ફળ સમ મહા જંજીરો આજ કેવી
સોહે છે જો તુજ મુજ કરે! આજ એને વધાવી
માણું છું હું વિરહ સુખ જે મેઘદૂતે ન ગાયું!
આજે આવી વિવિધ સ્મૃતિઓથી ભરી પૂર્ણિમાને
જોતાં તું યે મુજ સમ હશે શોચી આવું રહી કૈં.
મુક્તિકેરાં પુનિત પગલાં પૂજી કારાગૃહે તે!
તેથી જાણે મુજ ઉર કરાવા પ્રતીતિ સખિ, ત્યાં
માંગલ્યોને મધુ છલકતા મુક્તિના કુંભ જેવો
જોને ઊગ્યો નભ મહીં ફરી ચંદ્ર શો પુલ્લ ચારુ!—

સ્નેહરશ્મિ

# अस्मदीयम्

## ગુજરાતમાં આવા કવિસંમેલનો શા માટે ન ભરાય?

લંડનના એલીઅન હોલમાં કવિતાવાચનનો એક કાર્યક્રમ થઈ ગયો. એ કવિતાવાચનના કાર્યક્રમમાં અંગ્રેજી સાહિત્યના ધુરંધર અર્વાચીન કવિઓએ વ્યાસપીઠ પરથી પોતાની કવિતાઓ વાંચી સંભળાવી. એ કવિઓને સાંભળવાને પણ મોટી મેદની એકત્રિત થઈ હતી જેમાં બ્રીટીશ સામ્રાજ્યનાં મહારાણી, રાજકુંવરીઓ, પ્રધાનો તેમજ લંડનના પ્રતિષ્ઠિત શહેરીઓનો સમાવેશ થતો હતો.

કવિતાવાચનમાં ભાગ લેનારામાં રાજકવિ મેસફીલ્ડ, ટી. એસ. ઈલિયટ, વોલ્ટર ડ લા માર, એડમન્ડ બ્લન્ડન વગેરે હતા. અઢી કલાક સુધીના આ કવિતાવાચનના કાર્યક્રમમાં આ તેમજ અન્ય પ્રતિષ્ઠિત કવિઓએ પોતપોતાની કૃતિઓ વાંચી સંભળાવી હતી.

જે દિવસે લંડન યુદ્ધસંચાલનનું કેન્દ્ર બન્યું છે, પળે પળે જ્યારે વિમાની હુમલાની ભીતિ રહી છે તે સમયમાં આ કવિસંમેલન સફળતાથી મળે છે.

પણ ગુજરાતના ઈતિહાસમાં આવા સંમેલનો ભરાયાં છે ખરાં? પ્રતિષ્ઠાથી મહાન બનેલા પ્રથમ પંક્તિના કવિઓએ કદી યે આવાં કવિસંમેલનોમાં ભાગ લીધો છે? કદાચ એ કવિઓ એમ પણ કહે કે એવા સંમેલનમાં શ્રોતાજનોમાં પ્રતિષ્ઠિત પુરુષો આવે છે પણ ખરા કે?

મુંબઈમાં એક નહિ પણ અનેક કવિસંમેલનો ભરાયાં છે. પ્રતિષ્ઠિત યુવક કવિઓએ આનંદથી એમાં ભાગ લીધો છે. ભાગ નથી લઈ શકતા આપણા સાક્ષર કવિઓ. એમને અમે ઉપરના કવિસમેલનની વાત સુણાવીએ છીએ. પ્રતિષ્ઠાથી અલંકૃત બનેલા કવિઓ પોતાની જાતને પ્રમુખપદ માટે જ અનામત રાખી સંમેલનોમાં ન ભળવામાં માને છે. પણ એમાં એ કવિઓ કંઈક ગૂમાવે છે.

ગુજરાતને આંગણે શા માટે એવા કવિસંમેલનો ન ભરાય કે જેમાં પ્રથમ પંક્તિના સુપ્રસિદ્ધ કવિઓ ભાગ ન લઈ શકે? આજ સુધીમાં મળતાં કવિસમેલનોમાં એમને આમંત્રણ ન મળ્યાં હોય એ માનવાને અમો તૈયાર નથી. એ મહાકવિઓને અમારી એક વિનતિ છે કે ગુજરાતી સાહિત્યના ઈતિહાસમાં આવા અદ્વિતીય કવિસમેલનનું પાનું આલેખાય એ માટે સામાન્ય કવિઓ સાથે ભળવામાં સમય આવે ન સંકોચાશો.

# ચમન અને સુમન

અમે સૌ કહેતા રમતમાં પુકારી,–
અમારો બિરાદર મઝાનો ચમન છે;
અને કોઇ ધીરે કહે નીચું ભાળી,–
ચમનથી મઝાની ચમનની સુમન છે.

અને સૌ હસે ત્યાં બજાવીને તાળી,–
અરે વાહ શાયર મઝાનું વજન છે,'
શશીથી નિશા ને નિશાથી શશી શું,
ચમનથી સુમન ને સુમનથી ચમન છે.

અને મશ્કરો કોઈ બોલે પછી ત્યાં,–
અરે યાર કહે કે ચમનથી સુમન છે.
અગર એ સુમનથી જ જાહિર ચમન છે,
અગર બેઉના કોક ઇશ્કે પવન છે.

પછે કોઈ ફિલ્સુફ ડાહ્યાં વદે ત્યાં,
અગર ઈશ્ક અગે તમારો સુમન છે,
તો જાણો કે બંનેમાં બન્નેનું મન છે.
ચમનમાં સુમન છે, સુમનમાં ચમન છે.

અને મશ્કરો તે ફરીથી વદે ત્યાં,–
અરે ધૂળઢેફાંનું ખાલી કવન છે.
ચમનને હું જાણું છે એ તો મહા ઠ,
અ ને એ થી જા ણો સ વા ઈ,–

તડાતડ પડી તાળીઓ ત્યાં ઉઠેને,
રિઝે કોઈ તો ખીજે કોઈકનું મન છે.
અમારા બધાનાં મગજમાહિં ત્યારે,
હતો તેવો કયાયે નથી કો પવન છે.

પછી તો ઉડે વાયરે જેમ દાણા,
ખળાના ઉડી સૌ ગયા તેમ કણ છે,
ઊગ્યા કે અધૂરા, પધૂરા કે ફાલ્યા,
ધરા કેરું કોએ કર્યું ત્યાં ફ્કન છે.

ન જાણે ગયું કો કહીં કોણ હાથે,
ચમન કયાં, સુમન કયાં, મગન કયાં છગન છે?
જગત જાળમાંહે પડયા સૌ ફસાયા
શિરે શું વિત્યું તે તો સમજે જ મન છે.

અને કોક દી દોસ્ત પાછા મળ્યા છે
જયહીં લૌ વતન કેરું અસલી વતન છે,
ગુમરાહ સૌનું જયાં આશા કિરણ છે,
ઘવાયા છુંદાયાનું જયાંહીં શરણ છે.

અને હાસ્ય પાછાં ફૂટયાં શું હવાઈ,—
અરે આ તો પેલા બિરાદર મગન છે,
અને આપણો આંહિ પેલો ચમન છે,
ચમનની અલ્યા પાછી અહિંયે સુમન છે.

અને શાયરે ખેંચી બે બેત કાઢી,
તુંડા ફિલ્સુફે કાઢયા બે એક સુખન છે,
અરે આ તે સાચો તમાશો કે પેલું
બનાવટ ભરેલું કો ખાલી સુમન છે.

સુમન જેવું તો યે આ સાચું બધું છે;
નવો ઓપ પામ્યાં જુનાં આ રતન છે,
ખુશી શાયરે કંઠ ખુલ્લો કર્યો કે,
અસલના વતનમાં બધાંનાં જતન છે.

હતો રે ચમન તું ઉજડ દેશમાં ત્યાં,
સુમનમાં ન ખુશબૂનું એક સ્ફુરણ છે,
શાહોના શાહોનો હાવાં બન્યો તું,
ખિલેલો સુઝેલો ભભકતો ચમન છે.

અને એ ચમનમાં મુઝાની ખિલેલી
નવા રંગવાળી કો નૂતન સુમન છે.
ત્યહીં ફિલમુર્ફે આંગળી કીધી ઊંચી
આ શાયરની બેતે હા એક જ સ્ખલન છે.

શાહે જહાંને ચમન તો ઘણા છે,
ભલે એ બધામાં આ ન્યારો ચમન છે,
છતાં શાહના દિલને હરનારું કો છે?
ચમનની સુમન? ના. ચમનનું સુમન છે.

અહોહો પુકારી ત્યહીં સૌ ઉઠયા છે,—
ચમનની નહીં પણ ચમનનું સુમન છે.
શાહે જહાની ખલકમાં ખિલેલાં,
ચમનને સુમનને દિલીખુશ નમન છે.

સુન્દરમ્



## મેઘ નૃત્ય

માતંગ શો પવન વાય દશે દિશાએ,
નાખ્યાં ઉખાડી પળમાં કંઈ ઝાડપાને;
આકાશમાં ઘન કરે ભય ગર્જનાઓ,
ને વીજની ઝમકથી ચમકે દિશાઓ.

ત્યાં બીકથી ફફડતાં અનિ હા વિહંગે,
ને ભીત પ્રાણી વળતાં નિજવાસ વેગે;
પૃથ્વી પ્રમત્ત થઈ કામ તપે ય અંગે,
તે મેઘ શ્રાવ ચૂસી અંગ સુવાસ હોરે.

અમીન

## આંખની પાંપણ થાજે

લટકી વિભાવરીની કોરે
તારકની રૂપેરી દોરે
ચૂસી લઈ સુધા નિજ જોરે
આખની પાપણ થાજે
તું મુજ આખની પાપણ થાજે.
પાટડીના નિમિષ તુ જોજે,
ચાહે નિજ ઉર તેજ ખી ખોજે,
ખૂબ ભરેલા આસુ લો'જે
આખની પાપણ થાજે,
તુ મુજ આખની પાપણ થાજે.
સુરબાળાની સાજક થાજે
પ્રફુદ્ધ પથમા દોડી જાજે
બસ મારી અભિલાષા કાજે
આખની પાપણ થાજે,
તું મુજ આખની પાપણ થાજે.

મીનુ દેસાઈ



## " કવિતા "

કવિતા કવિ સૌ ભલે કરે
કવિતાને પણ જે ન આદરે
હૃદયોત્થિત ભાવ ભવ્યથી
કવિતા સર્જક એ કવિ નથી.

કવિતા નથી શ્રામ્ય દેવતા
કવિતા છે નહિ માત્ર ગેયતા
કવિતા કવિ-દાસિકા નથી
કવિ-તંત્રા કવિતા કદી નથી.

કવિતા ભગવત્ કૃપોત્થિતા
વરતી ભક્ત-જન સ્વયંવરા
વરદાયિની મોહનાશિની
કવિતા વિશ્વ સમસ્ત ધારિણી.

કવિતા પરમેશ્વરી સ્વયં
કવિતા નિર્મલ કાવ્ય દેહની
હૃદયે શુચિસદ્મ સદરી
કવિને ભર્ગ અનર્ઘ અર્પતી.

વસજો મમ અંતરે સદા,
રસપૂર્ણા કવિતા રસેશ્વરી,
રસને પિરસાવવા નવા
મમ હાથે, મુજ પ્રાર્થના.

ડૉ. જે. સી. ભટ્ટ

# તું કોણ દેવી !

•

તું (અમારી આશા) અતિ વિકસિત થઈને તેજ અતિવિકાસ (પ્રોત્ફુલ્લની) અવાજ વગરની ફુલ્ઝરી જગાડનારી અને આકાશી તેમજ અવધિ વગરના સુખને પામતી, મીઠા, મધુર અવાજ વગરની વીજળીની ચમકને સમળાવતી અમારામાં જીવનનો એક તંતુ પણ ન હોય તો ય બનાવ્યા કરે છે.

હું ત્હારી પ્રતીક્ષા કરું છું નિમિષહીન નેત્રોથી, મ્હારું હૈયું કહે છે કે તું મ્હને જલ્દી દિક્ષા આપ, પાપો પૂકારીને શિક્ષાની ભીખ માગી રહ્યા છે અને તતુ પણ જીવ ન હોવા છતાં ય તું પરીક્ષા કરે છે.

ભલે હૈયામાં, ખાડવ જેવા અનેક વનોના દવ એકી સાથે સળગી રહ્યા હોય, કરાલ કાલ પોતાની દાઢના ખૂણાઓ સળકાવી રહ્યો હોય અને વ્હાલાંઓ લોખડી જજીર બાંધી શકતા હોય, તે વખતે જીવનો એક તંતુ પણ ન હોય છતા યે તુ સુખના સ્વપ્નો બનાવે છે. (લોભાવે છે સુખ સ્વપ્નોથી)

દૂર દૂર બ્રહ્માંડને પાર કરતી દૃષ્ટિ ગાંડતા ચોખંડને બ્રહ્માંડને ભરી દેવા (મ્હારી મહત્વકાંક્ષાથી) ધરતીને ધ્રૂજાવતો હોઉં અને આદર્શની સૃષ્ટિ સર્જવા કોતર અને ગુફાઓને ભજતો હોઉં-મ્હારો જીવ એક પણ તંતુ વગરનો હોય તો પણ તું તો મ્હારાથી એની ત્હારી નાડીને જીવાડયા જ કરે છે.

ઓ દેવી, સાધન વગર સાધ્યોને સાધનારી, કૃપાણ વગર કારી ઘાવથી ત્હારા કામ્યોને પાર કરતી, ઓ દેવી ! મ્હારી બુદ્ધિ ધૃતિ, સહન કરનારું તત્વ અને મ્હારી, સુઆશમાંથી એકેયનો તંતુ ન હોય તોય મને રમાડયા કરતી હે દૈવત વગર રાચનારી દેવી તું કોણ છે !

ભાનુ પ્ર. ભટ્ટ

# તૂ કૌન હૈવી?

હર પલ આતી હૈ વહ મનમેં
જબ ખોજૂં મૈં રાહ જગતમેં
આતી હય વહ જબ મૂસ મનમેં
ફૈલાતી હૈ ખુશબો મનમેં–૧

જબ બનતા હૂં મૈં ઉદાસી
તબ વહ પૂછતી "ક્યોં ઉદાસી"?
તબ મૈં કહતા "કૂછ નહીં સૂઝતા
તબ વહ પૂછતી "ક્યોં નહીં સૂઝતા?"–૨

જબ મૈં ઘનલીન બ્યાકુલ બનતા
તબ વહ કહતી "ઘન કયા કરતાં?
જબ મૈં જગમેં નિશ્ચલ બનતા
તબ વહ કહતી "કર્મવીર બનના"–૩

જબ જબ દીલમેં જ્વાલા જલતી
તબ વહ મુઝે યહ કહતી થી
"ચલો જાયેં હમ સાગર તટ પર"
ઔર લે જાતી વહ હાથ પકડ કર–૪

ફીર વહ મુઝસે યહ કહતી હય
"સાગર દેખો ઊછલ રહા હય
ઠંડી લહરે વહ પાતા હય
લેકીન ઊસમેં વડવાનલ હય"–૫

બચપનસેં યહ પ્રીત લગી હય
વહ મેરી જીવન સાથી હય
જબ તક વહ મેરી સાથી હય
તબ તક મનમેં ઊજાલા હય–૬

લેકીન દો દિનસેં નહીં આતી
ખુશબોઈ મનમેં નહીં ફૈલાતી
મનમેં અબ છાયા અંધેરા
કહાંસે દેખૂં મૈં ઊજાલા–૭

સાથી મેરે ચલે ગયે અબ
કૌન બતાયેંગે રાસ્તા. અબ
મન તો અબ મરને લગતે હય
"પીયા બીન નહીં ચૈન પડત હય"–૮

કુમાર મહેતા

# કાવ્યપુરુષોત્પત્તિ

[ ઈ સ. ૯૨૦મા સૈકાના રાજશેખરની કાવ્યમીમાસાના પહેલા અધ્યાયનુ ભાષાન્તર ]

ડોલરરાય ૨. માંકડ

ગુરૂ પાસેથી જુની વાત અમે એમ સાભળી છે કે કથાપ્રસંગવશાત્ (એકદા) શિષ્યોએ બૃહસ્પતિને પૂછ્યુ "આપના ગુરૂ જે સારસ્વતેય (=સરસ્વતીના પુત્ર) કાવ્યપુરુષ તે કેવા છે?" (ત્યારે) બૃહસ્પતિએ તેમને કહ્યુ 'આગળના વખતમા પુત્રની ઇચ્છાથી સરસ્વતીએ હિમાલય ઉપર તપ કર્યું હતુ. તેને બ્રહ્માએ પ્રસન્ન મનથી કહ્યુ 'પુત્ર આપુ છુ.' પછી તેણે કાવ્યપુરુષને જન્મ આપ્યો. તેણે ઊઠીને પગે લાગીને છન્દોમયી વાણી ઉચ્ચારી 'આ વાઙ્મયરૂપ વિશ્વ (જેનાથી) અર્થરૂપે પરિણમે છે, તે હુ કાવ્યપુરુષ છુ હે માતા, તારા પગોને હુ નમુ છુ" શ્રુત્યાદિમા જ (હજી સુધી રહેલી) છન્દોમયી વાણી ભાષામા (પણ વપરાતી) જોઈને દેવીએ તેને હર્ષથી ખોળામા લઈને કહ્યુ, "વત્સ, છન્દોમયી વાણીના પ્રણેતા, વાઙ્મયની માતા એવી જ હુ તારી માતા છુ, તેને પણ (તુ) જીતે છે. લોકો પ્રશસ્યતમ ગણે છે–પુત્રથી પરાજય થાય તે બીજા પુત્રજન્મ (જેવો) છે–તારી પહેલા વિદ્વાનો ગદ્ય જ જાણતા, પદ્ય નહીં. હવેથી તારી વાપરેલી છન્દોમયી વાણી પ્રવર્તશે. અહો, તું શ્લાઘનીય છો શબ્દાર્થ તારુ શરીર છે. સસ્કૃત મુખ, પ્રાકૃત હાથ, અપભ્રશ જઘન, પૈશાચ પગ, મિશ્ર તારુ ઉર છે તુ સમ, પ્રસન્ન, મધુર ઉદાર ઓજસ્વી છો. ઉક્તિરૂપી તારી વાણી છે. રસ આત્મા, છન્દ રોમ,–પ્રશ્નોત્તર, પ્રવહ્લિકાદિ તારી વાક્કેલિ, અનુપ્રાસોપમાદિ તને શોભાવે છે ચનારા અર્થને ઉક્ત કરતી શ્રુતિ પણ તને સ્તવે છે

"એના ચાર શીંગડા, ત્રણ પગ, બે માથા, સાત હાથ છે બળદ ત્રિધા બંધાયેલો રવે છે. મહા દેવ મર્ત્યમા આવ્યો છે."

તોપણ મોટા પુરુષનુ કર્મ હવે બધ કર અને બાલોચિત વ્યવહાર કર" એમ એને કહીને (સરસ્વતી) વૃક્ષોના આશ્રયવાળા ગણ્ડશૈલની સપાટીરૂપી પથારી ઉપર એને મૂકીને નહાવાને માટે સ્વર્ગગાએ ગઈ. ત્યા, કુશસમિધ લેવાને નીકળેલા મહામુનિ ઉશનાએ, સૂર્ય હવે ઉચે ચડ્યો હતો તેથી ગરમીથી (પરસેવે) રેબઝેબ એવા તે (બાળક)ને જોયો, (અને) 'આ કોઈકનો અનાથ બાળ છે' એમ ધારીને તે પોતાના આશ્રમે એને લઇ ગયા ઘડીક આરામ લઇને તે સારસ્વતેયે છન્દોમયી વાણીથી અકસ્માત તેને આશ્ચર્યમા ડૂબાવીને કહ્યુ

"કવિરૂપી ગોવાળોથી જે હમેશા દોવાય છે છતા ન દોવાયેલી જ જે રહે છે

તેની સૂક્તિધેનુ સરસ્વતીને હૃદયમાં ધારણ કરો."

એમ કહીને અધ્યેતૃમા ઉત્તમ એવી બુદ્ધિમત્તા (એને) આપી. ત્યારથી સન્તો તે ઉશનાને કવિ કહે છે અને એના ઉપચારથી આ લોકોમાં કવિઓ કવિઓ કહેવાય છે. કવિ શબ્દ કવ્ કાવ્ય કરવું એ ધાતુનું રૂપ છે. કાવ્યની સાથે એકરૂપ છે તેથી સારસ્વતેયને પણ લક્ષણાથી કાવ્યપુરુષ કહે છે.

પછી, પાછી ફરેલી સરસ્વતીએ પુત્રને ત્યા ન જોયો તેથી હૃદયમાં આક્રન્દ કર્યું. પ્રસગવશાત ત્યાં આવેલા મુનિસત્તમ વાલ્મીકિએ, વિનયપૂર્વક તે સમાચાર દેવીને આપીને તેને ભૃગુસતનો (ઉશનાનો) આશ્રમ બતાવ્યો. પ્રસ્તુતપયોધરા એવી, પુત્રને ભેટતી માથાને ચુમ્બતી એવી તેણે આશીર્વાદથી ભરેલા ચિત્તે મહર્ષિ પ્રાચેતસને (=વાલ્મીકિને) પણ છન્દોમયી વાણી આપી. તેના વડે મોકલાએલ તે નિષાદ વડે હણાએલી સહચારીવાળા ક્રૌંચયુવાનને કરુણ કેકારવાળી વાણીથી આક્રન્દ કરતો જોઇને, શોકયુક્ત બની (નીચેનો) શ્લોક બોલ્યા.

"હે નિષાદ, તું શાશ્વત કાળ સુધી પ્રતિષ્ઠા પામશે નહી, કેમ જે તે ક્રૌંચના મિથુનમાંથી કામમોહિત એવા એકને હણ્યુ છે."

પછી દિવ્યદૃષ્ટિવાળી દેવીએ તે શ્લોકને પણ વર આપ્યો. 'બીજું ભણ્યા વગર જે પહેલા આને ભણશે તે સારસ્વત કવિ બનશે.' તે મહામુનિએ, વચનપ્રવૃત્તિ ચાલતાં રામાયણ નામે ઇતિહાસ રચ્યો, (અને) આ શ્લોકને પ્રથમ ભણવાવાળા દ્વૈપાયને તેના પ્રભાવથી એક લાખ શ્લોકની સહિતાવાળુ ભારત રચ્યુ.

એકદા બે બ્રહ્મર્ષિવૃન્દ વચ્ચેના શ્રુતિવિવાદમા તેને (સરસ્વતીને) નિર્ણેત્રી થવાનો આદેશ દાક્ષિણ્યવાન્ બ્રહ્માએ આપ્યો. એ સાભળીને ત્યા જતી માતાને તે (સારસ્વતેય) પણ અનુસર્યો. 'વત્સ, બ્રહ્માની રજા વગર બ્રહ્મલોકમા આવવું ઠીક નથી.' એમ કહેતા તેણે તેને પરાણે પાછો વાળ્યો અને પોતે ચાલી ગઈ. તેથી તે કાવ્યપુરુષ ક્રોધથી ચાલ્યો ગયો. ત્યારે પોતાના પ્રિય કુમાર ખૂબ રોતો હતો તેને ગૌરીએ કહ્યુ, 'તાત, છાનો રહે. આ હુ રોકુ છુ.' એમ બોલીને તેણે વિચાર્યું "પ્રાયઃ પ્રાણીને પ્રેમ સિવાય બીજુ બન્ધન નથી, માટે આને વશ કરે એવી કોઇક સ્ત્રીને સરજુ' એમ વિચારીને તેણે સાહિત્યવિદ્યાવધૂને ઉપજાવી અને એને કહ્યુ, 'આ તારો ધર્મપતિ ક્રોધથી આગળ ચાલ્યો જાય છે, તેની પાછળ જા અને એને પાછો વાળ. તમે પણ કાવ્યવિદ્યાસ્નાતક એવા હે મુનિઓ, આ બન્નેનું ચરિત સ્તવજો. એ જ તમારું કાવ્યસર્વસ્વ બનશે. એમ કહીને ભગવતી ભવાની શાન્ત થયાં. તેઓ પણ તેમ કરવા તૈયાર થયા.

પછી તે બધા પહેલાં જેમાં અગ વંગ સહ્મ બ્રહ્મ પુડ્રાદિ દેશો છે તે

પૂર્વ દિશામા ગયા ત્યા પાછળ જતી ઔમેથીએ જે વેષ જેવી રીતે પહેર્યો તેને ત્યાની સ્ત્રીઓ અનુસરી. તે પ્રવૃત્તિ તે ઔડ્રમાગધી તેને (ઔમેથીને) મુનીઓએ સ્તવી

“આર્દ્ર ચન્દન સ્તન ઉપર લટકાવેલો સૂત્રહાર, સીમન્તને અડકતી માથાવટી, દેખાય એવા બાહુમૂલ, દુર્વાની સળીઓથી રુચિર એવો આ વેશ અગુરુના ઉપભોગથી ગૌડાંગનાઓમા ચિરકાળ શોભો”

અને યદચ્છાએ જેવા વેશવાળો તે સારસ્વતેય હતો તેવા વેશવાળા પુરુષો થયા તે પ્રવૃત્તિ પણ તે જ છે બીજુ જે નૃત્તવાદ્યાદિક તેણે (વધૂએ) કર્યું તે ભારતી વૃત્તિ તેને તે મુનિએ સ્તવી વગેરે એવા સભારવાળી તેના વડે પણ વશ ન કરાયેલો એવો તે જે સમાસવાળુ અનુપ્રાસવાળુ અને યોગવૃત્તિની પરમ્પરાવાળુ બોલ્યો તે ગૌડી રીતિ તેને તે મુનિઓએ વગેરે વૃત્તિરીતિનુ સ્વરૂપ યથાવસરે કહેશુ

પછી તે પાચાલ તરફ ઉપડયો, જ્યા પાચાલ શૂરસેન હસ્તિનાપુર કાશ્મીર વાહીક વાહ્લિક બાહ્લવેયાદિ દેશો છે ત્યાં અનુસરેલી ઔમેથી વગેરે પહેલાંની પેઠે જ તે પાચાલમધ્યમા પ્રવૃત્તિ તેને તે મુનિઓએ સ્તવી

“તાટકના ચલનથી તરગિત કપોલવાળા, નાભિસુધી લટકતા થોડા હલતા હારવાળા, નિતમ્બ સુધી ચારેબાજુ લટકતા ઉત્તરીયવાળા મહોદય સુન્દરીના વેશને નમો”

ત્યારે જરાક આર્દ્ર મનવાળા (બનેના) તે સારસ્વતેયે જે નેપથ્ય ગ્રહ્યુ તે વગરે પૂર્વની પેઠે જ તેણે (વધૂએ) જે થોડુ નૃત્તગીતવાદ્યવિલાસાદિ બતાવ્યુ તે સાત્વતી વૃત્તિ તેમા આવિદ્ધ ગતિ હતી તેથી તે આરભટી (છે) તેને તે મુનિઓએ વગેરે આગળની પેઠે જ. એવા સભારવાળી તેના વડે જરાક વશ કરાએલો એવો તે જે થોડાક અસમાસવાળુ, થોડા અનુપ્રાસવાળુ અને ઉપચારપૂર્ણ બોલ્યો તે પાચાલી રીતિ તેને તે મુનિઓએ વગેરે આગળની પેઠે જ.

પછી તે અવન્તી તરફ ચાલ્યો, જ્યા અવન્તી વૈદિશ સુરાષ્ટ્ર માલવ અર્બુદ ભૃગુકચ્છાદિ દેશો છે. ત્યા અનુસરતી ઔમેથી વગેરે પહેલાંની પેઠે જ તે પ્રવૃત્તિ આવન્તી તે પાચાલ મધ્યમા અને દાક્ષિણાત્યની વચમા આવે તેવી છે. માટે જ તેની વૃત્તિ સાત્વતી અને કૈશિકી છે તેને તે મુનિઓએ સ્તવી

“પુરુષોને પાચાલનેપથ્યવિધિ અને સ્ત્રીઓનો દાક્ષિણાત્ય (વિધિ) આનન્દ આપો જે કઈ કહ્યુ અને કઈ કર્યું તે અવન્તી દેશમા અન્યોન્ય મિશ્ર થયું”

પછી તે દક્ષિણ દિશામા પહોચ્યો, જ્યા મલય, મેકલ, કુન્તલ, કેરલ, ક્ષમજર, મહારાષ્ટ્ર, ગગ્ડ, કલિંગાદિ દેશો છે ત્યા અનુસરતી ઔમેથી વગે. ાગળની પેઠે જ. તે દાક્ષિણાત્યા પ્રવૃત્તિ. તેને તે મુનિઓએ સ્તવી

"મૂળથી જ વાળનો સુન્દર અંબોડો વાળેલો, ચૂર્ણવાળા વાળના સીમન્તથી સંધિત કપાળવાળો, કાછડા વાળવાથી નિબિડ બનેલી નીવીવાળો કેરલકામિનીનો વેશ જય પામે છે."

ત્યાં તે અનુરક્ત મનવાળા તે સારસ્વતેયે જે નેપથ્ય ગ્રહ્યું તે વગેરે પહેલાંની પેઠે. તેણે (પણ) જે વિચિત્ર નૃત્તગીતવાદ્યવિલાસાદિ બતાવ્યું તે કૈશિકીવૃત્તિ. તેને તે મુનિઓએ વગેરે પહેલાંની પેઠે જ. તેનાથી પૂર્ણ વશ કરાએલા તેણે જે સ્થાને અનુપ્રાસવાળા, સમાસ વગરના, યોગવૃત્તિગર્ભ વચનો વાપર્યાં તે વૈદર્ભી રીતિ. તેને તે મુનિઓએ વગેરે પહેલાંની પેઠે જ. તેમાં વેશ પહેરવાની રીત તે પ્રવૃત્તિ, વિલાસાદિની રીત તે વૃત્તિ, વચન વિન્યાસની રીત તે રીતિ. વૃત્તિની અને પ્રવૃત્તિની, ગતિ ચાર જાતની છે. 'દેશોનું આનન્ત્ય છે તેથી પૂર્ણપણે તે ક્યાંથી સમજાય ?' એમ આચાર્યો (કહે છે.) 'દેશો અનન્ત છે તો પણ ચાર ભાગ પાડીને સમજે છે, ચક્રવર્તિક્ષેત્રને સામાન્યથી અને એના અવાન્તરવિશેષથી તો તે અનન્ત જ' એમ યાયાવરીય (કહે છે.) દક્ષિણ સમુદ્રથી ઉત્તર તરફ યોજનસહસ્રનું ચક્રવર્તિક્ષેત્ર છે, ત્યા આવે। નેપથ્યવિધિ છે. તેના પછી દિવ્ય વગેરે (લોકો) જે દેશમા રહેતા હોય તેને તે તે દેશનો વેશ પહેરતા નિબન્ધવા. પોતાની ભૂમિમાં મરજી પડે તેમ (વેશવિધાન) કરવુ. બીજા દ્વીપમાં જન્મેલાનીવૃત્તપ્રવૃત્તિતે (દ્વીપના રિવાજ) પ્રમાણે રીતિ ત્રણ છે તે આગળ (સમજાવશું).

તેમાં મનોભૂદેવનો ક્રીડાવાસ વિદર્ભમાં (આવેલા) વત્સગુલ્મ નામે નગરમાં છે. ત્યાં તે સારસ્વતેય ઔમેયીને ગાન્ધર્વ વિવાહથી પરણ્યો. પછી તે વધૂવર પાછાં ફરીને, તે તે દેશમાં વિહરતાં હિમાલય પહોંચ્યાં. જ્યા ગૌરી અને સરસ્વતી બન્ને વેવાણ ઊભી હતી.'તે બન્નેએ તે દમ્પતીને આશિષ આપીને પ્રભાવમય વપુથી કવિમાનસમાં વસી શકે એવાં તેમને કર્યાં. અને (તે બન્નેએ) તેઓનો કવિલોકનાં સ્વર્ગરૂપી દેશ નીપજાવ્યો, જેમાં કવિઓ કાવ્યમય શરીરથી મર્ત્યલોકમાં રહીને દિવ્ય દેહથી કલ્પાન્ત સુધી આનન્દ ભોગવે છે.

આમ આ કાવ્યપુરુષને આગળ સ્વયમ્ભુએ સરજ્યો હતો. એમ ભાગસર સમજનારાઓ આ લોકમાં અને પરલોકમાં આનન્દને પામે છે.

—

## દુઝતા ઘાવ

: ખાયણા :

(ગતાંકથી ચાલુ)

શીખ્યો નહીં હું બારાખડી હજી પૂરી
ત્યાં તો મેતાગરી બૂરી
મ્હારે માથે પડી.

૧૩

ફૂટી ન મૂછો ત્યાં તો પહેલા ઘર માંડ્યું,
બોજતું કામ ઉપાડ્યું,
પિતાપદને વર્યો

૧૪

લીધી ને મ્હેલી વાનોતરી વારવારે
કે કોઈ દહાડો વેપારે
આવે ખોટમાં મને.

૧૫

દીઠો નહીં જયવારો લગારે કશામાં
ચીંથરેહાલ દશામાં
ફર્યો મુજ મુલ્કમાં.

૧૬

નાખ્યો ગણી કોઈએ મુજને મતિભ્રેલો
કોઈએ શરાબ પીધેલો
ગણ્યો મનથી કરી

૧૭

કીધાં વગોવણાં બાજુ મહીં બેસનારે
રીસ કે દ્વેષને માટે
ફાવ્યું તેહવું ભણી.

૧૮

લાગણીવાળાએ બેવડો બોજ બનાવ્યો
પાડી કછાપ બગાડ્યો
બધો ભાવ માહરો.

૧૯

પોતાને કાટલે આંકી જોતાં મને તેઓ
ગણતા પોતાના જ જેવો
ભલો કે બૂરો મને.

૨૦

થાબડી મારી પીઠ ન કોઈએ પ્રેમે
ભાવના ભીની નેમે
પૂછી ક્ષેમવારતા.

૨૧

બ્હેમમાં ખોટા નાખી મને રઝડાવ્યો
હેસવા ખાતો બનાવ્યો
શેરી અને ચૌટામાં.

૨૨

આપ્યાં મારા સર્વ રહ્યાં છે ઊણાં
સેવતા તેમના સુખને
પડ્યા કામ ફાંગરે.

(ચાલુ)

પતીલ

## તારા વિના

સખે! તારા વિના અતિ વિરલ ઓષ્ઠે સ્મિત થયાં, ૨૫
અનેરા ઉલ્લાસે અવ ન નયનો યે વિલસતાં,
બિડાયાં તું જાતાં દલ હૃદયનાં ના ઊઘડતાં
અને તારા વિના મુરલીગીત મારાં શમી રહ્યાં.

સખે! તારા વિના રજની-દિન મારાં રસહીણાં
અને ખાલી ખાલી સભર ગૃહ મારું, નગરીનાં
પરાયાં દીસે સૌ જન, મિલન કેરાં સ્થલ બધાં
અકારાં લાગે, રે! ઘન ગમગીનીનાં ઝમી રહ્યાં.

સદા જો કે તારાં મધુર સ્મરણોનો રસ પીતો,
પ્રતિરાતે જાગે સુખદ સપનાંની ભરતીઓ
અને જો કે તારું રમતું રસવન્તું મુખ બધે
છતાં છે એવું કૈં—તવ વગર બેચેન કરતું.

સખે! તારા વિના જીવતર થયું કો વન સમું,
અટૂલો જેમાં હું તિમિરમય પથે પર ભમું!

હસિત બુચ



# નિરાશાની નાવે*

શમ્યાં છોને સ્વપ્નો રચિત ધન, ઐશ્વર્ય, પદનાં।
હવે થાશે એ તો કુસુમિત સજી પલ્લવ નવાં,
હવે રે'વું મારે નવ અવશ સ્વપ્નસ્થ જગતે,
જવું છે જ્યાં -સાચા જનજગતનાં વાસ્તવ વસે;

કદી યાચું ના હું ગુરુપદ, રહું માનવ લઘુ,
લઘુતા દારિદ્ર્યે પરમ નિજ પ્રાકટ્ય નીરખું;
જગે સેવા કાજે કણ કણ કરી દેહ વિતરું,
મહા મોદે યાચું અનવરત સંકષ્ટ, શમવું
દયાને પુણ્યોનાં અમલ વહુને તપ્ત જગને;
પડેલા સંમોહે ભ્રમિત ઉરની ફેડી જડતા;
બનું સાચો હું યે મનુજ બપ -આવું જગતનાં
ક્ષુધાર્તો, રંકોને; પરમ જગમાંગલ્ય રટતો;

નિરાશાની નાવે ભીષણ ભવલોઢે મમદ હું,
નિઃસીમે વ્યાપેલાં તવ અલક આભા દૃગ-ભરી
વિના સાથી દોડું વિકટ ભવપંથે ક્ષણ તદા
ભરી દેજે માર્ગે સુભગ છવિની ભવ્ય શુચિતા.

**નિરાશય પાન્થ**

*ગટ કાવ્યસંગ્રહ 'પાથેય'માંથી

# સંચય

## ત્રિ૦

બંગાળી "કવિતા" માસિકના ચૈત્ર માસના અંકમાં કેટલાંક બંગાળી કાવ્યોનાં પુસ્તકોની આલોચના કરતાં તે જ માસિકના તંત્રી શ્રી બુદ્ધદેવ બોઝ નીચે મુજબ લખે છે:—

હવે કદાચ એ પ્રશ્ન પૂછવાનો સમય આવી ચૂકયો છે કે આ બધું શું છે ! અને તે કેટલો સમય ચાલશે ? વ્યાકરણરહિત, જોડણીના નિયમોની ખુલ્લી અવગણના કરતું, છન્દો દોષથી ભરપૂર અને અર્થહીન ગદ્યપદ્યનાં પ્રકારનોનું આ ઉન્માદી ગાંડપણ શાને આભારી છે ? અને આવાં પ્રકાશનો પ્રસિદ્ધ કરવાની તેમની સાહસવૃત્તિ શાને આભારી છે ? કદાચ આનાં બે કારણો હોઈ શકે. સૌથી પ્રથમ, કદાચ આજકાલના આપણા યુવાન લેખકો એમ સમજતા હશે કે આ પ્રકારનાં લેખનોથી તેઓ સાહિત્યની બજારમાં સસ્તી અને સહેલી પ્રસિદ્ધિ પામશે. બીજુ કારણ કદાચ એ પણ હોઈ શકે કે આ બધા લેખકો એક નવીન સામાજીક પુનર્ઘટના ઇચ્છતા હોય, અને એવી નવીન સામાજિક વ્યવસ્થાની ઇચ્છામાંથી આવાં લેખનોની પરંપરા જન્મતી હોય. સંભવ છે કે આ બન્ને કારણો એક જ ઢાલનાં બે પાસાં હોય. વર્તમાન સમાજરચના પ્રત્યે અસહિષ્ણુતાની લાગણી જન્મ પામવી અને નવીન સમાજવ્યવસ્થાની રચના માટેનાં સ્વપ્નો દેખાવાં એ આજના આપણાં તરુણ તરુણીઓના માનસનું સ્વાભાવિક ચિત્ર હશે. પરન્તુ જે લોકો સાહિત્યની પરંપરાગત સલામત સરહદો વચ્ચે ઊભા રહી આ લાગણી વિષે છાપરે ચઢી રોજ રોજ પોકાર કરે છે તેઓની લાગણીમાં કેટલી સચ્ચાઈ છે તેની મને ખબર નથી. તેમના વિષે આદર સેવી આપણે ઘડીભર કબૂલ કરી લઈએ કે એક નૂતન માનવસમાજ વ્યવસ્થાના ઘડતરની ભારે આવશ્યકતા તેઓને જણાઈ રહી છે. તો પછી એ પ્રશ્ન થાય છે કે એવી નૂતન વ્યવસ્થાનું નિર્માણ કરવા માટે તેઓ શું શું કરી રહ્યા છે. કદાચ કોઈ કહેશે કે તેઓ લખી રહ્યા છે, તો હું પૂછીશ કે તેઓ શું લખી રહ્યા છે ?

જીર્ણશીર્ણ થતા જતા સમાજનાં વાસ્તવિક ચિત્રને વાચકો જોઈ શકે, જેને જોવાથી તેમનું હૃદય ભેદાય અને જેને પરિણામે તેઓ નવીન નિર્માણને માટે આતુરતાભરી રીતે તૈયાર થાય એવી નવલકથાઓ તેઓ નથી લખતા કે નથી લખતા તેઓ એવાં નાટકો, તેમજ જેના વાચનથી લોકોની રૂઢિગત માન્યતાઓ નાશ પામે અને તેને ઠેકાણે બુદ્ધિ અને તર્કનો પ્રકાશ પડે એવા નિબંધો પણ તેઓ લખતા નથી. કારણ કે આવાં પ્રકારનાં ગંભીર લેખનમાં

પુષ્કળ શ્રમની, નિરવધિ વિચારની અને ઉંડી સમજશક્તિની જરૂર પડે છે. જ્યારે કવિતાને નામે તેઓ હાડકાં પાસળાં અને કરોડરજ્જુ વિનાના ક્ષણજીવી મલિન જંતુઓ જેવા કાવ્યો જન્માવે છે. જેમકે એકાદિ દૈનિક વર્તમાનપત્રની કૌટુંબિક કંડિકાને, અથવા એકાદા લાગણીજન્ય ઉભરાને તેઓ કાવ્યનું રૂપ આપી દે છે. અને તેને કવિતાનું નામ આપી સાહિત્યજગત સમક્ષ વધુને ઓછે અંશે પોતાનુ ડિમડિમ બજાવતા રજુ થાય છે.

જ્યારે કાવ્યમા પ્રાસો મેળવવાની અનિવાર્ય આવશ્યકતા સ્વીકાર્ય હતી ત્યારે કેવળ પ્રાસને કારણે જ વિચારની નિતાંત આવશ્યકતા હતી. પરન્તુ મુક્ત છંદની ફેશનની ઉગમ સાથે વિચાર પ્રધાન સ્થાનેથી ખસી ગૌણ સ્થાને આવી ગયો છે આવા પ્રકારની કાવ્યરચનાઓ એક રીતે જીવન વિમુખ (Escapist) હોય છે. કારણ કે ઇપ્સિત સમાજના ઉદય માટે જે ભારે સર્જનશ્રમની આવશ્યકતા હોય છે તેને તેઓ ટાળતા હોય છે અને પોતાનો પાણી પાતળો ઉત્સાહ કેવળ ઉપરોક્ત પ્રકારની ખાલી રચનાઓમાં જ પરિસમાપ્ત કરી દે છે. અને છતાં તેમાના ઘણા કશુક નવીન કરી બતાવવાના ભ્રામક ખ્યાલથી ઇરાદાને સર્જન માટેનાં કલાતત્ત્વની સાવ અવહેલના કરે છે. પરિણામે સાહિત્યના આદર્શ નીચે પડવાનો ભય ઉપસ્થિત થાય છે.

લાંબા સમય સુધી અમે આ વૃત્તિને નભાવી લીધી છે, પરં હવે લાલબત્તી ધરવાનો સમય આવી પહોચ્યો છે.

[ માહે જુનના ધી પ્રિન્ટિયન પી. ઇ. એ.



## શુચિ મૂર્તિ તારી હસે !

સખે ! હૃદય આરસી વિમલ આ જ્યહીં સર્વદા
છવી મધુરવી લસે તવ નિતાન્ત સૌંદર્યની·
રહી નવ અખંડ હા હૃદયઆરસી આગુની
પડી વિધિ કરેથી હેઠી શતધા ચૂરા એ થઈ.
ભલે, નવ ધરો ઉરે કદિય રંજ એનો પ્રિયે !
અખંડિતથી યે મને અધિક વ્હાલી ભગ્નઆરસી
જ્યહીં કણુકણે નવીન શુચિ મૂર્તિ ત્હારી હસે !

નોતમ

## જીવન-મૂર્ખની કથા

(ઝૂલણા)

આજને કાલ, રે, કાલને પરમ ને
એમ કરતા સરે મંદ ડગ આ
રોજ-બ-રોજ આ કાળના વહનની
પોથીના અન્ત્ય વર્ણો સુધીયે,
ભૂત દિવસો વદે કારમી કાંણીઓ
મુગ્ધમનુજો તણા મૃત્યુપથની
જો ભુઆઈ—

અરે ક્ષણિક તુ દીવડા !
જીવન છે એક સરતોજ ઓળો,
કે જગતરગમંડપમહિં નાચીને
કૂદીને પાઠ ઘડી એક ભજવી
આવતો નટ, પછી ના જણતો, જતો
કાળજવનિ પછીતે છુપાઇ,
છે જ આ મૂર્ખમુખની કથા, શોરને
જોર કરતી છતા વ્યર્થ સ

ઉર્મિલા દવે

૧. શેક્સપીયરના 'મેકબેથ'માંથી–To 'morrow and to morrow......
............signifying nothing,'નો અનુવાદ

# અઘોરીના દીઠા મેં તો કાફલા!

[ ભજન ]

[ જનની જીવો રે ગોપીચંદની ! ]

૩૦

દૂરે દૂરે ડેરી ઉભી દેવની
ચાલી જાતી હંસલાની હાર જી !
માયલી ઝબૂકે અનહદ દેશની
બાજે ઘેગ તંબૂરાના તાર જી !
અઘોરીના દીઠા મેં તો કાફલા!
એણે- કૈં કૈં આયખાંઓ ગાળીને
ઉતાર્યા ઉર આધીના ઓથાર જી !
સપના સંતાડ્યાં યુગને લોંયરે
ભીલનુના અલખને ઓવાર જી !
અઘોરીના દીઠા મેં તો કાફલા!
ગેબના ગુલાલ અંતર વેરીયા
ડીલે ચોળી માયાની રાખોડીજી !
વિષને અમૃતશું ગટકાવતા
ભેદને અભેદમાં ઝબકોળી જી !
અઘોરીના દીઠા મેં તો કાફલા!
જીવનમાં એને ન બીજા ઓરતા
એક જ ચૂવે અંચળે પરકાશ જી !
સમંદરના પાતાળપાણી ભેદવાં
એકજ સાચા મોતી કેરી આશ જી!
અઘોરીના દીઠા મેં તો કાફલા !
મૂકી પોરી પંથ, એ તો આલતા
ઘોર વનની અગોચર વાટ જી!
લીધા એણે આનંદના દંડ રે
કમંડલમાં આતમના ચળકાટ જી !
અઘોરીના દીઠા મેં તો કાફલા

' ચંપેશ '

## ગ્રંથાવલોકન

**ચંદા:** કર્તા શ્રી ઇંદ્ર વસાવડા. પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર: કિં. ૨-૮. ગુજરાતને સુપરિચિત એવા આ લેખકની આ નવીન કૃતિ આપણા નવલકથાના સાહિત્યમાં એક સુંદર ઉમેરો કરી જાય છે. વાર્તાનું વસ્તુ, વાતાવરણ, અને પાત્રો ઉત્તર હિંદના સમાજજીવનમાંથી લેવાયાં છે. પાત્રોમાં સંસારની જંજાળોથી બેદરકાર, ઉંઘવામાં એક્કા, અને ખાવાપીવાના અતિશોખીન એવા રાધેશ્યામનું પાત્ર સુંદર રીતે આલેખાયું છે.

ઉનાળાનાં ખળખળ વહેતાં નીર જેવો વાર્તાનો રસપ્રવાહ પણ છેવટ સુધી વાંચકની રસવૃત્તિને સતેજ રાખતો શાંત રીતે વહે જાય છે. ચોમાસાના પૂર જેવા કથાના અંત ભાગમાં આવતા પ્રસંગોનાં ઉપરાઉપરી પૂર લેખક જાણે કોઇ ફિલ્મના પ્રવેશો વર્ણવી રહ્યા હોય એવો ભાસ ઉત્પન્ન કરાવી જાય છે આમ શ્રી વસાવડાની આ નવલકથા સફળ બની છે. ૩



**દિલના ડંખ:** કર્તા શ્રી અમૃતલાલ રતનજી ત્રિવેદી. અનાદિ કાળથી સ્વાર્થી પુરુષોએ રૂઢી બંધનોમાં સ્ત્રીને જે નિર્દય રીતે કચડી નાંખ્યું છે તેમાંથી છુટકારો મેળવી પુરૂષ સમોવડી થવા ઇચ્છતી થોડીક સ્ત્રીઓની આ કથા છે. પ્રસ્તાવનામાં લેખક કહે છે કે આજનું સામાજિક જીવન એવા પ્રકારનો મુંગળાટ સેવે છે. ક્રાન્તિના પ્રાણવાયુ વિના નિરોગી રીતે જીવવું આજે વિકટ બની ચુક્યું છે. નાટ્ય જગતના સંસર્ગમાં રહેતા લેખકના તમામ પાત્રો દુર્લભદાસ શેઠ, રંગીલદાસ, જસવંતી, તનમન, ચૈતન્ય વગેરે એવી તો આલંકારિક ભાષામાં વાતચીત કરે છે કે વાંચકને કેટલીક જગાએ વાસ્તવિકતા નથી લાગતી છતાંયે લેખકે વાર્તાને વિકસાવવા બનતા પ્રયત્ન કર્યાં છે અને તેટલે અંશે તેમાં તેઓ સફળ નીવડ્યા છે.

—શિરીષ

**બંસરી:** લેખક શ્રી મનુભાઈ ર. રાવ. પ્રસ્તાવના લેખક શ્રી રમણલાલ વ. દેસાઈ. પ્રકાશક: નવયુગ કલા મંદિર. પૃષ્ઠ ૩૨. કિંમત ચાર આના.

આ એક કાવ્યસંગ્રહ છે. પ્રસ્તાવના લેખક શ્રી રમણલાલ દેસાઈએ લખેલી છે. લેખકનો આ પ્રથમ પ્રયાસ હોઈ એમાં દોષો ઘણાં નજરે પડે છે. શ્રી રમણલાલ દેસાઈએ કાવ્યસંગ્રહને 'એક સાહિત્યપ્રેમી યુવકના આશાસ્પદ પ્રયોગ' તરીકે ગણાવ્યો છે. આમાંના થોડાંક કાવ્યો વાંચતા લાગે છે કે લેખકે કાવ્યક્ષેત્રમાં

પડી ખાસ કવિતા વિષે અધ્યયન કર્યું લાગતું નથી. માત્ર જુના ઢાળ અનેકર સીનેમાજગતમાંથી રાગ પકડી લઈ કેવળ અનુસરણ જ કર્યું છે. તો પણ પ્રાથમિક પ્રયાસ તરીકે લેખક પોતાનું કાવ્યઝરણું અસ્ખલિત વહેતું રાખવા ખાતર આપણા કાવ્યસાહિત્યનો અભ્યાસ રાખે તો સારું માર્ગદર્શન મળી શકે.



**ઝાંઝરી :** લેખક રમણિક કિશનલાલ મહેતા. પ્રકાશક: ચોકસી બ્રધર્સ, બુકસેલર્સ એન્ડ પબ્લિશર્સ, અમદાવાદ. પૃષ્ઠ પ૨. કિંમત છ આના.

શ્રી રમણલાલ સોનીની પ્રસ્તાવના સાથે આ એક સુંદર બાળકાવ્યોનો સંગ્રહ છે. શ્રી સોનીના કહેવા પ્રમાણે "આ કાવ્યોના લેખકે કોઈ બાળમંદિરમાં કાર્ય નથી કયુ. પણ માત્ર ઘરમાં બેઠા બેઠાં બાળસષ્ટિનુ દર્શન કરી બાળમનના ભાવો સમજવા અને વ્યક્ત કરવા તેમણે પ્રયત્ન કર્યો છે." લેખકે કાવ્યો માટે બાળસ્વભાવના વિવિધ ભાવો આલેખવાનો પ્રયત્ન કર્યો છે. આમાંના ઘણાખરાં કાવ્યો બાળકોને મોઢે ચડી જાય એવાં છે. શ્રીયુત મહેતા આવા વધુ ને વધુ કાવ્યો આપે એમ ઇચ્છીએ છીએ.

મહેન્દ્ર ઓઝા

સૂચના:-'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર, છૂટક નકલની કીમત આના ચાર. ગ્રાહકોનાં લવાજમ, બદલાનાં પત્રો, અવલોકનના પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું:

કોલક, 'કવિતા કાર્યાલય,' પાર્ક રોડ, વિલેપારલે.

મુદ્રક-પ્રકાશક:—(કવિતા કાર્યાલય વતી): નટવરલાલ મૂળચંદ વીમાવાળા, 'ગાંડીવ' મુદ્રણાલય, હવાડિયા ચકલા, સુરત.

KAVITA Regd. No. B. 4652

# ઈસ્ટ એન્ડ વેસ્ટ

હિંદુસ્તાનની એક જુની અને ખૂબ આદરભાવ પામેલી વીમા કંપની.

## હાલમાં

અતિ પ્રગતિકારક કારભારી મંડળ નીચે મૂકવામાં આવેલી છે.

ચાલુ જિંદગીના વિમાઓ
રૂ. ૨,૦૦,૦૦,૦૦૦

અસકયામતો
રૂ. ૪૩,૦૦,૦૦૦

આવક
રૂ. ૧૦,૦૦,૦૦૦

લાઈફ ફંડ
રૂ. ૩૫,૦૦,૦૦૦

ભરપાઈ કરેલા દાવાઓ
રૂ. ૨૦,૦૦,૦૦૦

તેની ૩૦ વર્ષની કારકીર્દી દરમ્યાન ઈસ્ટ એન્ડ વેસ્ટ કંપનીએ નિસંદેહ રક્ષણ આપવામાં અને સંતોષકારક સેવા બજાવવામાં આખા હિંદુસ્તાનમાં ખ્યાતિ જાળવી રાખી છે. ઈસ્ટ એન્ડ વેસ્ટની પોલીસીઓએ ૩૦ હજારથી વધુ કુટુંબોને સુખકારી આશ્રય આપેલ છે, તેમ જ તેણે દાવા બદલ રૂપીઆ ૨૦,૦૦,૦૦૦ થી વધુ રકમ ભરપાઈ કરેલી છે. ઈસ્ટ એન્ડ વેસ્ટ કંપની તેના નવા જ સ્વરૂપમાં ફરીને વિમા કંપનીઓમાં જે અતિ સલામત અને ઉત્તમ છે તે બધાનું અગ્રસ્થાન લેશે.

હિંદુસ્તાનમા રહેતા નાગરિકોની જિંદગી પર લડાઈને લીધે ઉપસ્થિત થતા જોખમોનો તેમા સમાવેશ થાય છે અને તે બદલ કોઈ પણ જાતનુ વધુ પ્રિમીયમ લેવામા આવતું નથી.

**ઈસ્ટ એન્ડ વેસ્ટ ઈન્સ્યૂરન્સ કંપની લીમીટેડ.**

ઈસ્ટ એન્ડ વેસ્ટ બીલ્ડીંગ, એપોલો સ્ટ્રીટ, કોટ, મુબઈ.

શાખા અને એજન્સી દરેક સ્થળે છે.

હવે થોડા જ સમયમાં ઈસ્ટ એન્ડ વેસ્ટ કંપની આગ, દરિયાઈ અકસ્માત અને સામાન્ય વિમાના બીજા કાર્યો હાથ ધરશે



વર્ષ : ૩ ] સપ્ટેમ્બર ૧૯૪૩ [ અંક : ૨



કવિતા-સપ્ટેમ્બર-૧૯૪૨.

## —ગૂંથણી—





'કવિતા' અંગેનો તમામ પત્રવહેવાર નીચેને શિરનામે કરવો.

કોલક-

કવિતા કાર્યાલય—વિલેપારલે.

# કવિતા

તંત્રીઓ:

ઇન્દુલાલ ગાંધી : રતુભાઇ દેસાઈ : કોલક

વર્ષ : ૩ઃ અંક : ૨ સપ્ટેમ્બર : ૧૯૪૩ અંક ૨૬


## ગઝલઘેલડાને

('જન્મભૂમિ', 'નૂતન ગુજરાત' અને 'પ્રવાસી' જેવાં સુપ્રસિદ્ધ પત્રોના તંત્રી શ્રી અમૃતલાલ દલપતભાઇ શેઠની આ કૃતિ અહીં અમે રજુ કરીએ છીએ. 'કવિતા'એ કેટલાક 'ભૂલાયેલા'ને પાછા યાદ કરવામાં, 'કવિતા'ની કેડી છોડી દેનારને ફરીથી એ કેડીએ ચઢાવવામાં અને કેટલાક શક્તિશાળી કવિઓ હોવા ઉપરાંત કૃતિઓ પ્રસિદ્ધ ન કરવાના સિદ્ધાંતવાળાને ગુજરાતી કવિતારસિક જનતા સમક્ષ રજુ કરવામાં સફળતા મેળવી છે. શ્રી. અમૃતલાલ શેઠની અનેકાનેક કૃતિઓ ગુજરાતના 'વસંત'થી માંડી બીજા અનેક સામયિકોમાં વર્ષો પહેલાં પ્રસિધ્ધ થયેલી. ત્યાર પછી વર્ષોનાં વ્હાણાં વીત્યાં ........

તાજેતરમાં જ મુંબઇમાં દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીને માનપત્ર આપવા માટે સર કાવસજી જહાંગીર હોલમાં એક મુશાયરો યોજાયો હતો આ રચના એ જ મુશાયરાનું પરિણામ છે. આજે પણ પોતાની અનેકવિધ પ્રવૃત્તિઓમાં એઓ જ્યારે 'કવિતા'ના રંગમાં બેઠા હોય છે ત્યારે 'શેઠ'ના અને 'કવિતા'ના આ સેવકને એમની એ કૃતિઓ સાંભળવામાં ઓર આનંદ પડયો છે. અને એ આનંદમાંથી જ એમની પાસેથી મેળવેલી આ કૃતિ અહીં રજુ થાય છે.—કોલક)

અખબારના લખનારની આ પેશકદમી શી હશે?
ગઝલો તણા દરબારમાં એની ઝબાની શી હશે:

( કાંઈ ડર તો નથી ને....કે, )
અખબારની જાદુગરીથી સૂણનારો "બની" જશે?
ગઝલો તણી મસ્તી મહીં એ બાપડો શું "બની" જશે?

અય દોસ્ત, ગઝલી ઘેલડા! તારી શરાબી ઓર છે,
અખબારની આલમ મહીં જામી શરાબી ઓર છે.

તું ડુંગરે હો, ખીણમાં હું, શી ફીકર? સૌ એક છે!
એ શરાબી, જામ એ, સૌ પી જનારા એક છે.

કમલ આ છે, કુમુદ એ છે, ભ્રમર ભોળા સૌ એક છે,
અખબાર કે ગઝલો મહીં સૌ ડૂબનારા એક છે?

અમૃતલાલ દલપતભાઈ શેઠ

## રૂઠેલું મારે ભિખારી!

ઢાળ્યાં નેત્રો વદન સુરખિ રમ્ય તારે છવાઈ,
બોલી ના તું વચન પણ એ ગૂઢ ભાષા કળાઈ,
ત્યારે મારા મુખ થકી સરી છાની હૈયાની વાત,
ઝીલી તે એ દિલદલ તણી પાથરીને બિછાત.

કેવી મુગ્ધા પળ, પ્રિય હતી, મુગ્ધ કેવી તું યે તે,
સંધ્યા વ્યોમે સરકી રહી'તી કેટલા સ્નિગ્ધ હેતે.
જોયુ તારા નયન મહિ? ત્યાં બિંદુ બે અશ્રુ કેરાં,
લોયાં, લોહ્યા, સ્મિત કર્યું છતાં જાણ્યું પંથો અનેરા.

વાયુ અંગે વ્યજન કરતો, શાંત અબ્ધિ સુહાતો,
એ તે શેના પ્રિય મિલનનાં? કે બીજાં? ગીત ગાતો–
ત્યા વ્હેતો'તો વહી હું ય ગયો તુ થકી દૂર દૂર,
ખાળી રાખ્યા વરસ કઈ મેં લાગણીનાં નુપૂર

તો યે આજે તરુગણ તણાં પર્ણ વાયુ હરાવે,
ત્યા તો પાછાં ધસી સ્મૃતિતણાં પૂરનાં પૂર આવે,
તે પૂરોનાં વિચિ શિખરની મધ્યમાં મૂર્તિ તારી,
રમ્યા, સ્નિગ્ધા, નવરસભરી..........

રૂઠેલું મારે ભિખારી!

ગુલાબદાસ બ્રોકર

# अस्मदीयम्

## શ્રી ઝવેરચંદ મેઘાણીનાં વ્યાખ્યાનો

મુંબઈ યુનીવર્સીટીના કોન્વોકેશન હોલમાં શ્રી. ઝવેરચંદ મેઘાણીએ તા. ૨૪ થી ૨૮ સુધી વિસનજી વ્યાખ્યાનમાળા આપી. દર વર્ષે અપાતાં આ અસામાન્ય વ્યાખ્યાનોએ ગૂજરાતના વિદ્વાનોને પોતાના સાહિત્યજીવનનો નીચોડ આપવાને સુંદર તક આપી છે.

આ વ્યાખ્યાનો સાંભળવાને ઉલટેલી સાહિત્યરસિક જનતાનો ઉત્સાહ અજબ હતો. કદાચ યુનિવર્સીટીના આ ભવ્ય 'હોલ'માં આટલી મેદની ભાગ્યે જ મળી હશે. ડુંગરાઓને ગજવનાર, નદી નિર્ઝરનાં શાંત સલિલને હૈયે ચઢાવનાર આ કવિએ પાંચ પાંચ દિવસ સુધી મુંબઈની જનતાને લોકસાહિત્યનું રસપાન કરાવ્યુ. યુનિવર્સીટીનાં વિસનજી વ્યાખ્યાનો સાંભળવાને મળતી મેદનીમાં આ મેદની અપૂર્વ હતી.

અને આ મેદનીના જ કારણે મેઘાણીને સાંભળવામાં પણ કેટલીક મુશ્કેલીઓ નડતી હતી. જ્યાં સુધી એમના વ્યાખ્યાનનો અધિકૃત સાર ન સાંપડે ત્યાં સુધી આંથી વિશેષ કશીએ વાત કહી શકાય નહિ.

## દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીની જન્મજયંતિ

ગુજરાતી સાહિત્યમાં સૌને લોકપ્રિય નીવડેલા, સૌની સેવા કરી છૂટનાર સાહિત્ય જગતના મુરબ્બી દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીની ૭૫મી 'જન્મજયંતિ' મુંબઈએ ચિરસ્મરણીય રીતે ઉજવી છે.

ગુજરાતી સાહિત્યમા એમણે કરેલી સેવા એટલી જ ચિરસ્મરણીય છે. ગુજરાતી ગ્રંથોનો ગોડન રીવ્યુ દ્વારા પરપ્રાંતોને પરિચય આપવામાં એમણે ચાલીસ વર્ષની સતત સેવા આપી છે.

એમના "Milestones in Gujarati Literature" જેવા અપૂર્વ ગ્રંથો સાહિત્યના અભ્યાસીઓ માટે ખૂબ મહત્વના છે. શ્રી ઝવેરીએ સાહિત્યની સૃષ્ટિમાં સેવા આપી છે તેવી જ સેવા એમણે સામાજીક જીવનમા પણ આપી છે. અનેક સસ્થાઓના પ્રમુખપદે રહીને તે તે સંસ્થાના ઉત્કર્ષમાં એમણે એમની શક્તિનો મહત્વનો ફાળો આપ્યો છે.

મુરબ્બી ઝવેરીસાહેબ હજુયે દીર્ઘાયુષ્ય ભોગવે અને એમની ધગશ એવી ને એવી જ્વલંત રહે એ જ અમારી પ્રાર્થના.

## દૂઝતા ઘાવ

: ખાયણાં :

(ગતાંકથી ચાલુ)

૨૩

ફાગણના કોલ શ્રાવણમાં સંભાર્યા
પ્યારા મ્હેમાન પધાર્યા
પ્રવાસ લાંબો કરી.

૨૪

વ્હેંચાવો પ્હેલાં શેરીમાં ગોળ ને ધાણા,
સાકરિયા શીંગદાણા
પતાસા ને રેવડી.

૨૫

તેડાવો આણો જાણીતા રંધવારા
ન્યાતવરામાં જનારા
દ્વિજોત્તમ નોતરો.

૨૬

સાથિયા સુંદર પાટલા પાસ પુરાવો
ધૂપસળી સળગાવો,
ભરો થાળ ભોગના.

૨૭

મોહક મ્હેરા માદક સ્મિતથી ભરેલા
આંતરે લાંબે મળેલા
કોનું દિલના વીંધે ?

૨૮

વાહને બેસી નીકળેલા રંડિયાળા
પાછા આવ્યા પગપાળા
સ્વદેશની સીમમાં.

૨૯

પ્હેરવા કપડું પાસ રહ્યું નથી એક
આપણા આકરા ટેકે
છોડયા નહીં છૂટતા.

૩૦

પાઘડી વેચું તો બે દોકડા નહીં દેખું,
ખાસડાનું શું ય લેખું
જો મૂકું હું આડમાં!

૩૧

અણજોયેલા જંગ જોયા ઇતિહાસે
ભુવન ત્રણે જેથી ત્રાસે
એવા થયા વિપ્લવો.

૩૨

વાદ નવા વણસાવે છે વાદો જૂના;
કારભારોમાં પ્રભુના
મિથ્યા મથે છે જનો.

૩૩

નીકળે કાનૂન અધકચરા ને અસૂરા
કોઈ ભલા કોઈ બૂરા
પ્રજા તણે કારણે.

૩૪

નાશના સાધન સર્વ કરે છે ભેળા
પોતાની આખર વેળા
તણો નહીં રંજ કૈં.

પતીલ

# ધૂની સાહિત્યકારો

## મૂલરાજ અંજારિયા

સાહિત્યકારો પણ માનવી હોય છે અને માનવસુલભ નબળાઈઓ તેઓમાં હોય છે. કેટલીક વાર એ નબળાઈઓ એટલે અંશે પહોંચી જાય છે કે આપણને તેમાં એમની મૂર્ખતા દેખાય.

પોલેન્ડનો પ્રખ્યાત સંગીતકાર પેડેરવસ્કી જ્યારે પીયાનો વગાડવા બેસતો ત્યારે પાટલી લઈ પીયાનો પાસે ન બેસતો. પણ પોતાને ફાવે ત્યાં પાટલી મૂકી ત્યાં પીયાનો ઢસડી જતો !

કવિ બાયરન પર મુગ્ધ થઈ ઈંગ્લેન્ડની ઘણી યુવતીઓ તેને પ્રેમપત્રો લખતી. કોઈ કોઈ તો પોતાના વાળની એકાદ લટ પણ કાપીને મોકલતી. આવી એક પ્રેમિકાએ મોકલેલી લટમાં ઘડીઆળ પરોવી બાયરને તેને પોતાના મેજ સામેની ખીંતીમાં લટકાવેલું. મળવા આવનારને એ ઘડીઆળ બતાવીને કહ્યા કરતો: 'મારી પ્રેમિકાની લટમાં એટલું સામાર્થ્ય છે કે સમયને પણ બાંધી લે છે.'

ટાલસ્ટૉય પોતે પારેવાની જેમ ઉડી શકે છે એમ માનતો, ને એક વાર એમ ઉડી જોવા એંસી ફૂટ ઉંચેથી પડતું પણ મૂકેલું. સારૂં થયું કે તેના બાગની ફૂલોની બિછાત પર પડયો અને બચી ગયો. (કોઈ કહે છે કે 'આવું કેમ સૂઝયું ?' નામે પુસ્તક તેણે આ પછી લખેલું !)

આર્નોલ્ડ બેનેટ વિષે કહેવાય છે કે એ પોતાના હાથમાં પાંચ પૌંડની નોટ લઈને ફરતો. તેનાં પુસ્તકો વાંચતો જે પહેલો વાંચક મળે તેને એ નોટ ભેટ આપવા તેની ઇચ્છા હતી. એ મર્યો ત્યાં સુધી એનાં પુસ્તકો વાંચતો વાંચક એણે પોતાની નજરે નિહાળ્યો નહિ ને પાંચ પૌંડની ચવાયેલી નોટ એના ખિસ્સામાં જ પડી રહી.

વિવેચક જી. કે. ચેસ્ટરટન રાત્રે સૂતી વખતે આના શીશા ભરાવી સાથે લઈ સૂતો. એ વડે પોતાના અંગોને શેક કરતો ને જરૂર પડે એમાંથી આ કાઢી પી લેતો ! જ્યારે શેલીની આનંદ માણવાની વૃત્તિ હીન પ્રકારની હતી. કોઈ હાઉસમાં જમતાં જમતાં એ પાઉંના ટૂકડા ગ્રાહકોને તાકીને મારતો. જો બરાબર વાગે તો એ આનંદથી નાચી ઉઠતો. એને બીજા દેશોના કુરિવાજો અને કુસંસ્કારો દૂર કરવા માટે ઉપદેશાત્મક જાહેર ખબરીઆ લખાણો લખવાની ધૂન હતી. એ લખાણોને શીશીઓમાં મૂકી તેમને સમુદ્રમાં તરતી મૂકી દેતો. જે દેશને ઉદ્દેશીને લખવામાં આવ્યું છે તેને કિનારે એ પહોંચી જશે એમ એ માનતો. આ ધૂનમાં એકવાર એણે દસ પૌંડની નોટની પણ હોડી બનાવી તરતી

મૂકી દીધેલી ! આપણા પ્રાચીન કવિ ધીરા ભગતને પણ પોતાના કાવ્યો લખી, વાસની પોલી ભૂંગળીમાં નાખી નદીમાં તરતા મૂકી દેવાની ટેવ હતી.

શેલીને પુનર્જન્મમાં ઘણો વિશ્વાસ હતો. એકવાર રસ્તે જતી કોઈ બાઈના હાથમાંથી તેનું બાળક ખૂંચવી લઈ તેને તે કયાંથી આવ્યો, તે જન્મ્યા પહેલાં જે દુનિયામાં રહેતો તે દુનિયા કેવી છે વિ. પૂછવા લાગ્યો. બાળક ચીસો પાડવા લાગ્યું એટલે માને પાછું સોંપતા તેણે કહ્યું 'અજબ છે આજકાલના બાળકો ! પૂછીએ તેનો જવાબ પણ આપતા નથી !'

ફ્રેંચ વાર્તાલેખક મોપાસાને કોઈ કોઈ વાર એવો ખ્યાલ આવી જતો કે તે ઓરડાના એક ખૂણામાં એકલો જ બેઠો છે, ને બ્હીકથી એને આખે શરીરે પરસેવો વળી જતો.

એમીન ઝોલા જ્યારે જ્યારે ફરવા નિકળતો ત્યારે રસ્તા પરની બત્તીઓ ગણતો જતો. ડૉ. જ્હોન્સનને લાકડનો કઠેરો ઘણું આકર્ષણ કરતે, અને કઠેરા આગળથી પસાર થતા દરેક સળીઆને એ સોટી અડકાડતો.

ફ્રાન્સીસ બેકન વરસાદમાં ખુલ્લી ગાડીમાં ફરવા નિકળતો. સર વૉલ્ટર સ્કૉટની યાદદાસ્ત ઘણી નબળી હતી. એક વાર પોતાની કવિતાની જ, એ બાયરનની છે માની, ખૂબ પ્રસંશા કરેલી. બર્નાર્ડ શૉ જ્યારે ઉગતો લેખક હતો ત્યારે જાહેરાત મેળવવા પોતે જ પોતાના લેખોના વિવાદ ઉભો કરે એવા વિવેચનો વિવિધ અઠવાડિકોમાં જૂદે જૂદે નામે લખી મોકલતો.

રૂસો પોતાના એકરારમાં લખી ગયો છે કે 'મને ઘણી વાર થતું કે હું મૃત્યુ પામું તો મને મોક્ષ મળશે કે નહિ ? એક દિવસ મને લાગ્યું કે જો પેલા વૃક્ષના થડને પત્થર વડે આંબી શકું તો મને મોક્ષ મળશે. બધી હિંમત એકઠી કરી મેં પત્થર ફેંકયો. ધાર્યું નિશાન વાગ્યું, તે દિવસથી મને મારા મોક્ષ માટે જરાય શંકા રહી નથી.'

ટેનીસનને એકાંત એટલું પ્રિય હતું કે એક વાર તે માંદો પડતાં અમીર-ઉમરાવો અને સાહિત્યકારો તેને મળવા ગયા પણ તેણે કોઈને મુલાકાત આપી નહિ. એ લોકો તેના ટેબલ પર પોતાના નામના કાર્ડ મૂકતા ગએલા તેને પણ ટેનીસને નોકર-પોઈંટથી પાછા મોકલાવ્યા. શૉનો લખેલો 'મેન ઍન્ડ' નાટક ભજવાતો હતો ત્યારે કોના માલિકે તે જોવા શૉને આમંત્રણ આપ્યું 'એ લેખકના નાટકોમાં મને જરા પણ રસ પડતો નથી, ને મારૂં ચાલે ત્યાં સુધી હું એવા નાટકો જોવા કદિ જતો નથી,' શૉએ લખી મોકલ્યું.

કવિ કોલરીજ ભારે લપ્પી હતો. એક વાર ચાર્લ્સ લેમ્બ જમવા જતો હતો ત્યાં એને કવિ સામે મળ્યો. 'આજે તો એકાદશી જ કરવી પડશે' લેમ્બને બ્હીક

લાગી. એના કોટનું બટન પકડી, આંખો મીંચી, કોઈ ભાષણકર્તાની ભવ્ય અદાથી કવિએ વાત પર વાન ઝીકવા માંડી. કંટાળીને લેમ્બે ચપ્પુ વડે પોતાના કોટનું બટન કાપી નાખ્યું ને જમવા ઉપડયો.

બે કલાક રહીને એ પાછો વળ્યો ત્યારે પણ કોલરીજ આંખો મીંચી, ઉન્નત મસ્તકે પેલું બટન પકડી વાતોના ગોળા ગબડાવ્યે જતો હતો!

ચાર્લ્સ માર્ટીન નામના એક વાર્તાલેખકે પોતાની વાર્તાઓમાંના પાત્રોનું ક્યારે ક્યારે ખૂન થાય છે, કોણુ આપઘાતથી ને કોણુ માંદગીથી મૃત્યુ પામે છે એ બધું બતાવવા એ મૃતપાત્રોના સ્મરણાર્થે તેના ઘરની પાછળ એક નાનીશી સ્મશાનભૂમિ ઉભી કરી છે. તેમાં પ્રત્યેક મૃતપાત્ર માટે ઉભી કરવામાં આવેલી કબર પર તેનું નામ, મૃત્યુતિથિ વિ. લખવામા આવ્યુ છે.

'ટ્રેઝર આઇલેન્ડ' લખી મશહૂર થનાર નવલકથાકાર શ્રી. આર. એલ. સ્ટીવનસન વિષે કહેવાય છે કે એને ગધેડાની સવારી કરવી ઘણી ગમતી, ને કેટલીક નવલકથાઓનું વસ્તુ તેને આવી સવારીઓ દરમ્યાન જ સ્ફૂર્યું હતુ.

શ્રીમતિ એડી નામની લેખિકા પોતાનાં લખાણોને ઇશ્વરપ્રેરિત માનતી. એકવાર તેના પુસ્તકના કોપીરાઇટના હક્ક માટે અરજી કરી તેમાં તેના લેખક તરિકે 'ઇશ્વર'નું નામ આપેલું. એ હક કોર્ટ તરફથી એ માટે નકારવામાં આવેલો કે 'ઇશ્વર'હજુ અમેરિકી શહેરી તરિકે નોંધાયો નથી!'

'એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા' નામના બ્રિટનના વિશ્વકોષમા જગતના નાનામાં નાનાથી ઉંડામાં ઉંડાં વિષયો પર ઘણી નોંધો લેવામાં આવી છે. લંડન યુનીવર્સીટીના માજી પ્રોફેસર બર્નાર્ડે એમાં આસરે ૬૦૦૦ નાની-મોટી નોંધો પોતાની ગાંડપણની અવસ્થામાં લખી છે. પ્રોફેસર સાહેબ છેલ્લા ૩૫ વર્ષથી બ્રોડમૂરની દિવાનાશાળામાં કેદ છે. આ પ્રતિભાશાળી પ્રોફેસરનું ભેજુ તદન ગેપ છે. જે દિવસે તેમનું ભેજું ખરાબ થઈ ગયું છે એવી લોકોને ખબર પડી તે દિવસે તેઓ કોલેજમા પોતાનો વર્ગ લેતા હતા. વિદ્યાર્થીઓ તન્મય બની તેમની વિદ્વતાભરી વાણી સાભળી રહ્યા હતા. એકાએક તેમણે ખિસ્સામાંથી પીસ્તોલ કાઢી કોલેજીઅનો પર ગોળીઓ છોડવી શરૂ કરી દીધી જેના પરિણામે ઘણા યુવાનો ઘાયલ થઈ ગયા. દિવાનાશાળામાં ઘણા વર્ષો સુધી તેમની આ સ્થિતિ રહી. સુધરવાનું કંઈ ચિહ્ન જણાયું નહિ. પણ તેઓ વિજ્ઞાનમા થોડો થોડો રસ લેવા લાગ્યા અને ટૂંકી નોંધો લખવા લાગ્યા જે ઘણી વિદ્વતાભરી હોઇ 'એન્સાઇક્લોપીડીઆ' માં ઉપયોગ કરવા માટે મોકલી આપવામાં આવી. લેખો લખી રહ્યા બાદ તરત તેમના પર ગાંડપણનુ ભૂત પાછું સવાર થઈ બેસતું.

## ક્ષિતિજને

( મંદાક્રાન્તા )

તારે હૈયે કનક વરણાં તેજનાં બિંદુ ઊગે,
આશા કેરી સજીવ પ્રતિમા રૂપ જેઓ સુહાયે,
રાતા પાદે ઠમકતી ઉષા નાચી રે'તી રૂપાળી,
પૂષા કેરા પુનિત પગલે રાચી રે'તી સુભાગી.
તારે દેહે વિવિધ વરણા સાથિયા જે સુરમ્ય,
મારે હૈયે નિત જગવતા ભાવના તે સુભવ્ય,
ને તારી એ મધુર સુરખી પૂર્વ-પશ્ચિમ કેરી
સૌંદર્યોનાં પ્રતીક સરખી, કલ્પનાની વિધાત્રી
જ્યોતિની, ને અવનવી રૂડી આશની તું પ્રતિમા,
માટે કો'દિ' ઘટતું ન તને ડુબવું કાલિમામાં.
તોયે તારો સુયશ તજીને રાત્રિકેરી ગુહામાં,
કાં ઓગાળે નિજ સ્વરૂપને ? શું મળે શ્યામતામાં ?
રે! આ તારી વિવિધ રૂપની પ્રાપ્તિની નગ્ન તૃષ્ણા
તારું આજે પતન કરતી જ્યોતિ-રેખા હણીને.

'હિમદૂત'

## વાજું ને વનિતા

(શાર્દૂલ વિક્રીડિત)

જાણું ના ધમવું, નહિ સરગમે, વાજેથી ના પ્રીત છે,
મા જોતો સુર જ્યાં ભર્યાં સ્ફુરતાં ત્યાં શોકનાં ગીત છે !
તાલે શા દમકે, વળી સમય શો ? ના રાગનો જાણતો
વાજું ને વનિતા છતાંય, નિજનાં એ ના મઝા માણતો

"શમ"

## "જુગારી"

અંજની

બાજીની મોજે ના ચાખી,
ગોઠી ના તેં બાકી રાખી,
બન્યો હવે તું બાવો ખાખી–
અઠંગ જુગારી !

મ્હોરે કયમ ના મ્હોરાં તાક્યાં ?
શાથી પાસા ના તેં નાખ્યાં ?
અધુરા શાને દાવો રાખ્યા ?
બીકણ જુગારી ?

ના, ના; ખેલાડી તું મોટો,
જગમાં નહિ તુજ ક્યાંય જોટો;
દાવ પડ્યો એ તારો ખોટો
શૂરા જુગારી.

પ્રથમ પ્રયત્ને છો ના જીત્યો;
આજ હવે છે એ દિન વિત્યો;
નવી નવી શોધી લે રીત્યો—
હાર્યા જુગારી.

જીત્યો આજ તે કાલે હારે;
જીતીશ કાલે : ના ડર હારે;
હિમ્મત આશા છે તુજ વ્હારે–
વીરલા જુગારી.

અવળામવળા પડે જ દાવો;
ખંન ધૈર્યના શરણે આવો;
આ તો છે ખેલનનો લ્હાવો–
જીવન જુગારી.

ઠાકોરલાલ પટેલ

## પ્રણય પ્રતિબિંબ

રજની ઘોર બધે પ્રસરી હતી,
પણ મને પરવા ન હતી.
કર પરે મુજ મસ્તક ટેકવી
શરીર રેતી પરે ધરી લંબવી.
ગગનમાં નયનો સ્થિર રાખીને,
નિરખતાં, પ્રગટ્યું તરંગને.

ધવલ ધોધ પ્રવાહ શી સ્ફુરતી
સ્વરધુનિમહીં તારક ખેલનાં
જગતમર્જક વ્યોમ અટારીએ
અમિન આપ થકી હસતો ઊભો.

ઝબકીને વીજળી સમ અંતર આભમાં
ક્ષણિક એક વિચાર અલોપ બની ગયો.

પ્રિય સખી ગગને હતું હાસ્ય જે,
નિરખ્યું તે ઉરના પ્રતિબિંબને !

જડ હશે પ્રકૃતિ, પણ સ્નેહદા,
પ્રણયચેતન પુષ્પશી ઓ પ્રિયા;
તવ ઉરે પ્રતિબિંબિત સ્નેહથી,
હૃદય મારું હસે ન ફરી કદી !

"કુન્દન"

## રુપાળા હૈયાને–

ન હું તારી હૈયાકુટિર પર મ્હેમાન બનવા
ચહું કે ના વાંચ્છું મુજ જીવનના તપ્ત પથમાં
ઢળે તારી છાયા, નહીં વ સ્વપનોમાં તવ છબી
તણા લીલા દ્વીપો શીતળ સહરાનું રણ કરે.

મહેચ્છાઓ એથી અધિકતર કૈંયે મુજ હતી
પ્રિયે, કે તારા એ પ્રણય દ્યુતિના સૌમ્ય જ્વલને
પીગાળી આ હૈયું શુચિ પ્રવહના એ તવ શિરે
અભિષેકો અર્પી તવ પ્રણયનો ભક્ત જ રહું.

અભિલાષાનેયે પણ અકૃતાના ખડક પે
ઝીંકાઇ ઝીંકાઇ તૂટી જ પડવાનું લખ્યું હશે
પ્રિયે તેથી મારી હૃદયસરવાણી પુરતી ત્યાં.
ઉપેક્ષા, આક્ષેપો તવ, હૃદયના રન્ધ્ર પૂરતાં.

મને મરું છે ના દુઃખ, દુખ જ દેખી રમણીના
રુપાળા હૈયાને કલુષિત થતું આ કીચડમાં

જયન્ત પાઠક

## વીરડી

રેતાળ સુક્કા સહરા સમા રણે
દિશે દિશે આથડતો ભમ્યો હું :
થાકી ગયો કષ્ટ સહી અનેક,
પ્રસ્વેદથી આ પલળ્યું અંગ.

ન શક્તિ કૈં મંજલ કાપવા રહી,
થાકયા પદો ના ડગ યે ભરી શકે :
મધ્યાહ્નનો તાપ તપ્યો પ્રચંડ,
તૃષાર્ત્ત હું કલાંત રહ્યો ભમી રણે.

ત્યાં તું મળી સુન્દર હે સુકામિની
સૂકા રણે શીતળ રમ્ય વીરડી !

'દિલીપ'

## શું જાણે ?

અરે નાદાન ! તું મારા જીવનનો સાર શું જાણે ?
તને તારી પડી છે, મમ હૃદય ધબકાર શું જાણે ?
વૃથા શાને વ્યથા દિલની કહું હું શાંત સાગરને;
ન લાગી હોય જે દિલમાં તે દિલનો ભાર શું જાણે ?
કરે છે નાઝ શાને, બેખબર ! તારી જફા પર તું;
સિતમથી ઝુઝતી મુજ શક્તિનો ભંડાર શું જાણે ?
કિનારા પર ઉભો રહી કાં હસે મુજ બેબસી જોઈ;
તું સાગરમાં રૂંધાતાનાં વ્યથા-ચિત્કાર શું જાણે ?
થઈ મગરૂર મદમાં આંસુઓ બેફામ ઉઘે છે;
બિચારાં ચાર દિનની ચાંદનીનો સાર શું જાણે ?
સમંદર બેસમજમાં જલ કરે ખારૂં સરિતાનું;
ન દિલમાં દાગ છે, બેદિલ પ્રણયઝંકાર શું જાણે ?
"અગન" ચાહે કે કંટકથી સભર હો મુજ ચમનનાં ગુલ;
કે મમ ગુલઝાર વિણુ કાંટા અવર આધાર શું જાણે ?

"અગન"

## મને ગમે

મને ગમે પંખી થઇ વને વને
વૃક્ષો તણાં સૌ ફળ-ફૂલ ખાવાં.–
દિગન્ત શોધે નિશદીન ઊડી
તારા તણી મૈત્રી સદૈવ સાધવી....
આ વિશ્વનાં બંધન સર્વ છોડી.
વા એક નાનું ઝરણું હતે તો–
વહી રહી કોતર કંદરામાં–
નાચી સદા હું મશગુલ રહેતે....૮

વાસુદેવ જાની

## અજાણ મુલકે

( પૃથ્વી )

અજાણ જનમાં વસું વદન સ્નેહીનાં શોધતો,
અજાણ પથમાં ભમું વતનની ધૂળી ઢૂંઢતો;
વીત્યા વરસ કૈંક જિંદગી તણાં મહા ચેનમાં,
ન લીંપણ થયાં હતાં હૃદયપે તદા દર્દનાં.

સદૈવ બસ મ્હાલવું સુહૃદ સંગ ઉલ્લાસમાં,
ઉપેક્ષી રહી આયુની અગનઝાળને હાસ્યથી;
નિહાળી નીર અન્યનાં નયનમાં વિચારી રહું:
રૂડી જીવન-કુંજમાં રુદનની શી આ મૂર્ખતા ?
અને ? મૂરખ આજ હું ખુદ બની સહું વેદના,

પળેપળ સ્મરી રહી સુખદ માહરા ભૂતને,
વધાવી રહું વર્તમાન અફસોસ નિશ્વાસથી;
ખુમારી હતી શી દિલે વતનમાં હતો તે સમે,
અજાણ મુલકે હતાશ-મજબૂર આજે થતાં
શિલા હૃદયની રચી જીવન વાટવું અશ્રુમાં.

"કિસ્મત"



## પતંગિયું

પતંગિયા રૂપે પ્રિયા તું જિંદગીમાં મ્હાલતી,
ને ફૂલના મધુ થવાના કોડ મારા જાણતી.
છતાંય તું રહી દૂર ને જાય દૂર ભાગતી;
આ પ્રીત દોર કાચી ટૂંકી જલ્દી તોડી નાંખતી.

પરન્તુ હું દીવો બનું તો નિશ્ચે દોડી આવતી,
હરીશ હું હજાર વાર તોય કાય બાળતી.
ન હું મળું ન તું મળે, નિમિષમાં ફના થતી—
સહાય ઝંખવી તને શું—એ જ તું અભિલાષતી ?

## કરુણા કલ્યાણી !

: શિખરિણી :

કરુણા કલ્યાણી ! કવિકુલતણી કીર્તિકલગી,
સલૂણી સંધ્યા શી ભલક ભરતી રંગલહરી !
રસ્યાં હૈયાં હેતે શીત શીકરથી મંદ મલકી
કલાકારો કેરાં; જીવન મુકુલિતા સુદગચિ !!
ઢળી મૂર્છામૌને મૃદુલ શુચિ ઊર્મિ સુજ ઉરે
કદિ તારા સ્પર્શે થનગનન થૈકાર મચવી,
સૂરે ‘સાધી સૂરાવટ મરલ સમેળ લયમાં
વહાવે કાલિંદી સમ મધુર સંગીત–ઝરણી.
ઝીલે શબ્દો ક્યાંથી સકલ દ્યુતિ સૌંદર્ય સહસા
ઝગી, બૂઝાયે જે અતિ પ્રબલ વેગે નિમિષમા ?
તદા મોંઘાં મારાં અગણિત ગીતો કે અવનવાં
ફૂટયાં ના ફૂટયા, ને લીનવિલીન થૈ અંતર શમ્યાં !!
કરુણા ! આત્મા તુ મમ કવિતની, ગીત જનની !
નચાવી લે થૈ થૈ ફરી બસ ફરી ઊર્મિ ઉરની.

‘યુયુત્સુ’

## કૃષ્ણ–વપુ

(શાર્દૂલ)

જન્માવી જગ પોષતું નિજ વડે સંરક્ષતું સર્વને,
બ્રહ્માંડે ભરી ભાવ ચાંત્ર કરીને ઓઢયું ધરી ગર્વને:
ઊંચા અંબરની ભલી અવનિમાં એ ભાવના ઉતરી,
લીધો રંગ હિમે ભરી વપુ વિષે શ્રી રામ–કૃષ્ણે હરી ।

“શામ”

## ટપાલી

(પૃથ્વી)

ટપાલ સહુ દેશની ઉપર કાંધ થેલા મહીં,
ભરી હું ફરતો ઘણા ઘર ઘરે ગલીમાં; જહીં,
ભુમો અધિક નામ તો અટપટાં લઈ પાડતો,
અને સમુહ આકળો શું ચરણો તણો દોડતો !

નવા ખબરના' દુઃખી વિગત આપતા' પ્રેમના,
અનેકવિધ પત્રને બસ વહેંચતા થાકું ના !
મળે હૃદયને ઊંડી ઝગક દેખતા પત્રને,
હસે ઉર સતેજમા અધિક શાંતિ દે નેત્રને

દરેક જનને દઉં ખત પરંતુ મારો જ ના ?
પુકારૂં બહુ નામ રે પણ ન નામ મારૂં કદા !
હું વાચું નહિ પત્રિકા અશુભ કે કદી શુભની,
મળે ન અભિનંદનો ઉછળતા થકી પત્રની !

નથી જ લખનાર કો લખું પછી જ કોને કહો ?
રમાડું નિજના વિના અવર બાળકોને અહો !

દિનકરરાય મહેતા

## પ્રયાણ

સલામ ! બસ આપણો ખતમ થાય સંબંધ આ
અનંત સહચારમાં અમર વાસ મારો હવે
વહે જીવન વ્હેણુ આ જગત જેહ રાહે જતું
ઉવેખી નવ કો શકે જીવનતંત્રના બંધનો
સલામ સ્વજનો ! મને હૃદય સ્નેહ સત્કારથી
દીધી જીવનછાંય જ્યા પ્રખર તાપ સહરા સમો

વલોવી દિલની વરાળ મનુકુલ સંતાપની
અસહ્ય કરી શૃંખલા
અગાધ ગરજ્યા કરે હૃદયસિંધુ મોજાં અને
કદી નિરવતા મહીં જીવનગાન યે ગાઈ લે!
ન શોક, ફરિયાદ ના જીવન ધુંસરીને સુખે
મૂકી નિજ ખભે વહે સ્વજન શોક શાને પછી?
નથી હૃદયને તમા નિરવ આત્મ છોને હવે
ભળે પરમ જ્યોતિમાં અગનજ્યોતમાં ના જલે.

હરિચાકર

## મૃત્યુ

(પૃથ્વી)

સદા ઘન તમિસ્ર જે સકળ ભોમ રે'તું ભરી
વહે વિવિધ વેશમાં, હૃદયવ્યોમ લે આવરી.
ઝરે સતત ઝેરનાં વિષમ બિન્દુઓને, હરી
રહું ઝગમગી જગે પુનિત પ્રેમનો દીવડો.
પ્રકાશ મમ દિલનો પરમ પથ ઊજાળતો
સહુ સતતણા જગે; અસતનેય ઉચ્છેદતો.
રહે સુહવતો સદા સૂસવતો સહુ દિશમાં

ભરી અમિત ભર્ગ એ ઝળહળે જગે-ચોકમાં
ભલે જગભરી બધે પ્રખર પાય ઝંઝા પળે
ચળે ન મમ જ્યોત એ નવ જરાય ઝાંખી બને;
રહી ધ્રુવકરે સદા વિચરતી બધે વિશ્વમાં
નવીન પથદર્શનો કિરણ નિત્ય દેતાં રહે.
ડરો નહિ દિલે, બની સીમ અસીમ આ લોકના
અભદ્ર અવકાશમાં ટમટમી રહું તારલો.

વામન

મળી છે પણ એની પાછળ આજના યુવક યુવતિઓ કેટલાં સંયમહીણા બન્યાં છે એ કોઇએ વિચાર્યું છે?

પ્રથમ પ્રયત્ન છતા સીધી અને સરળ શૈલીમા 'લખાયેલી' આ વાર્તાઓને એક સફળ પ્રયત્ન તરીકે અમે સત્કારીએ છીએ.



**રશ્મિ** :- ગુજરાતી સાહિત્ય મંડળ, સેન્ટ ઝેવિયર્સ કોલેજ, મુંબઇ.

'રશ્મિ', કોલેજના મેગેઝીનથી સ્વતંત્ર ગુજરાતી વિભાગનું પ્રકાશન થાય છે એ ઇચ્છિવાજોગ છે. આ વખતના સંપાદનમાં ક્રમવાર જોતા-કવિતા વિભાગમાં શ્રી બાદરાયણ તેમજ શ્રી. બેટાઇના કાવ્યો, સાથે બીજા વિદ્યાર્થીઓના કાવ્યો પણ સારાં છે. એક બે લેખો ધ્યાન ખેંચે તેવા છે. આ વખતે B. A.માં 'વસુધા' પાઠ્ય પુસ્તક તરીકે છે. અભ્યાસની દ્રષ્ટિએ આ સમીક્ષા ઠીક કહેવાય. બીજો લેખ 'વાર્તાકાર ધૂમકેતુ' પણ B A ના અભ્યાસક્રમમાં છે.



**પગદંડીને પંથે** : પ્રસિધ્ધ કર્તા : સ્વ. રા. બ. કમળાશંકર ત્રિવેદી વ્યાખ્યાનમાળાની વ્યવસ્થાપક સમિતિના મન્ત્રી પ્રો મોહનલાલ પાર્વતીશંકર દવે. ખપાટિયા ચકલા, સુરત.

ધોરી સડકના માર્ગથી ઘણે અંશે દૂર રહી પગદંડીને પંથે પ્રયાણ કરનાર શ્રીયુત મેઘાણીનું આ વ્યાખ્યાન રા. બ. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળાના ઉપક્રમે સુરત મુકામે યોજાયુ હતુ.

આ વ્યાખ્યાનમા તેમણે સાહિત્યના બે માર્ગો બતાવ્યા-એક ધોરી સડકનો માર્ગ અને બીજો સાકડી પગદંડીનો પથ. લોકસાહિત્યને પ્રચલિત કરવા માટે એમણે જે પ્રયત્નો કર્યા છે એને પરિણામે લોકસાહિત્યનો ઇતિહાસ જડયો અને એ ઇતિહાસનું દર્શન આ વ્યાખ્યાનમાં થાય છે. એ પગદંડીને પંથે રસાનંદ આપતાં લોકગીતોના ટાંચણો પણ ઠીક પ્રમાણમાં આપ્યાં છે



## સાહિત્ય પરિષદ પત્રિકા પ્રગટ થશે.

મે. તંત્રીશ્રી,

ગુજરાતી સાહિત્ય પરિષદ પત્રિકા પુન: ચાલુ થનાર છે તે વિષેની ખબર આ સાથે મોકલેલ છે જે આપના લોકપ્રિય પત્ર "કવિતા"મા સાહિત્યપ્રેમીઓની જાણ માટે પ્રગટ કરવા કૃપા કરશો. મહીડા કુમાર નરેન્દ્રસિંહ




સૂચના—'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર. છૂટક અંકની કીમતે આના ચાર ગ્રાહકોના લવાજમ બદલાના પત્રો, અવલોકનના પુસ્તકો લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું

ડોલક, 'કવિતા કાર્યાલય,' પાર્ક રોડ, વિલેપાર્લે.

મુદ્રક-પ્રકાશક—(કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા,
'ગાંડીવ' મુદ્રણાલય હવાડિયા ચકલો સુરત



વર્ષ : ૩ ] ઑકટોબર ૧૯૪૩ [ અંકઃ ૩

—ગૂંથણી—



*

ગેરંટીડ ઇનામો } આ વ્યૂહમાં ૪ ભૂલ સુધીમાં આવનાર બધા હરીફોને ઇનામની બાંહેધરી આપી છે.

# રૂ. ૧૦,૦૦૦

બીજું ઇનામ

# રૂ. ૩,૫૦૦

૧૬ પ્ર. પત્રોનું બોનસ

## રૂ. ૧,૦૦૦

**બંધ ૬ નવેમ્બર**



**પ્રવેશ ફી ૧ રૂપિયો**

૧૬ પ્ર. પત્રો ભરી ૪ ભૂલ સુધીનું ઇનામ મેળવનાર બધા હરીફોને રૂ. ૧૦ના ઇનામની ગેરન્ટિ:

પહેલું ઇનામ રૂ. ૧૨૫

બીજાં ઇનામો તંત્રીના નિર્ણય અનુસાર અપાશે. રૂ. ૭૫

પાંચ પ્રવેશપત્રોના ઇનામો

પહેલું ઇનામ

# રૂ. ૫,૧૦૦

રૂ. ૧૫૦૦ રોકડા ઉપરાંત ૧૨ માસ સુધી દર માસે રૂ. ૩૦૦ અથવા એકી સાથે રોકડા રૂ. ૪,૫૦૦

.... જન્મભૂમિ શબ્દરચના હરીફાઇ દીપોત્સવી વ્યૂહ ૭૧ ....

## ચાવીઓ આડી

૧ આવતી...ખરી રીતે તો અંધકારમય જશે એવી દેશની પરિસ્થિતિ છે.

૪ ઈનામોનો ... રેકોર્ડ આ વ્યૂહ સ્થાપિત કરશે.

૬ ...ઉપરથી બાળકના ભાવી સ્વરૂપની કલ્પના કરવા બેસી જવું યોગ્ય નથી.

૭ રસ્તે જતી અજાણી નારીને...નો પ્રયત્ન કરવો યોગ્ય નથી.

૯ વહેણ.

૧૧ આજના નરનારીઓ લાંબા...ને સહી શકતાં નથી.

૧૩ મધ્ય યુગનાં માનવ...નાં બજારો આજે પણ કોઈ કોઈ જગ્યાએ અસ્તિત્વ ધરાવે છે.

૧૪ યંત્રરચનાની...તે યંત્રના ઉપયોગને વ્યાપક બનાવે છે.

૧૬ કાયદેસર...થયેલી મિલ્કતની માલિકી માટે ભાગ્યે જ ઝઘડો રહે છે.

૧૮ આપણે ત્યાં સામા પક્ષને...નો પ્રયાસ કરવાની ધીરજ બહુ ઓછા દાખવે છે.

૨૨ તદ્દન નવા વિચારની ઘેલછામાં રાચી રહેનારને સમાજ "..." કહી નવાજે છે.

૨૩ ...ભર્યાં નયનોની ચમત્કારિક અસર વિષે કવિઓની બાની અનોખી કથા કહી જાય છે.

૨૫ સાહિત્યના પ્રગતિશીલ...ને નીરખવાની અભિલાષા કયા સાહિત્ય પ્રેમીમાં નથી હોતી ?

૨૬ બારે...ની કિંમત કરનાર કોઈક તો નીકળી આવે છે.

૨૭ આ માનવાચક વિશેષણ શિષ્ટ સમાજમાં ખૂબ પ્રચલિત છે.

૨૮ ...ને વિસરી જવાની વૃત્તિ માણસનાં હલકા માનસનું પ્રતિબિમ્બ છે.

૨૯...માં લીન બનેલ માનવી સંસારના અસ્તિત્વને ઘડીભર ભૂલી જાય તો નવાઈ નહિ.

## ચાવીઓ ઊભી

૧ "આ માણસ...છે" એવા શબ્દો સાંભળતાં જ સાધારણ રીતે તેને જોવાની આપણને ઇંતેજારી થાય છે.

૨ તેનો પદ્ધતિસરનો ઉપયોગ શરીરનાં પાચક બળોને મદદરૂપ બને છે.

૩ એનું નામાભિધાન જ એની વધુ પડતી લંબાઈની કલ્પનાને અશક્ય બનાવે છે.

૪ આનો કોઈ વારસ નથી.

૫ 'બિંદુ' વંચાશે.

૮ 'જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે...'

૧૦ સિદ્ધહસ્ત ચિત્રકારે દોરેલા દાવાનળની...સામાન્ય માનવીને સ્તબ્ધ બનાવે છે.

૧૨ આ રોગની પીડા તો 'જીની હોય તે જ જાણે'.

૧૩ અહિં એ ભૂલ નહિ પડે.

૧૫ ...જાણી લીધા પછી જ અજાણી નદી ઉતરવાનું સાહસ પ્રવાસીઓ કરે છે.

૧૬ કવિઓ...મેળવવા કેટલી મહેનત કરે છે તે તો જાણતા હોય તે જ જાણે.

૧૭ બ્રાહ્મણ.

૧૮ 'સ' વધતા 'ક'

૧૯ ...ને તજી દેવાનું દૃઢ મનોબળવાળા માણસો માટે સહેલું છે.

૨૦ એની કોમની વિશિષ્ટતાઓ તેના વર્તનમાં એવી વણાઈ ગઈ હોય છે કે તે તરત જ જણાઈ આવે છે.

૨૧ ...ને લાયક માણસ સમાજનાં અન્ય માનવીઓથી તરત જ જુદો તરી આવે છે.

૨૨ અર્થહીન અક્ષરો.

૨૪ ..નો સાથ અકસ્માતથી થઈ જાય તો તેનાથી ક્યારે છૂટા પડીએ એમ થયા કરે છે.

૨૫ 'કણી' કે 'બાણી' વંચાશે.

# ક • વિ • તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કૌલક

વર્ષ : ૩ અંક : ૩ ઑક્ટોબર : ૧૯૪૩ મળંગ અંક ૨૭

## આશિષ

આ સંસારે સફર કરવા એકથી બે ભલાં છે,
ને બેનાં જો ત્રણ થઈ શકે તો ઘણાનાં ઘણાં છે.
બન્ધુ મારા, શુભ અવસરે હું શી આશીષ આપું ?
મારે માપે કયમ તમ ભણી કહો મહેચ્છા હું આપું ?

ઈચ્છું તોયે સફર તમને હો શુભા ઉર્ધ્વગામી,
છાયા તેજે, પથ-અપથમાં ધૈર્યની હો ન ખામી.
શુભ્રશ્યામા વિજલ-રથના જેહણે દીધ આંધી,
તે તેમાંથી પ્રગટત ભલો સ્વાર્થ લેશે જ બાંધી.

પ્રૌઢા સ્નેહી હૃદય-યુગ હે, ભાવના ઊર્મિહોલે
ઝૂલી લેજો હૃદય ભરીને મત્ત ને સ્વસ્થ લોલે,
ને ભાવીમાં અનુભવ થતાં જે કંઈ ત્યાજ્ય લાગે,
ઝંખ્યું-માણ્યું તજી સફળ તે આદરો કૂચ આગે !

—આગે આગે ગિરિશિખરપે જિન્દગીના સુવર્ણી
દૃષ્ટિ માંડી પ્રથમ પગલી આ ભવે કંકુવર્ણી !

સુન્દરમ્

# મંગળાષ્ટકનાં મૌક્તિકો

(શ્રી જ્યોતીન્દ્ર દવેની કવિતાઓ 'કવિતા'માં અવારનવાર પ્રગટ થતી રહી છે. એમના 'આત્મપરિચય'ની કૃતિએ ગુજરાતની ખૂબ પ્રશંસા મેળવી છે એક સાક્ષરે શ્રી જ્યોતીન્દ્ર પરના પત્રમાં જણાવ્યુ છે કે તેમને મતે 'કવિતા'માં પ્રગટ થયેલી 'આત્મ-પરિચય'ની કૃતિ ગુજરાતી કવિતાઓમા ઉત્તમોત્તમ છે આને આ ઉલ્લેખ કરવાની જરૂર નથી. પણ અહીં શ્રી જ્યોતીન્દ્ર દવેની કાવ્યશક્તિનો એક વિશેષ પરિચય થાય છે–મંગળાષ્ટકો દ્વારા. એમણે લખેલા સખ્યાબધ મંગળાષ્ટકોમાંથી કેટલીક કડીઓ અહીં મૂકવામા આવી છે...............તંત્રી)

કાયા સ્થૂળ અતીવ તોય સહુથી પ્હેલા સદા આવતા;
પત્ની બે વસતી ગૃહે તદપિ ના ચિંતાથી સૂકા થયા;
બેઠા ઊંદરડા પરે પણ સરી જે ભૂ પરે ના પડે,
તે વિઘ્નેશ ગણેશ નિત્ય અરપો માંગલ્ય આ આ યુગ્મને

જેના કોમલ બાણના પ્રહરણે છૂટાં બને એકડાં,
જેના આગમને સમસ્ત દુનિયા આવી વસે એકમાં;
હૈયે અસ્થિરતા પ્રસારી, અરપે સંસારને સ્થિરતા,
તે જાદુગર પ્રેમ હો યુગલને માંગલ્યદાતા સદા.

જેના સ્પર્શથી મ્લાન જીવકુસુમો ખીલી ઊઠે હાસમાં,
જે આનન્દમયી અપૂર્વ રસની સૃષ્ટિ રચે શૂન્યમાં;
તૂટે પુષ્પપ્રહારથી પણ સહે બ્રહ્માંડનો ભાર જે,
આશા તે સુખ પૂરજો નવનવાં આ દંપતી જીવને.

અંકે વિશ્વ ધરી રમે રસભરી ચન્દ્રાનના યામિની,
નિદ્રામાં સુખસ્વપ્ન શી લસલસ્યા મેઘે લસે દામિની;
દેતાં સૌરભદાણ સૃષ્ટિચરણે ખીલે રસાળાં ફૂલો,
શીળા, સૌમ્ય, સુહાગ સૌરભભર્યા વાતા વસન્તાનિલો;

ઉર્મિવ્યોમ દીપાવતા રવિશશી રાતેપ્રભાતે ઊગી,
ભાવો કોમલ જાગીને પળપળે મીઠી કરે જિંદગી,

ને ઊછાળી અનન્ત ઊર્મિ જલધિ ડોલે કંઇ ઘેનમાં,
એ જેની વિલસે વિભૂતિ સહુ તે માંગલ્ય અર્પો સદા.

સિદ્ધિ બુદ્ધિ સમીપ હર્ઇયું હર્ષે કદી ફાટશે,
પત્ની બે નિરખી વિષણ્ણ હૃદયે નાસી જ કિંવા જશે—
એવી ભીતિ ધરી કંઇ મન મહીં આલેખતાં મૂર્તિને
ભિત્તિએ ગણનાથની, વિરલ કો શોધી તહીં યુક્તિ ને—

ફાટે ના ઉર ને નસાય પણ ના એવી રીતે જેમને
ગોરે ગોળ લગાવીને ઉદરપે ચોંટાડિયા ભિત્તિએ;
ને જે લગ્ન સમું જ બન્ધન ગણી એ ગોળનું રાચતા,
તે વિઘ્નેશ ગણેશ આ યુગલને માંગલ્ય અર્પો સદા.

'રા એ કોણ ?' 'હું કૃષ્ણ' 'રંગ વપુનો પૂછયો નથી મેં કંઇ,'
'કંસારિ દયિતે હું' 'ક્ષુદ્ર જીવડા, શું કામ તારું અહીં ?'
'હું ગોપાલ મૃગાક્ષી,' 'ધેનુકુલને લેઇ પળો કાનન,'
પામ્યા હાર ત્રિયા વડે યદુપતિ તે પ્રેરજો મંગલ.

'હશે ચન્દ્ર દીધો, પરંતુ ગગને સ્થાપ્યો અગમ્ય સ્થળે,
તેજોમૂર્તિ મળે ન એ મનુજને,' એવું લહી અન્તરે
જેણે ચન્દ્ર ઉગાવિયો ઉર ઉરે, ને એ પ્રભા આગળ
ઝાંખાં જ્યોતિ કીધાં બધાં ગગનનાં તે પ્રેમ હો મંગલ.

સ્નેહીને હૃદયે ઉજાળી. જગને પ્રેમસ્વરૂપે વસે,
અંગાંગે સુકુમાર સુન્દરી તણા લાવણ્યથી જે લસે;
જ્યોત્સ્નાપુંજ વિષે બની રસસુધા જે હાસ મીઠાં હુમે
તે કૂટસ્થ અનન્ત જ્યોતિ અરપો માંગલ્ય આ યુગ્મને.

જ્યોતીન્દ્ર દવે

## કલકત્તાની શેરી !

ઓ ! રવીન્દ્રના બંગાલ ! અરે ! ઓ ! શસ્યશ્યામલા ભૂમિ !
ઓ સુજલા સુફલા મલયજ શીતલા શી શિર વિપદ ઝઝૂમી ?
ઓ ! પરમહંસની પુણ્ય ભૂમિ ! ઓ ! સપ્તકોટિની માતા ! !
રે ! રામ-વિવેકતણી જનની ઓ ! સુર-યૌવની દાતા !
ઓ ! જતીન અને કૈં વીણાકરી વીરપ્રસતા ભૂમિ !
: શરદ સુભાષ સમા શતપુત્રો રમતા ધૂલિ ચૂમિ :
ઓ ! ભારતની શિરમોર ! કલા-વિજ્ઞાને-ધર્મે મ્હોરી !
સાતે સાગર પાર દસે દિશ અપાર ફોરમ ફેરી :
સકાયા ધરતીનાં ધાવણ ? રસકસ શું લૂંટાયાં ?
ઘર ઘર પાધર ભૂખ્યાં વલવલતાં કાં વ્હાલાં જાયાં ?
મેઘ રિસાયા ? કુદરત કોપી ? લોપી મમતા માર્યાં ?
સરિતાઓ સુકાઈ ગઈ શું ? ગાળી ઝરણુની કાયા ?
તીડોને ટોળે ખાધી ડાગર-ડયારી શું ફોલી ?
ગોળા હિમ-ઝાકળ જોડીએ ખેતરઢોર ગમોલી ?
ના, ના, ના, રે ! કુદરત કોપી, નથી સુકોણી ધરતી;
મરતી મરતી બંગધરામાં અક્ષય જીવન-ભરતી :

* * *

ભારત જન ! જો પેલી આવે કલકત્તાની શેરી;
જાણે માનવતા માનવની આજ બની કૈં વેરી.
ઊંચા ઝાકઝમાળ આલયો, અંબર ચુમ્બિત માળા,
થાળી વાજાં ધ્વનિ નિરર્થક, ગાજે ગીત રસાળાં,
નીચે નયનો આજી દેતી વિદ્યુતની દીપમાળા,
વાહન પર વાહન વહી જાતાં રંગે રંગ રૂપાળાં.
ભાતભાતનાં ભોજન મીઠાં સોડમભર છલકાતાં,
રૂપાળાં ઢુંઢાળા દેહે પેયો મિષ્ટ સમાતાં.

* * *

આઘે આઘે રણમાં ગાજે તોપવિમાન ગડુડે;
આઘે આઘે જંગલમાં કંઈ માનવમોત હડુડે !
આજે સોંઘારત માનવની-મોંઘારત ચીજોની;
રણમાં સોંઘારત છે માનવ કેરી મોતવીજોની :
રણમાં માનવ સોંઘાં-મોતો સોંઘાં-અચવાં મોંઘાં
ખાદી ભૂખ્યાં માનવ મારે શાન મોત પણ મોંઘાં !

આહીં કલકત્તા શેરીએ ભૂખ્યાં જન કૈં માગે!
મૂઠીભર ચાવલ, ચપટી ભર નમક ન હાથે લાગે!
આહીં કલકત્તા શેરીએ ભૂખ્યાં મરવા માગે,
હાય! તેમને હડસેલીને મોત દૂર ખૂબ ભાગે!
માગે માનવ રોજી: માગે માનભરેલાં કામો;
પણ ના લાધે નજરે એને કામતણાં કૈં નામો!
પરાધીન, પરવશ, બેબસ એ પેટપૂરતું માગે,
ગઈ સભ્યતા! ગઈ સંસ્કૃતિ ઊંડી તાગ ન લાગે!
માગે ના એ સંચય કાજે: ખોબોભર એ માગે,
મરજાદા ને માન મૂકતા હૈયે કાંટા વાગે!
માગે માતા શિશુઓ કાજ પ્રાણતણા અનુરાગે;
માગે પતિઓ ગર્ભવતી નિજ નારીઓના ભાગે:

* * *

સ્વદેશજન! હર બંગગ્રામની પેખ, પહોંચે તું શેરી,
કાળી ભૂખતણી ભૂતાવળથી આજે એ ઘેરી:
માનવના તું હાલ જરી, જો, કંતાયેલી કાયા
ભમતી આહીં માનવ કંકાલે મૃત્યુની છાયા!
આહભરી આંખે ને હૈયે જોતાં કો આકાશે,
દિવસ રાત ઘરઘર શેરીએ ભમતાં કો ચોપાસે.
ઊંડા ખાડા પેટ અને આંખોમાં નિત ખોદાતા,
ધીમા શ્વાસો આહભર્યા હા! તૂટવા તૂટવા રહાતા!
જો, માતાઓ! જો, નારીઓ! જો, એની લાચારી,
બબ્બે રૂપિયે વેચે પેટતણાં છોરૂ બિચારી!
જો! જો! ગભરૂ ભૂખ્યાં કાચાં ફૂલમમાં બાળુડાં,
ચૂસે-ચાવે મરતી માતાનાં સ્તનને એ ભૂંડાં!
આહીં કલકત્તા શેરીએ ભૂખ્યાં મૃત્યુ માગે;
દૂર તેમને હડસેલીને-મૃત્યુ આઘે ભાગે!
અન્ન વિના રે! રોજ લાંઘવું, કણકણ વિણ રીબાવું,
વ્યર્થ પ્રતીક્ષા કરતાં સાંજે ભૂખ્યાં પોઢી જાવું!
ધરતી મૂગી: વ્યોમ નિરુત્તર: બોલે ના કો એવું,
હર પળ હરશ્વાસે રૂંધાવું, હાય! હશે એ કેવું?
ભડભડની ભડકે બળતી ભૂખની ચિતાઓ પેટી,
મરવા બેઠી માનવ કંકાલોની હારો લેટી!

ધગધગતી ભૂખની ભઠ્ઠી પર માનવ ચરૂઓ ચઢિયા,
એ પર ધાગ અમૃતજળની કરશે કોણ જ બળિયા?
કોણ મૂકશે શીતળ કર બે એને તપ્ત કપાળે?
કોણ પકડશે બાયો એની-એને કોણ ઊઠાડે!

*　　　*　　　*

ધરતીની છાતી પર ફૂટચા લાખ કરોડ ફોલા,
રુધિર નીગળતી, પરૂથી ઝરતી. ઉપર પડતા કોલા!
પરવશતાના પાપ અરે! આ શાપ ગુલામી કે!!
ડગલે ડગલે રોજ ડરાવે, મારે માર નમેરા!
ભારતના માબાપ! પાપ આ પરવશતાનાં પૂરા,
યુગ યુગના છે શાપ હજારો હજી પડેલ અધૂરા!

*　　　*　　　*

બોલે ના આકાશ હાય! રે! ધરતી પણ ના ડોલે!
માનવહૈયા પણ ના હારો ઝટ પોતના ખોલે!
બ્હેરી બાધવતા જ બની શુ? માનવતા શુ મૂગી?
હૃદયહીનતા શ પિન હૃદયે હેઠ ગઈ શુ પૂગી?
ખોલો કોઠો, ખોલો ધનના આજે સૌ ભડારો!
ખોલો કોઠી, કાઢો દાણો, ખોલો સૌ કોઠારો!
સરિતાઓ ઉભરાઓ બંધા! સાગર કે ઉનટાઓ!
પળ પળ શોષાતા ખપ્પરમા અવિરત ધોધ વહાવો!
જો! જો! જન! પરજન! આજે ના કરશો કાંઈ મોડુ,
સમય વીત્યે રે! લાખ કરેનુ પડશે છેક જ થોડુ!
ભૂખ્યા જનના જઠરાગ્નિથી હોળી એવી થાશે!
શાસક-શોષક-ધુર્ત નાયકો સૌ એમા હોમાશે!
ભડભડ તેની ઊંચી જ્વાલા વ્યોમ સુધી કં જાશે,
દાનવતા ઘેરાઈ જાશે ભસ્મીભૂત સૌ થાશે!
પીળા પૂછડાળા: લીલા ફ્રિસ્તીની જૂઠી,
પોથાઓ, થોથાઓ બળશે: જડશે ના કણુ મૂઠી!
પોકળ સ્વ ધર્મોના આશ્વાસોતો ડૂબી જાશે,
ભયકર મૃત્યુઘટ નિનાદો ચોપાસે ફેલાશે!*

રતુભાઈ દેસાઈ

---

* 'વદેમાતરમ્ તા. ૧૪—૮—૪૩ના અકમા પ્રસિદ્ધ થયેલ અત્રે ફરીવાર કેટલાક ફેરફારો સહિત

# अस्मदीयम्

## આવતી સાહિત્યપરિષદ વડોદરા ખાતે

આવતી સાહિત્યપરિષદ વડોદરા ખાતે ભરાવાની છે એ વાત નક્કી થઇ છે. શ્રીમંત નામદાર ગાયકવાડ સરકારે એ અધિવેશનનો સમગ્ર ખર્ચ રાજ્ય તરફથી કરવાનો હુકમ આપ્યો છે. શ્રીમંત સયાજીરાવે ગુજરાતને પોતાનું માન્યું હતું. ગુજરાતી સાહિત્યના ઉત્સવોમાં તેમણે ઊંડો રસ લીધો હતો. પૂજ્ય દાદાને પગલે પગલાં ભરનાર નામદાર પ્રતાપસિંહરાવને એમના આ ઉત્સાહ બદલ અમે ધન્યવાદ આપીએ છીએ.

## મુંબઇ કંઇક કરશે?

૨૫મી સપ્ટેમ્બરે અમદાવાદે 'નવચેતન મંગલમહોત્સવ' ઉજવી શ્રી ચાંપશીભાઇને થેલી આપી. સતત બાવીસ વર્ષ સુધી એકલે હાથે માસિક ચલાવ્યે જવું એ ગુજરાતી સાહિત્ય જગતમાં રમતવાત નથી. કેવળ સાહિત્યસેવાનો ભેખ લઇ બેઠેલાને ઘણીવાર ભૂખે મરવું પડે છે એ તો જાણીતી વાત છે. પોતાના પચાસમા વર્ષના સમારંભ નિમિત્તે શ્રી ચાંપશીભાઇએ માત્ર નવચેતનના વધુ ૨૦૦ ગ્રાહકોની ટેલ નાખી હતી. આ તેમની ટેલ પણ મુંબઇ કે ગુજરાતે પૂરી નથી. એક શુદ્ધ સાહિત્યસેવી ગુજરાત પાસે આથી વધુ કઇ નમ્ર માગણી કરી શકે?

નવચેતન મંગલ મહોત્સવનો યશ અમદાવાદ ભલે લઇ ગયું. મુંબઇ કંઇક કરે તો સારું.



## પ્રો. બલવંતરાય ક. ઠાકોરની ૭૫મી જયંતી

ગુજરાતી જનતાએ એના સાહિત્યસેવકોના ચરણમાં યોગ્ય કદર કરીને અર્ધ્ય ધરવાની પ્રણાલિકા યશસ્વી રીતે ચાલુ રાખી છે. મુરબ્બી દિ. બા. કૃષ્ણલાલ ઝવેરીની ૭૫મા વર્ષની જયંતી હમણા જ ઉજવાઇ. એની જ સાથે આજે પ્રો. બલવંતરાય ઠાકોર પણ પંચોતેરમા વર્ષમાં પ્રવેશ કરે છે. પ્રો. ઠાકોરની સાહિત્ય સેવા ગુજરાતને જાણીતી છે. આપણા મુરબ્બી સાક્ષરોનો ફૂલ નહિ તો ફૂલની પાંખડીથી સત્કાર કરવાનો આપણો ધર્મ છે. ગુજરાતી જનતા પ્રો. ઠાકોરનો પચોતેરમાં વર્ષમાનો પ્રવેશ યશસ્વી રીતે ઉજવે એવી ઇચ્છા.

## દિ. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીના પોણીસદીના મહોત્સવ ઉપ[ર]

[ કસીદા ]

અય વાલદે જૌહર શનાસ મર્દે કુલાહી,
એ જશ્ને જૌહરીસ્ત ઝ તો સાલગિરાહી !
ઇનસ્ત સર કે મીદહદ બોસા બ આસ્માન
હમદર્સે મિહ્રો માહ, ચું મિહ્રીસ્ત વ માહીઃ
આં બઝ્મે દરખ્શાં કે કુનદ ગર્દિશે જાવિદ
દર કસ્બ ઝ દસ્તારે તો જુસ્તા સ્ત પિનાહીઃ
અઝ જામએ કુહનત હમી બાઝન્દ સદ હઝાર,
બરપા શવદ ઝ મૂએ રુખત શાહાનશાહી !
એહલે કતબ, મુસન્નિફાં, અખબાર નવીસા
બા ખુશખતીએ બેચુનત ગોયન્દ ગુવાહીઃ
તૂ પેશવાઇ મીકુની અઝ પેશએ દરાઝ,
બર મા અતા ફરમૂદા અસ્ત કારે સિપાહીઃ
આ જા કે હાઝિરી, બશવદ ગાહે અદાલત,
બર શેરઝાદ ગાં બકુતદ બીમે રુબાહીઃ
બાશદ કે ફરામોશ :કુની મારા; વલેકિન,
દર રસ્મે મા ઇ કાર હસ્ત ખુફ્તા ગુનાહી.
અય પીરે હરમ, હસ્ત સરમ પાયમાલે તો;
બન્વાઝ મરા ઓ બદાર ઝીરે નિગાહીઃ
બસ બેવફર શુદીમ દર અય્યામે બેવફા,
મમનૂઅ ઝમા મર્તબા, જલાલી વ જાહીઃ
બે વજહ મી દવીમ દર બાઝારે બેતમીઝ
બા મર્દુમાને યકઝબાં વ તાલિબે રાહીઃ
આં ફન કે અઝા દર જહાં અગુશ્તનુમા ઇમ.
ચીઝી ન મી દહદ સિવાયે સોઝિશો આહી.
અઝ રંગે ગુલ ઉમ્મીદે આ મદાર; બારહા
શીરીં ઝબાં રા હસ્ત અન્દરૂન સિપાહી,
ફર્દ નિશ્ત સખુનહા કે સરાઝિમ બહારા;
એહસાને તો દર ખાતિરે મા હસ્ત ગવાહી.
બેહતર એ તવાં બૂદ અઝી ખ્વાહિશે પતીલ !
સદસાલા બાદ ઝિંદગી તુરા બ ઇલાહી !

પતીલ

# ચયન

## કવિનું વજન

'એક ફૂલકી અભિલાષા' કાવ્યથી ગૂજરાતી સાહિત્યજગતમાં જાણીતા થએલા હિન્દી કવિ શ્રી માખનલાલ ચતુર્વેદીની કદર બૂઝવા હરદ્વારમાં મળેલા સાહિત્યસંમેલનમાં રૂપીઆથી તેમનું વજન કરવામાં આવેલું.

વ્યવહારજીવનમાં કવિઓની વાતને વજન ન આપનારા આજે કવિઓને તોળે છે જાણી આનંદ થયો. વ્યક્તિપૂજા આપણે ત્યાંથી હજુ છેક અદશ્ય થઈ નથી. વ્યક્તિને ન તોળતાં તેના સાહિત્યથી તેની તુલના કરવામાં આવે તો વધુ ઇષ્ટ ગણાય.

હિન્દીના કોઇ પણ કવિ આપણા ઠાકોર કે ખબરદાર જેવા ધીંગા નથી. તેથી વજનમાં રૂપિયા ઓછા ઉપજ્યા હશે. ભારેખમ શબ્દોથી અર્થઘન કાવ્યો ઘડનાર કવિઓને આ વખતે જરૂર થાય કે પોતે દેહઘન હોત તો કેવું સારું ? ને વજન કરવા માટે સાહિત્યકાર ને તેમાંય કવિની પસંદગી કરવામાં વ્યવહાર કુશળ લોકોની કેવી-દીર્ઘદૃષ્ટિ !

મૂલરાજ અંજારિયા

## ટાગોર વિષે

'માન્ચેસ્ટર ગાર્ડીઅન' માં તાજેતરમાં 'ટાગોરનાં સંસ્મરણો' વિષે લખતાં સર વિલિયમ રોથેસ્ટીન જણાવે છે કે અંગ્રેજીમાં 'ગીતાંજલિ' પ્રગટ થયા પછી તરત જ રોબર્ટ બ્રીજીસ, ફોક્સ સ્ટ્રેંગ વેઝ અને બીજાઓએ ટાગોરને ઓક્ષફર્ડ ડીગ્રી અપાય તે માટે યત્ન કર્યો હતો, પરંતુ લોર્ડ કર્ઝન તે વખતે ચાન્સેલર હતા. બંગાળના ભાગલા સંબંધી તેને અને ટાગોરના કુટુંબને મતભેદ હતો; એટલે કહે છે કે કર્ઝને પોતાની સંમતિ આપી નહિ.

સર વિલિયમના કહેવા મુજબ ત્યાર પછી યીટસ અને ટાગોર વચ્ચે મળી સહાનુભૂતિ તથા સમજણમાં ટાઢાશ આવી; કેમકે યીટસને લાગવા માંડ્યું કે ટાગોર આટલાં બધાં પુસ્તકો અંગ્રેજીમાં પ્રગટ કરે તે ખોટું છે. કવિ તથા સ્વદેશાભિમાની તરીકે તેમણે ફક્ત બંગાળીનો જ ઉપયોગ કરવો જોઈતો હતો. આ ફરિયાદ ગમે તેવી કડવી છતાં સાચી હોઈ શકે. પણ સર વિલિયમ જો બંગાળી હોત તો તેમની ટીકા ગણનાપાત્ર હોત. કોઇ પણ બંગાળીને પૂછી જુઓ કે 'ટગોરે બીજી ભાષામાં પુસ્તકો લખ્યાં તેથી તમારી ભાષાને કંઈ નુકસાન થયું છે ખરું ?' તેમનું અંગ્રેજી લખાણ તો બંગાળીથી ભરપૂર ટેબલ પરથી પડેલા ટુકડા સમાન છે.

('પુસ્તકાલય'માંથી) હીરાલાલ માનસિંગ કામદાર

ફૂલ ખીલે છે કે તરત જ આપણે તેના પર આપણી આંખ મિંચાડીએ છીએ. ફૂલ કરમાય છે કે તરત જ આપણે એના પરથી આપણી આંખ ખેસવી લઈએ છીએ.

* * *

ચીનની કવિતામાં સ્ત્રીના રાતા હોઠ વિષેનો સીધો ઉલ્લેખ આવતો નથી. સ્ત્રીના અંગોને કવિતા સદા ઢાંકેલાં રાખે છે.

ચીનના કવિને જો બે જણાના પ્રેમના આવેશની વાત કરવી હોય તો એ કહે છેઃ

"નદી ઉપર બે બંસી વાગે છે, અને આ બંને બંસીના સૂરો સામસામાં અફળાય છે"

એક કવિ લખે છે

આવજો, હું એક લાંબી સફરે જાઉં છું યુવકયુવતે સવાલ કર્યો, ગુલાબની સુવાસે સવાલ કર્યો, લલનાના સ્મિતે સવાલ કર્યો—અને છતાંય જવાબ ન મળ્યો. આ જવાબ લેવા હવે હું જાઉં છું.

( વન્દેમાતરમ્ )

## ચીન અને ચિબુક

ચીનના કોઈ પણ કવિએ ચીનની સ્ત્રીઓના ચીબાં નાક, હોઠ, ગાલ કે ચિબુક પર કવિતા લખી હોય એવું હજુ સુધી જણાયું નથી.

( 'મજલિસ' )

## કવિતાને ચેતવણી

અખબારની નાનકડી એક જગામાં સ્થળસંકોચ ન પડે તો કવિતા છપાય છે બાજુની જગાઓમાં મોટા મથાળાં અને ચિત્રો સહિત—પેટનો દુખાવો, દવાઓ અને સીનેમાની જાહેરાતો છપાય છે અને તે સિવાયની ઘણી જગામાં પાવડર, બૂટ અને સાબુઓની તરેહતરેહની તારીફો જેવા મળે છે અને આ તેની વચમાં એક નાનકડી જગામાં છપાઈને વાચકોના હૈયાને સ્પર્શવા કવિતા થી રહી છે, પણ જો હવે કવિતા પોતાની સંભાળ નહિ રાખે તો તેને મોક્ષ આ સ્થાનથી પણ ચ્યુત થવાનો એને વખત આવશે ..

ભગીરથ મહેતા

## એક ગહન પ્રશ્ન

છેલ્લાં ૪૬ વર્ષથી હું બંગાળમાં રહું છું અને છેલ્લાં ૩૦ વર્ષથી એ પ્રજાનું નિરીક્ષણ કરતો આવ્યો છું. બંગાળી પ્રજા બુદ્ધિમાન અને ઊર્મિશીલ પ્રજા છે. એ પ્રજાના સાહિત્ય માટે હિંદ ગૌરવ લઈ શકે તેમ છે.

પણ છેલ્લાં ત્રીશ વર્ષ થયાં એક ગહન પ્રશ્ન મને મૂંઝવી રહ્યો છે. તે એ કે બંગાળના સાહિત્ય અને બંગાળની પ્રજા વચ્ચે આટલું મોટું અંતર કેમ ? બંગાળનું સાહિત્ય જેટલી ઊંચી કોટિએ છે તેટલી ઊંચી કોટિએ બંગાળી પ્રજા નથી જ, બલ્કે નીચી કોટિએ છે એમ કહીએ તો ચાલે. સ્ત્રીઓ પ્રત્યેની એ પ્રજાની અવહેલના, સ્ત્રીને દાસી માનવાની અમાનુષિતા, વિધવાઓ પ્રત્યેનું કઠોર વર્તન, પોતાના સ્વાર્થ માટે સામાને ગમે તેટલું નુકસાન થાય તોપણ પોતાનો સ્વાર્થ સાધવાની ખાસિયત, નિરંતર કારકૂનીમાં જ જીવન ગાળવાની ટેવ, વરવિક્રયની વિનાશક પ્રથાને વળગી રહેવાની ચીવટ—આવી આવી અનેક નાની મોટી દૂષિત વૃત્તિઓ જે પ્રજાનું સાહિત્ય આટલું બધું ઉચ્ચ, માનવતાથી સભર અને ઊર્મિશીલ છે તે પ્રજામા શી રીતે ટકી શકતી હશે એ પ્રશ્ન મારે મન કોયડા સમાન છે. છેલ્લાં ૩૦ વર્ષથી આ કોયડો મને મૂઝવે છે અને હજીય તે અણઉકેલ્યો જ રહ્યો છે. ત્યારે પ્રશ્ન થાય છેઃ "શું સાહિત્ય એ પ્રજાજીવનનું પ્રતિબિંબ નથી ?" અથવા "જેવી પ્રજા તેવું તેનું સાહિત્ય" એ સૂત્ર શું સાચું નથી ? કે શું છે ? પ્રભુ જાણે !

ચાંપશી ઉદ્દેશી



## હૈદરી કાવ્યસંગ્રહ

[નસીમે સાહરનો અલી અંક, સંપાદક ફસીમુદ્દીન અ. હુસેની: રવિવાર પેઠ, પૂના : મૂલ્ય ચાર આના]

ગુજરાતનાં અને નવીન મુસ્લિમ શાયરોનાં, હજરતઅલીને ભાવાંજલિ અર્પતાં કાવ્યોનો આ સંગ્રહ મુસ્લિમ-ગુજરાતમાં 'અપૂર્વ હોઈ' આદરપાત્ર છે. કેટલાંક સરળ અને સાત્ત્વિક કાવ્યો ઉપરાંત મુસ્લિમ બિરાદરોના આશાસ્પદ છંદ પ્રયોગો અને 'દાનમી', 'નસીમ', 'ઇલ્હામી' અને 'કિસ્મત'ની કૃતિઓ ખાસ નોંધપાત્ર છે.

## દૂઝતા ઘાવ

### [ખાયણાં]

(ગતાંકથી ચાલુ)

૩૫

હો મુજ પ્રીતિ ગુરુપદચરણપરાગે
જેહથી ભ્રમ-ભય ભાગે,
ફળે ચાર કામના.

૩૬

જેની કૃપા થકી પ્રાપ્ત થતુ પદ ઊચું
તેહના મન મહીં ખૂચુ
જતુ પેર છોપગા.

૩૭

જોડી જુગલ કર ભાવભર્યું શિર નામું
જેથી નિકટપણુ પામું
ખરા અનુરાગનું.

૩૮

આંખમાં આંજુ આગણાની ધૂળ તેની,
પાવડી જ્યાં પડી એની
ગણું તીર્થ તે જગા.

૩૯

શક્તિ અંગે ગાઉં ગુણો વાર વારે
'હનો જોગ સસારે
સુલભ નથી સર્વને.

૪૦

પાંચ વખત ફરું તેહને વચમાં રાખી
નિગ્રહમાં મન નાખી
હણું પાચ પારધિ

૪૧

સાતે દિવસ જપું તેહના નામની માળા
છોડી બધા બાહ્ય ચાળા
જાગુ આઠે યામ હુ.

૪૨

ધખતી ધૂણીમાં ચાલવું પડતું ત્યારે
થઈ પર જન્ય ઉગારે
પ્રતાપ જેનો મહદ.

૪૩

નવલખ તારા આભને ઓથે સમાયે
સોમ અને સવિતા યે
નિયંત્રણને ચહે.

૪૪

કોને નહીં ભીડ અગ્રણી જનની સાચા!
આવે ઉત્સાહને વાચા
સુખદ સહવાસથી.

પતીલ

# કાવ્યમાં વેધકતા

## શાંતિકુમાર જ. ભટ્ટ

સહૃદય બની સાચી સલાહ આપનાર અને સનાતન સત્ય ઉચ્ચારનાર એક સંસ્કૃત સુભાષિત ધનુર્ધારીનાં બાણને અને કવિનાં કાવ્યને સરખાં ગણે છે. કારણ કે બંને સામાનાં હૃદયમાં પ્રવેશ પામી તેનું મસ્તક ડોલાવે છે. વેધકતા કાવ્ય માટે અનિવાર્ય અને અવિયોજ્ય છે. વેધકતાને લીધે જ કાવ્ય કાવ્ય ગણાય છે. આ સુભાષિત ધ્વનિ દ્વારા એમ પણ સમજાવે છે કે કાવ્ય પ્રથમ હૃદયની ઊર્મિઓને સુષુપ્તાવસ્થામાંથી જગાડી તેમનામાં ઝણકાર ઉપજાવે છે—જાણે ચકરાણે અનુભવાતી રોમાંચકતા. ત્યાર પછી જ કાવ્ય મગજમાં પ્રવેશે છે અને ત્યાં તેનામાં રહેલા સ્મરણીય સ્થાયી અને શ્રેયસ્કર તત્ત્વોની અવિસ્મરણીય નોંધ મનપટ પર થાય છે.

ધ્વનિ કાવ્યનો આત્મા છે અને તે કાવ્યમાં સમગ્ર સૌંદર્ય રૂપે વ્યાપ્ત હોય છે. ધ્વન્યાલોકના કાવ્યજ્ઞે એક મનોહર શ્લોક રચ્યો છે કે:

प्रतीयमानं पुनरन्यदेव वस्त्वस्ति वाणीषु महाकवीनाम्।
यत् तत् प्रसिद्धावयवातिरिक्तं विभाहि लावण्यमिवांगनासु॥

સારાંશ કે સૌંદર્યમયી યુવતીના પ્રત્યેક અંગો ઉપરાંત સમગ્ર સ્વરૂપે પણ સૌંદર્ય હોય છે તેમ કાવ્યમાં કથન પાછળ પણ ધ્વનિ હોય તો જ કાવ્ય ઉત્તમ બની શકે. આવું ધ્વનિકાવ્ય એ જ કલાકાર કવિની પરમ સિદ્ધિ છે. ઉદાહરણ માટે સ્નેહરશ્મિનું 'બાગસ્વપ્નની નાવ' કે ઉમાશંકર જોષીનું 'બળતાં પાણી' બસ છે.

પ્રત્યેક કલાકૃતિ માફક ઉત્તમ કાવ્યમાં એક જ છાપ પાડવાની કલા પણ હોવી જોઈએ. દયારામની રસની તરતી ગરબીઓ કે સુંદરમ, ઉમાશંકર, ચંદ્રવદન કે સ્નેહરશ્મિનાં ઊર્મિગીતો કે સોનેરી ઉચ્ચ કક્ષાનાં કાવ્યોમાં ગણવાને પાત્ર હોય તો તે આ ગુણને લીધે જ.

કોલરિજે કાવ્યની વ્યાખ્યા કરતાં કહ્યું છે કે "કાવ્ય એટલે સુંદર શબ્દોનું સુંદર આયોજન." કાવ્યમાં અર્થપોષક શબ્દરચના હોવી જોઈએ. શ્રીયુત બ. ક. ઠા. નું 'આરોહણ' કાવ્ય જુઓ:

"પરન્તુ મ્હારું હજી મ્હારું એજ મ્હારી તૃષા.
મ્હેરું વળી ઊભો રહું, પ્રતિ પદે દિશાઓ ભ્રમે."

પર્વત પર કોઈ ચડતું હોય તેવો આભાસ નથી થતો? લોર્ડ ટેનિસનનું 'લોટસ ઇટર્સ' કાવ્ય વાંચતા સહૃદય વાચક પોતે પણ ઝોકાં ખાય છે.

રસ જેનો આત્મા છે એવું આલેખન કાવ્ય ગણાય છે. વિશ્વનાથની કાવ્યની વ્યાખ્યા वाक्यं रसात्मकं काव्यम्। આગળ બીજા આલંકારિકોની વ્યાખ્યા ઝાંખી પડે છે. કાવ્યમાં હૃદયમાં સોંસરા પેસવા માટે સરળતા હોવી જ જોઈએ. "તાક્યું તીર મારનારો તો પ્રેમાનંદ જ" એમ પ્રેમાનંદ વિશે કહેવાય છે. નળાખ્યાનમાં "ભૂખી ભમે છે ભગિની"વાળું કડવું જુઓ. ઘડીમાં શ્રોતાજનોને રડાવનાર હસા-

વનાર કે પાનો ચડાવનાર પ્રેમાનંદ રસઝરણાંને અવિરતપણે વહાવનાર કવિ શિરોમણિ અને રસનો હિમાલય છે.

કાવ્યમાં અપુષ્ટાર્થત્વનો દોષ એ ઉગતા કવિઓ સામે લાલબત્તી છે

विलोक्य वितते व्योम्नि विधुं मुञ्च रुषं प्रिये ।
[ પ્રિયે, વિશાળ આકાશમા ચંદ્રને જોઈ ક્રોધનો ત્યાગ કર ]

એમાં આકાશને વિશાળ કહેવાની શી જરૂર. નાનું બાળક પણ સમજે છે કે આકાશ વિશાળ છે. કોઇ માણસને આપણે પૂછીએ કે તમારા હાથમાં આ શેનું પુસ્તક છે અને એ જવાબ આપે કે આ સોનેરી પૂંઠાવાળું ઓક્ષફર્ડમાં છપાયેલું, મુંબઈમા મારા મામાના હાથે ખરીદાયેલું અને મને જન્મદિવસે ભેટ આપેલું... .."બસ, ભાઈ બસ," આપણે મનમાં બોલીએ છીએ કે "આ બકવાદ છોડી સીધું જ વદોને." કાવ્યને કે બાણુને અલંકાર શાં!

કવિએ ધ્યાનમા રાખવું જોઇએ કે કાવ્ય એ કંઈ વાચકને વાક્યરચનાની ભુલભુલામણીમાં ગુંચવવાની કે તેની બુદ્ધિને કસવાનો ગણિત જેવો વિષય નથી. કે નથી અપરિચિત શબ્દપ્રયોગોના પથરાઓ વચ્ચે રમાડવામા આવતી Obstacle-race. સંકુલ વાક્યરચના અને અપરિચિત શબ્દો વગર ટાગોરના લગભગ બધા જ કાવ્યો લખાયા છે વાચકના મગજને કસવા બીજા વિષયો કયાં ઓછા છે!

ઉત્કટ મનોમંથન કે સ્વાનુભવ વગર કાવ્ય ન બને. બને તો તે નિર્માલ્ય જ હોય. પારધીના બાણે વીંધાતા સારસને જોયા વગર વાલ્મિકી રામાયણ ન લખી શક્યા હોત. બાકી તો જોડકણાં અને શબ્દની રચનાઓ તો "ભીંતો પે વલિયાં,

વલિયાં પે સળિયાં,
સળિયાં પે નળિયાં,
ચારે તૂર્કો મળિયા" જેવી જ લાગે.

કાવ્યમાં વેધકતા આણવા અમુક જ રસ કે અમુક વિષય જોઇએ એવી પક્ષાપક્ષી નથી. ક્ષુલ્લકમા ક્ષુલ્લક 'તૂટેલી ચંપલ'થી 'ચુસાયેલ ગોટલા' પર પણ કાવ્ય લખી શકાય. વિષય પરત્વે અગત્યની છે કવિની દૃષ્ટિ. જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ. અસુંદરમા સુંદરતા જોનાર કવિ કહી શકે કે

"હું ચાહુ છું સુન્દર ચીજ સૃષ્ટિની,
ને જે અસુન્દર રહી તેહ સર્વને
મૂકું કરી સુન્દર ચાહી ચાહી."

કવિકોકિલ માત્ર વસંતમા જ ગાય એ જ પ્રિય લાગે એમ નથી. અષાઢની મેઘલી રાતે પણ કોયલનો ટહૂકો ઘણી વાર અત્યંત મીઠાશ ઉપજાવે છે. કવિએ સૌંદર્યપાન સંપૂર્ણપણે કર્યું હોય તો જ.

"સૌંદર્યો પી ઉરઝરણ ગાશે પછી આપમેળે."

## જાણું નિશ્ચે–

તપી અંગારા શા દિવસભરના તાપ, હળવા
બની શીળા-થાશે, રવિ ક્ષિતિજમાં સૌમ્ય બનશે;
અને રંગો વેરી ગગનપટ સન્ધ્યા સુહવશે,
સખા, ત્યારે લેજે મુજ ગૃહતણો પથ મળવા.

ટડી દીવા હોયે ઝગઝગ થતા રમ્ય ગૃહમાં,
વિસામો લેજે તું ક્ષણિક ઊર્મિ દ્વાર નિકટે;
શમી જાશે સૌએ, ટગમગ થતા દીપ પડખે,
પડ્યો હોઉં ત્યારે પુનિત મુકજે પાય ગૃહમાં

ઊભો રહેજે પાસે, અધીર બનતો ના-નિરખજે,
અને જાગે જ્યારે ગત સમયનાં રંક-સ્મરણાં,
ઝમે મારા નેને ગદગદ થતાં અશ્રુઝરણાં,
સખા, ત્યારે તારો વરદ કર ભાલે રસળજે.

કરું શું ? જાણું છું, પર સમયની તું વિહરતો,
છતાં જાણું નિશ્ચે અવસર થતાં આવી મળતો.

નન્દકુમાર પાઠક

## શી રીતથી વિસારું ?

–મિશ્રોપજાતિ–

એ સ્મિત તારું હજી સાંભરે છે,
ને કીકીઓ નેનમહીં તરે છે.
એ ભાવ તારા અતિ ભવ્ય ઊંડા–
એને કહે શી રીતથી વિસારું ?....૪

વાસુદેવ જાની

# 'ગુણસુન્દરી'નો વર્મા-સ્મારક અંક*

ત્રિ૦

'ગુણસુન્દરી' માસિક પત્રના આદ્ય સ્થાપક સંચાલક, અને સંપાદક શ્રી જયકૃષ્ણ નાગરદાસ વર્માના મૃત્યુ બાદ, આ માસિક પત્રના ચાલુ સંચાલકોએ સ્વ. શ્રી વર્માની સ્મૃતિમાં સ્મારક અંક પ્રસિદ્ધ કર્યો છે.

આ અંગનું શ્રમભર્યું છતાં સદ્‌ગત પ્રત્યેના પ્રેમ અને પૂજ્યભાવને કારણે વહન કરવું પ્રિય થઈ પડે એવું સંપાદન કાર્ય સ્વ.ના મિત્ર અને પ્રશંસક ભાઈશ્રી યજ્ઞેશ હ. શુક્લે બજાવ્યું છે. મજકૂર સ્મારક અંકમાં શ્રી કનૈયાલાલ મુનશી, લુણાવાડાના નામદાર મહારાજા, ડૉ. કાંતિલાલ છ. પંડ્યા, શ્રી ડૉ. હરિપ્રસાદ દેસાઈ, શ્રી પ્રાણલાલ દેવકરણ નાનજી, શ્રીમતી જયશ્રી ગયજી, લેડી વિદ્યાગૌરી નીલકંઠ અને શ્રી કૃષ્ણલાલ ઝવેરી આદિ આપણા મહાજનોએ અને ઇતર સમકાલીન સાહિત્યસેવીઓ તથા પત્રકારોએ સ્વ. ભાઈ વર્માને પોતાની સ્નેહાંજલિ અર્પી છે. ભાઈ યજ્ઞેશનું 'તર્પણ' સહૃદય વાચકની આંખમાં પાણી લાવી મૂકે છે.

ભાઈ વર્મા વિદ્યાર્થી તરીકે ખૂબ તેજસ્વી હતા. ઉચ્ચ શિક્ષણના પરિપાક રૂપે તેમણે પોતાની કુટુંબ મર્યાદા પૂરતો પુરુષાર્થ આદરી બેસી રહેવું પસંદ કર્યું નહોતું. બલકે સમાજની અને દેશની અંદર રોજ રોજ થતા આંદોલનના અવાજ સાથે તેમણે પોતાના હૈયાના આંદોલનનો અવાજ મિલાવ્યો હતો.

આના સ્પંદનને વશ થઈને જ તેમણે જિંદગીના પ્રારંભ કાળમાં પત્રકારિત્વમાં ઝંપલાવ્યું હતું. પાછળથી સ્ત્રીવર્ગની પછાત જીવન દશાથી અકળાઈને તેમણે 'ગુણસુન્દરી' શરૂ કર્યું અને એમ બીજી અનેકવિધ પ્રવૃત્તિઓ દ્વારા ગુજરાતના સાંસારિક અને સામાજિક જીવનમાં પોતાનો નમ્ર ફાળો પૂરવા મથી છૂટ્યા. કેવળ આટઆટલા સ્નેહીઓ અને સંબંધીઓજ નહીં પણ સાંસારિક અને સામાજીક પ્રવૃત્તિમાં સંકળાયેલા મિત્રોએ તેમને યાદ કરી આંસુ સાર્યાં છે તેજ તેમના જીવનની અનુપમ ફોરમની પૂર્ણ પ્રતીતિરૂપ છે. આવું જીવન સદા ધન્ય છે.'

આ અંકની યોજના બર લાવવા માટે અમે 'ગુણસુન્દરી' માસિકપત્રના વ્યવસ્થાપકોનું તેમજ તેનું સંપાદન કરી પોતાનું સ્વ. પ્રત્યેનું ઋણ કંઈક અંશે ફેડવાનો પ્રયત્ન કરવા માટે ભાઈ યજ્ઞેશ શુક્લનું અભિનંદન કરીએ છીએ.

---

* ગુણસુન્દરી અને સ્ત્રી હિતોપદેશ : સ્વ. વર્મા અંક : ખાસ સંપાદક યજ્ઞેશ હ. શુક્લ, ગિરગામ, મુંબઇ ૪. પ્રકાશક અંબાલાલ ઠક્કર, લુહાણા મિત્ર પ્રેસ, વડોદરા.

## માનવહૈયાં

લોકપ્રિય 'નવચેતન' માસિકના વિદ્વાન તંત્રી શ્રી ચાંપશીભાઈએ ઉપરોક્ત કૃતિમાં પોતાની આકર્ષક અને લાક્ષણિક શૈલીથી "પ્રૌઢ-પ્રેમ" આલેખવાનો પ્રયાસ કર્યો છે. આપણાં નવલ સાહિત્યના રસથાળમાં આ કૃતિ એક મીઠી વાનગી સમાન છે.

× × ×

વાર્તાનો નાયક રમણલાલ પ્રૌઢ વયનો, રસિક અને શુદ્ધ નીતિને અનુસરતો ગૃહસ્થ છે. ત્રણ પુત્રપુત્રીના એ પિતા સામાન્ય રીતે શુદ્ધ જીવન ગાળી જીવનનો આનંદ કુટુમ્બમાં પ્રવર્તેલો જુએ છે. પરંતુ એમનું ભાવભીનું હૃદય ડોકિયાં કરે છે, એમની વર્ષગાંઠ નિમિત્તે પોતાની પ્રિય પત્ની વસુમતી સાથે નાટકની બે ટિકિટ ખરીદી છે. વસુમતી એટલે ધર્મપરાયણ, ઘરગથ્થુ, કાર્યમાં ઓતપ્રોત થયેલી એક આર્ય સ્ત્રીના પ્રતીક રૂપ છે. ઉચ્ચ આર્ય સંસ્કારમાં ઉછરેલી સ્ત્રી ગૃહકાર્યમાં શાંતચિત્ત દિ અને રાત તલ્લીન રહે છે. જ્યારે રમણલાલનું રસિક અંતર કાળના પ્રવાહમાં દિનપ્રતિદિન યુવાન બનતું જાય છે. વસુમતી જીવનમાં મોજશોખ અને વૈભવ એ બધું પ્રૌઢ વયે ત્યજી દેવામાં જીવનની સાર્થકતા સમજે છે. તેથી જ રમણલાલના અનેક કાલાવાલા છતાં નાટક જોવા જવાના વિચારને હીન સમજી રમણલાલને નિરાશ બનાવે છે.

ત્રીજું પાત્ર એક દૃઢ મનોબળવાળી, ચારિત્ર્યમય અવિવાહિત જીવન ગાળી, નર્સનું શિક્ષણ ગ્રહણ કરતી મેનાનું પાત્ર છે. રમણલાલને એ અંતઃકરણપૂર્વક ચાહતી અને રમણલાલને પણ લગ્નગ્રંથિથી જોડાઈ જવાના યુવાનીમાં કોડ હતા. પરંતુ સંજોગવશાત કાર્યક્રમ તૂટી પડતાં-મેના જિંદગીભર અવિવાહિત રહે છે. રમણલાલ આવાદિયે એક વાર અંતરની તૃષા છીપાવવા મેનાને ત્યાં જાય છે અને જીવનના અનેક પાસાઓની ચર્ચા કરે છે.

રમણલાલનો પુત્ર અરવિન્દ અર્વાચીન ધાંધલિયા ઊર્મિપ્રધાન અને ઉતાવળિયા યુવાનોનો પ્રતિનિધિરૂપ યુવાન છે. મેના અને એમના પૂજ્ય પિતાશ્રી શુદ્ધ ચારિત્ર્યમય જીવન ગાળતા હોવા છતાં એક બીજાને હૃદયથી ચાહતાં હોય તેમ અરવિન્દના સંશયી માનસને પ્રશ્ન ઊઠે છે. માતાને કસોટીની ભઠ્ઠીમાંથી ઉગારવા એમની પ્રિયા અને સાથે શિક્ષણ લેતી કૉલેજ યુવતી પ્રતિમાની મદદથી આ ભેદ ખોલે છે.

ચાંપશીભાઈની આ નવલ સુરેખ ભાવનાચિત્ર, સરળ નિરાડમ્બરી ભાષા પરના અદ્‌ભુત કાબુ, સૌન્દર્ય જોવાને સૂક્ષ્મ આંખ, માનવસ્વભાવનું યોગ્ય દર્શન વગેરે માટે લોકપ્રિય બનશે એમાં શંકા નથી. અનેક નવલકથાકારો જેમ

---

લેખક:– રા. ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી. સોલ એજન્ટ:– એન. એમ. ઠક્કરની કું. પૃષ્ઠ ૨૧૬. કિં. રૂ. ૨

## ચર્ચાપત્ર

('કવિતા'માં અમો આ અંકથી ચર્ચાપત્રનો આ નવો વિભાગ દાખલ કરીએ છીએ. નિશાળોમા તેમજ કૉલેજોમા મંજૂર થયેલા પાઠ્યપુસ્તકોમાં એવાં અનેકાનેક લખાણો આવીને ઉભા રહે કે જ્યાં તે તે પાઠ્યપુસ્તક શીખવનાર શિક્ષકોને અથવા અધ્યાપકોને એ લખાણના અર્થ વિષે શંકા આવે છે. એનાં મુખ્ય કારણો એ પણ છે કે પાઠ્યપુસ્તકોમાં તેમજ જે મૂળ ગ્રંથોમાથી એ લખાણ લેવામાં આવ્યા હોય તેમાં ભૂલ રહી ગઈ હોય તો તે જ ભૂલનું પુનરાવર્તન થતુ રહે છે. અધ્યાપકો, શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ આવાં લખાણો પ્રત્યે શંકા ન રાખતાં સ્પષ્ટતા માટે અમને જણાવશે તો અમો અહીં તેનો ખુલાસો અચૂક આપીશુ—તંત્રી)

**"કવિતા"ના શ્રીયુત તંત્રી સાહેબ,**

પ્રણામ. વિનંતિ કે નવયુગ વાચનમાળા પુસ્તક ચોથામાં કવિ નરસિંહ મહેતા કૃત નાગદમનની કવિતા છે તેની પહેલી કડી નીચે પ્રમાણે છે:—

જળકમળદળ છાંડ બાળા
સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે
મને બાળહત્યા લાગશે.

એમાં જળકમળનો શો અર્થ કરવો, તે આપના માસિકમાં પ્રગટ કરવા તસ્દી લેશો; કે જેથી શિક્ષકઆલમની શંકા મટે.

અંબાજી રોડ
નાની છીપવાડ સુરત
લિ.
ખંડેરાવ માનાજી પવાર

### ઉત્તર

મૂળમા 'જળકમળદળ છાંડ બાળા' એમ નથી પણ 'જળકમળ તું છાંડ બાળા' એમ છે. પણ પાછળથી અનુપ્રાસને અસરકારક બનાવવા 'તુ' નીકળી ગયો અને 'દળ' ઉમેરાયો છે. છતાયે એના અર્થમાં ખાસ ફેર પડતો નથી. 'દળ'નો અર્થ પાંદડાં છે. 'જળકમળદળ' એટલે કે 'જળમાં રહેલાં કમળનાં પાંદડાં'.

---

વિચાર કણિકા એ પાત્રોના મુખમા મૂકી નવલકથાને રસહીન બનાવે છે તેવું "માનવહૈયા"માં નથી. વસ્તુકથા એટલી સ્વયંભૂ ખીલી ઉઠે છે કે વાચકને એક જ બેઠકે વાચી નાખવાની ઉત્કટા થાય છે.

"જંજિરને ઝણકારે" અને "તાતી તલવાર" પછીની આ નવલ ગુજરાતમાં જરુર આદર પામે એમ ઇચ્છીએ. અને ગુજરાતને આવી સુંદર સાહિત્ય વાનગી પીરસવા બદલ ચાપશીભાઈને અમે અભિનંદીએ છીએ. અંતમાં આશા રાખીએ કે આવી અનેક માનવસ્વભાવનું દિગ્દર્શન કરાવતી બીજી નવલકથા તેઓ ગુજરાતને ચરણે ધરે.




સૂચના—'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર, છૂટક નકલની કીંમત આના ચાર. ગ્રાહકોના લવાજમ બદલાના પત્રો, અવલોકનાર્થે પુસ્તકો, લખાણો તેમજ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એકજ સરનામું

સંપાદક, 'કવિતા કાર્યાલય,' પાર્લેરોડ, વિલેપાર્લે.

મુદ્રક-પ્રકાશક—(કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા,
'ગાંડીવ' મુદ્રણાલય, હવાડિયા ચકલો, સુરત

## ચર્ચાપત્ર

('કવિતા'મા અમે આ અકથી ચર્ચાપત્રનો આ નવો વિભાગ દાખલ કરીએ છીએ નિશાળોમા તેમજ કૉલેજોમા મજૂર થયેલા પાઠ્યપુસ્તકોમાં એવા અનેકાનેક લખાણો આવીને ઉભા રહે કે જ્યા તે તે પાઠ્યપુસ્તક શીખવનાર શિક્ષકોને અથવા અધ્યાપકોને એ લખાણના અર્થ વિષે શકા આવે છે. એનુ મુખ્ય કારણો એ પણ છે કે પાઠ્યપુસ્તકોમા તેમજ જે મૂળ ગ્રથોમાથી એ લખાણ લેવામા આવ્યા હોય તેમાં ભૂલ રહી ગઈ હોય તો તે જ ભૂલનુ પુનરાવર્તન થતુ રહે છે. અધ્યાપકો, શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ આવા લખાણો પ્રત્યે શકા ન રાખતા સ્પષ્ટતા માટે અમને જણાવશે તો અમો અહં તેનો ખુલાસો અચૂક આપીશુ—તત્રી)

"કવિતા"ના શ્રીયુત તંત્રી સાહેબ,

પ્રણામ વિનતિ કે નવયુગ વાચનમાળા પુસ્તક ચોથામા કવિ નરસિંહ મહેતા કૃત નાગદમનની કવિતા છે તેની પહેલી કડી નીચે પ્રમાણે છે —

જળકમળદળ છાડ બાળા
સ્વામી અમારો જાગશે,
જાગશે તને મારશે
મને બાળહત્યા લાગશે

એમા જળકમળનો શો અર્થ કરવો, તે આપના માસિકમાં પ્રગટ કરવા તસ્દી લેશો, કે જેથી શિક્ષકઆલમની શકા મટે.

અબાજી રોડ
નાની છીપવાડ સુરત

લિ
ખડેરાવ માતાજી પવાર

### ઉત્તર

મૂળમા 'જળકમળદળ છાડ બાળા' એમ નથી પણ 'જળકમળ તુ છાંડ બાળા' એમ છે. પણ પાછળથી અનુપ્રાસને અસરકારક બનાવવા 'તુ' નીકળી ગયો અને 'દળ' ઉમેરાયો છે છતાયે એના અર્થમા ખાસ ફેર પડતો નથી. 'દળ'નો અર્થ પાદડા છે 'જળકમળદળ' એટલે કે 'જળમા રહેલાં કમળના પાદડા'.

---

વિચાર કણિકા એ પાત્રોના મુખમા મૂકી નવલકથાને રસહીન બનાવે છે તેવું "માનવહૈયા"મા નથી. વસ્તુકથા એટલી સ્વયભૂ ખીલી ઉઠે છે કે વાચકને એક જ બેઠકે વાચી નાખવાની ઇચ્છા થાય છે.

"જજિરને ઝણકારે" અને "તાની તલવાર" પછીની આ નવલ ગુજરાતમા જરુર આદર પામે એમ ઇચ્છીએ અને ગુજરાતને આવી સુદર સાહિત્ય વાનગી પીરસવા બદલ ચાપશીભાઇને અમે અભિનદીએ છીએ અતમાં આશા રાખીએ કે આવી અનેક માનવસ્વભાવનુ દિગ્દર્શન કરાવતી બીજી નવલકથા તેઓ ગુજરાતને ચરણે ધરે.



વર્ષ : ૩ ]  નવેમ્બર ૧૯૪૩  [ અંક : ૪



સૂર્યપ્રકાશે ઉઘડતી
પાંખડી
બીડાઈ જાય છે
સંધ્યાકાળે;
જન્મ ઉષાએ ઉઘડતી
જીવનપાંખડી -
બીડાઈ જાય છે
મૃત્યુસંધ્યાએ!
એ જીવનપાંખડીની
અનેરી ફોરમને
એ જીવનપાંખડીના
મનોહર રંગોને,
એ જીવનપાંખડીના
અમર ગીતને
અમર રાખવા માટે—

# વેનગાર્ડ સ્ટુડીઓઝ

KAVITA Regd No. B 4652

# ક★વિ★તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

વર્ષ : ૩ અંક : ૪ નવેમ્બર : ૧૯૪૩ સળંગ અંક ૨૮


## ચાર ગીતો

★ હિંદભરના જુદા જુદા પ્રાંતોમાં ભૂખમરાએ કેર વર્તાવ્યો છે. એ ભૂખમરા પરનાં શ્રી રતુભાઈ દેસાઈનાં નીચેનાં ચાર ગીતો ગુજરાતી કવિતાસાહિત્યમાં ચિરસ્મરણીય રહેશે.

### ઓ! ભૂખ્યાંના ભગવાન!

અરે! ઓ! ભૂખ્યાંના ભગવાન!
થયા ક્યાં આજે અંતર્ધાન? ધ્રુવ

ક્યાં છૂપાયા? ક્યાં સતાયા? ક્યાં જઈ બેઠા ઘેરે?
મંદિર મસ્જિદમાં ના જડતા, ના દેવળ, ના દહેરે. ૧

સાગરતળિયે ઊંડે, વ્યોમશિખર પર ઊંચે બેઠા?
પાણીમાં અગ્નિમાં આઘે ગહને ક્યાં ક્યાં પેઠા? ૨

કાષ્ટે બેસી શું નિર્જીવતા કાષ્ટતણી સ્વીકારી?
પાષાણે પેસી હૈયે શું હૃદયહીનતા ધારી? ૩

લાખ હજાર મરે અહીં માનવ રોજ અન્નવિણુ ભૂખે,
તો યે રોજ જમો છો ભોજન રોજ રમો છો સુખે? ૪

આજ સુધી નૈવેદ્ય થાળ અણુગણ્યા ગયા આરોગી,
ખરી ભીડ ટાણે ધરી બેઠા મુનિવ્રત કેવું જોગી! ૫

પીડિત જન કણ કણ વિણુ મરતાં સાદે તમને આજે;
ક્ષુધિત કરુણ ક્રંદન પોકારે શોધે અન્નમમાજે! ૬

અન્ન હિ બ્રહ્મમ્, અન્ન હિ પ્રાણુમ્, અન્ન હિ જીવન લેખે,
રંકજનો તો રોટીકેરે ટૂકડે ઇશ્વર દેખે!! ૭

ના ભજનો ભજનિકનાં આજે બાંગો ના મુલ્લાંની,
ના પૂજન, આરાધન આજે ના પંડીરી લ્હાણી ૮

આજે ભોજન ભોજન ભોજન એક ભજન–ઉચ્ચારો,
ભોજનમા ભગવાન ભર્યા ગૂંજે સૌ તંબુર તારો! ૯

અનંત યુગની આજ અમારી ભૂખે ભ્રમણા ભાંગો!
આજ અમારા જીવનમાથી ભીષણ ક્રાંતિ જાગો! ૧૦

નવલા ધર્મે, નવલી દીક્ષા, નૂતન ક્રાંતિ શોધો;
સ્નેહનિધાન! સ્વરાજ્ય અમ-ચે સ્નેહવિધાને શોધો: ૧૧

થયા યુગ યુગથી અંતર્ધાન,
પધારો કરુણા કૃપાનિધાન,
અરે! ઓ! ભૂખ્યાંના ભગવાન!



## ના કહેશો

ભૂખ્યા જનને ના કહેશો,
ભજવાને કૈં ભગવાન;
રંકોને ના કો કહેશો,
ગાવાને પ્રભુના ગાન. ૧

સૂકી સરિતા શુ વહેશે?
કરશે શું કલકલ નાદ?
સૂકું ઝરણું શું દેશે,
જંગલને ઝીણા-સાદ? ૨

ભૂખ્યું બુલબુલ ના ગાશે,
લેશે નહિ મધુરાલાપ;
ભૂખે રીબાયેલ યોદ્ધો,
ધરશે ના કરમાં ચાપ: ૩

મરુથલમાં ના જલ જડશે,
જડશે ના તરુવર છાંય;
આઘે આઘે ઓસરશે,
મળશે મૃગજળ જો ક્યાંય: ૪

રે! ભૂખ્યો જન ના જોશે,
શું પુણ્ય અને શું પાપ?
ના ધરશે સદમદ વાતો,
ના ન્યાય તુલાના માપ: ૫

ના, ભૂખ્યો જન કૈં જોશે,
જગ રમ્ય સૌન્દર્યે સાર;
ખોશે દૃષ્ટિ: કયમ કરશે,
રે! મૃષ્ટિ મગે પ્યારે? ૬

રે ! જઠરાગ્નિનાં દાઝયાં,
બૂઝવવા ઊંડી આગ;
સંહરશે લીલી વાડી,
સંહરશે સુંદર બાગઃ ૭

ભૂખ્યાને ના કો કરશો
ઈશ્વરલીલાની વાત;
રે ! કથા સહુ એ જૂઠી,
જૂઠી છે જગની જાતઃ ૮

ભૂખ્યો શશી તારક જોઈ,
ભરશે એનું કયમ પેટ ?
એ જોશે જો વ્યોમે તો,
ધરશે આસુની ભેટઃ ૯

એનાં પ્રતિ આંસુ માહીં,
જૂઠો પડશે ભગવાન,
એના સહુ રુદનસ્વરોમાં
જૂઠાં ઠરશે ગુણગાનઃ૧૦

ભૂખ્યાંને ડગલે ડગલે,
પ્રતિ શ્વાસે સરતી હાય;
"રે ! દુનિયા એવી કયાં છે ?
જ્યાં સમતા-દર્શન થાય ?"૧૧

ભૂખ્યાં ઉદરોને ભડકે,
ઝરતા અગ્નિ શા બોલ;
"અમને ભૂખે જ ઉગાર્યા,
પરવાર્યા પ્રભુના કોલઃ"૧૨

કટુ સત્યે જીવતાં લાખો,
મરતા પણ અપરંપાર;
કયમ સ્વપ્નસમા ઈશ્વરનો
કરશે લવલેશ સ્વીકાર ?૧૩

ભૂખ્યાં જનને ના કહેશો,
ભજવાને કંઈ ભગવાન;
રંકોને ના કો કહેશો,
ગાવાને પ્રભુનાં ગાનઃ૧૪

❁

## ભગવાન કયહીં ?

વિણુ ભોજન રે ! ભગવાન કયહીં ?
પ્રભુધ્યાન કયહીં ? ગુણુગાન કયહીં ?

જન લાખ હજાર અહીં જીવતાં,
જગજંતુ સમાં-ધનતંતુ તણા
રણકાર તણા સ્વરથી ભમતાં;
પીઠપે શત શોષણ બોજ વહી !

પ્રભુધ્યાન કયહીં ? ગુણુગાન કયહીં ?
વિણુ ભોજન રે ! ભગવાન કયહીં ?૮

નિજ માતતણાં મધુ છત્ર છતાં
કુસુમો મૃદુ કોયલ સુન્દર શાં
તલસી તલફી પયપાન વિના
શિશુઓ મરતાં દિનરાત અહીં !

પ્રભુધ્યાન કયહીં ? ગુણુગાન કયહી ?
વિણુ ભોજન રે ! ભગવાન કયહીં ?૧૪

ઋતુના રસદર્શન એક નહીં,
સરિતા સરતી ગઈ શુષ્ક-પાની;

અહ ! ચિત્ર નહીં, છવિ શિલ્પ નહીં,
કવિતા ? કવિના થઇ લુપ્ત રહી !

પ્રભુધ્યાન કયહીં ? ગુણગાન કયહીં ?
વિણુ ભોજન રે ! ભગવાન કયહીં ?૨૦

નિરખ્યો વિણુ કામિની કાંત કયહીં ?
ભરતી વિણુ સાગર શ્રાંત કયહીં ?
ફળફૂલવિહીન વસંત કયહીં ?
વિણુ તારક વ્યોમ અનંત કયહીં ?

પ્રભુધ્યાન કયહીં ? ગુણુગાન કયહીં ?
વિણુભોજન રે ! ભગવાન કયહીં ?*૨૬



## કોની શાન્તિ? કોની ક્રાન્તિ?

આજે કોને છે વિશ્રાંતિ !
સુખની મેજે સૂતેલાં જે ભરી ભરી ઉદર ભરપૂર
રંગમહેલે રમતાં જેઓ જોબન–મસ્તીમાં ચકચૂર !
આજે તેને છે વિશ્રાન્તિ !
તેને સાચી જીવનશાન્તિ !
કોની ? આજે કોની ક્રાન્તિ ?
વ્યથિત જનો જે ક્ષુધા પીડિત મરતાં માંકડચાંચડ પેર,
તરફડતાં ટળવળતા જેઓ પડતાં ટપટપ ચારેમેર;
ના, ના, તેને કંઈ વિશ્રાન્તિ
તેની ભીષણુ કરાલ ક્રાન્તિ !

કરશે ઉજ્જવલ કોણુ જ ક્રાન્તિ ?
રંગરૂપ્યાંને નીચે નાખી ચઢશે ઉપર ભૂખ્યાં ક્રૂર,
રેલાવંતાં ક્રાન્તિપ્રેર્યાં ટોળાં રુધિરતણાં શતપૂર—
માંસ, રુધિરે ભાંગી ભ્રાન્તિ !
કરશે ઉજ્જવલ કરાલ ક્રાન્તિ !

---

* "બિન ભોજનકે ભગવાન કહાં" એ કવિશ્રી હરીન્દ્ર ચટ્ટોપાધ્યાયની બની લીટી આ કવિતા માટે પ્રેરણારૂપ છે.

# अस्मदीयम्

★ કવિતારસિકોએ 'કવિતા'ને પ્રાણ આપ્યો છે. એ 'કવિતા' એના રસિકને સાલમુબારક વાંચ્છે છે.

## નૂતન વર્ષે સાલમુબારક

આપણું નૂતન વર્ષ પુરાણું છે. દેખાવે નૂતન અને છતાંયે જૂનું એવું વર્ષ. છતાંયે આપણે નૂતન વર્ષે એક માનસિક આનંદ ઉજવીએ છીએ. કાર્યનો નવા ઉત્સાહથી આરંભ કરીએ છીએ. અમે પણ એ જ ઉત્સાહથી અમારા કામનો આરંભ કરીએ છીએ, પ્રારંભ તો અઢી વર્ષ પહેલાંનો કરેલો.

અમારા કવિતારસિક ગ્રાહકોનો કેટકેટલો આભાર માનીએ ! ગુજરાતમાં એક કવિતારસિકને જોતાં કવિને જોયા જેટલો જ આનંદ થાય છે. કારણ કે ગુજરાતમાં કવિતારસિક કરતાં કવિની બહુમતિ છે એમ મનાય છે. પણ અમે ચોક્કસ જણાવીએ છીએ કે ગુજરાતમાં કવિતારસિકો જ બહુમતિમાં છે. 'કવિતા' એનો સાક્ષી છે. 'કવિતા'નાં એ ગ્રાહકોનો એમણે આપેલા સહકાર બદલ આભાર માનવાની સાથે નૂતન વર્ષે સાલમુબારક પણ વાંછીએ છીએ.

'કવિતા'ને પ્રાણ આપવામાં એના તંત્રીઓથી માંડી ગુજરાતના લોકપ્રિય કવિઓ અને લેખકો સૌનો ફાળો છે. એના તંત્રીઓને 'કવિતા' પોતે અભિનંદન (આર્થિક ખોટનુ) આપતું જ આવ્યું છે. પણ અમે તંત્રીઓ 'કવિતા'માં અમને સદાય સહકાર આપવા બદલ અહીં આભાર વ્યક્ત કરીએ છીએ. અમે એમને પણ સાલમુબારક વાંચ્છીએ છીએ.

'કવિતા'ના જીવનમાં સીધી કે આડકતરી રીતે રસ લેનાર સૌને અમારાં નૂતન વર્ષાભિનંદન !

---

કરશે ઉજ્જવલ અનુપમ ક્રાન્તિ:

તીડના ટોળાંસમ ગીધજૂથો ફોલે આજે કૈં મૃત દેહ,
કાલે ગંધાતા પીંખાતા દેહેથી ઊડશે શત છેહ;

દારુણ ઝટકે કલેશ કલાન્તિ;
કાપી કરશે અપૂર્વ ક્રાન્તિ!

રતુભાઈ દેસાઈ

# મલબારના મહાકવિ વલ્લતોલ

★ મલબારના મહાકવિ વલ્લતોલનો ગુજરાતી કાવ્યરસિકો સમક્ષ અહીં પહેલી જ વાર પરિચય આપવામાં આવે છે.

મલબારના ટાગોર ગણાતા કવિ વલ્લતોલની આ જીવનકથા છે. એમનુ સદ્‌ભાગ્ય હતું કલાકોવિદના પુત્ર થવાનું. એમના સંસ્કારોએ વલ્લતોલ પર પડયા મલબારમા તો એમનુ સ્થાન અદ્વિતીય છે. મલબારના સામાન્યમાં સામાન્ય માણસ પણ કવિ વલ્લતોલના ગીત ગાય છે. વલ્લતોલ એ અમુક વર્ગમાં જ કવિ તરીકે સિદ્ધ પામ્યા છે એમ નથી મલબાર સમસ્તના એ મહાન કવિ છે. મલબારની જનતાને સસ્કૃતિ અને શૌર્યની પ્રેરણા આપનાર યુગલદેશવાહક કવિ વલ્લતોલનુ સ્થાન મલબારના ઇતિહાસમા સુવર્ણાક્ષરે રહેશે.

એમનામા રહેલ કાર્યશક્તિનો જુસ્સો અદ્‌ભુત છે. મલબારી પ્રજાના સંસ્કારને પુનર્જીવન આપવા એમના જેવી સેવા કોઇએ કરી નથી. એમના સંદેશાઓ પ્રેરક છે, ધખધખતી સ્વદેશાભિમાનની ભાવનાના છે. જ્યારે જાપાનીઓએ બંગાળા અને મદ્રાસ પર બોમ્બ વર્ષાવ્યા ત્યારે કવિ વલ્લતોલે મલબાર વાસીઓને, કહો કે સમસ્ત હિંદીઓને પ્રેરક વાણીમા હાકલ કરી.

મલબારના આ મહાકવિનો જન્મ ૧૮૭૮માં થયો હતો. એ એમના માબાપના એકના એક પુત્ર હતા. પણ બચપણમાં જ એમણે માતાનું સુખ ગુમાવ્યું. પણ ખતીલા પિતાએ અને અભ્યાસી કાકાએ વલ્લતોલના ઉછેરમાં રસ લેવા માંડયો. વલ્લતોલનું નામ તો નારાયણ છે. મલબારમાં આવેલા વત્રાનુનાડના રાજાઓના મંત્રી તરીકે તેમનુ નાયર કુટુંબ ખ્યાતિને વરેલું છે. એમના જમાનાની પ્રણાલિકા પ્રમાણે વલ્લતોલને ઘર આગળ જ શિક્ષણ આપવામા આવ્યું હતું. અહીં એણે સંસ્કૃતના શિષ્ટ ગ્રંથોનો અભ્યાસ કર્યો. એમના કુટુંબીઓની ઇચ્છા હતી કે વલ્લતોલ વૈદ્ય બને તો સારું. વલ્લતોલે પણ સુરુબીઓની ઇચ્છા પાર પાડી. એમણે વૈદકનો ઊંડો અભ્યાસ કર્યો એટલું જ નહિ પણ વૈદનુ કામ પણ કરવા માંડયુ.

પણ એમના જીવનનુ નિર્માણ જુદું જ હતુ. એ કવિ થવાને જન્મ્યા

હતા, વૈદ થવાને નહિ. ઊર્મિલા અને શકુંતલા વલ્લતોલને સાહિત્યની મનોહર કુંજો તરફ આમંત્રણ આપતી. સંસ્કૃત સાહિત્યનાં નાટકો વલ્લતોલને મહાકવિ બનાવવાને માટે લલચાવી રહ્યાં હતાં.

અને સદ્ભાગ્ય સાંપડયું હતું વલ્લતોલને કે એમના પિતા કથકલી નૃત્યના પ્રયોજક અને સંયોજક હતા. એમના પિતા કથકલી નૃત્યમાં એવા તલ્લીન થઈ જતા કે એક વખત ચાલીસ ચાલીસ રાત સુધી નૃત્યના કાર્યક્રમમાં પ્રેક્ષક બન્યા પછી એકતાલીસમી રાતે બાર માઈલ છેટે આવેલા પ્રેક્ષાગાર તરફ જવાને નીકળ્યા: પણ ચાલીસ રાતના ઉજાગરા હતા—અને સતત થાક હતો. એ અતિશ્રમ અને અનિદ્રાને લીધે રસ્તા પર જ એઓ ઊંઘી ગયેલા. આખી રાત ત્યાં જ પડી રહ્યા, સવારે જ્યારે સૂર્યનાં મુલાયમ કિરણોએ એ પથિકને જગાડયો ત્યારે જ એને ખબર પડી કે પેલું નૃત્ય જોવાનું એમણે ગૂમાવ્યું છે.

પણ આ તો પિતાનો શોખ. પણ એમના એ શોખને લીધે બાળક વલ્લતોલમાં પણ એટલા જ સારા સંસ્કાર રોપાયા. ઘણીએ વાર વલ્લતોલને નૃત્ય જોવા એના પિતા સાથે લઇ જતા. કવિ વલ્લતોલનો નૃત્યકાર અને કવિ જીવનનો પાયો ચણવામાં આવશ્યક એવી બધી સામગ્રી એના પિતાએ પૂરી પાડી.

વલ્લતોલના પિતાને વલ્લતોલ માટે ઘણી મોટી આશા હતી. વલ્લતોલને માટે એના પિતા અભિમાન પણ લેતા. જ્યારે જ્યારે વલ્લતોલના પિતા વલ્લતોલનો બીજા કોઈ સાથે પરિચય કરાવતા હતા ત્યારે એની કવિ તરીકે જ પિછાન કરાવતા.

કાલીકટમાં જ્યારે ઝામોરીનનું તંત્ર હતું, અને તે રાજા વિદ્વાનોને ઉદાર આશ્રય આપતો ત્યારે વલ્લતોલને પણ એ રાજાના મહેલમાં ઊંચું સ્થાન મળ્યું. આથી એ પ્રાંતના લોકજીવનના સંપર્કમાં આવવાની એમને સુંદર તક મળી. નવીન પ્રજાના શક્તિસંપન્ન કવિ તરીકે વિદ્વાનોમાં વલ્લતોલને સારું માન મળ્યું. ધીમે ધીમે એમને વધારે ને વધારે કીર્તિ મળતી જ ગઈ. સભાઓ અને મુશાયરાઓમાં એમને ચાંદો મળવા લાગ્યા. અને જોતજોતામાં તો એમણે એમની પ્રતિષ્ઠા મલબારના એક અદ્વિતીય કવિ તરીકે સ્થાપી.

એમણે વાલ્મિકી રામાયણનું મલાયલી ભાષામાં ભાષાન્તર કર્યું. અને એ ગ્રંથ પ્રગટ થતાં મલબારના ઘરે ઘરે કવિ વલ્લતોલનું નામ ગાજવા લાગ્યું. એ જ દિવસથી વલ્લતોલ મલબારના મહાકવિ બન્યા. એ ઉપરાંત પુરાણમાંના કેટલાયે ભાગોને એમણે એમની ભાષામાં ઉતાર્યા. મલાયલી ભાષામાં આ ભાષાન્તર થયેલ રામાયણ અમર કૃતિ તરીકે નામના પામ્યું છે. તાજેતરમાં જ એ મહાગ્રંથની બીજી સુધારેલી આવૃત્તિ બહાર પડી છે.

જૂદા જૂદાં સામયિકોમાં એમની કવિતાઓ પ્રસિદ્ધ થતી હતી અને દરો સામયિકમાં એ કવિતાઓ પહેલે પાને જ બિરાજતી. અત્યારસુધીમા એમના સત કાવ્યસંગ્રહો પ્રગટ થઇ ચૂકયા છે. આ કાવ્યમાં મલબારના લોકજીવનની વિચારશ્રેણી અને એની જીવનદૃષ્ટિએ સૌનો પરિચય વલ્લતોલની કવિતાના વાચકને મળી રહે છે. આ ઉપરાંત એમણે બીજી કેટલીક નાની નાની લોકપ્રિય પુસ્તિકા પણ પ્રગટ કરી છે.

પણ માત્ર સર્જનથી જ એઓ બેસી નથી રહેતા. એમણે સંસ્કૃત સાહિત્યની ઉત્તમોત્તમ કૃતિઓને મલાયલી ભાષામાં ઉતારવાનો નિર્ણય કર્યો અને એ નિર્ણયને પરિણામે એમણે 'શકુંતલા'ને મલાયલી ભાષામાં દેહ આપ્યો. થોડા સમયથી તેમણે સામયિકો અને ગ્રંથમાળા પ્રસિદ્ધ કરતી સંસ્થાઓ સાથે ગાઢ સંપર્કમાં રહી સાહિત્ય અને જીવનની પ્રવૃત્તિને પગભર કરી છે. "આત્મપોષિણી' નામના સાહિત્યલક્ષી સામયિકના તંત્રી તરીકે એમણે કેટલીયે સાહિત્યકલાકૃતિઓના અવલોકનો અને સમીક્ષા કર્યા છે. આવી સમીક્ષાનો એક સંગ્રહ "ગ્રંથવિહારમ્" નામે પુસ્તકરૂપે પણ પ્રસિદ્ધ થઈ ચૂકયો છે.

મલબારના કવિ વલ્લતોલનો સંદેશો હિંદના કોઈ પણ પ્રાંતના મહાકવિ જેટલો પ્રેરક છે. વલ્લતોલ મલબારના ટાગોર તરીકે ઓળખાય છે. વલ્લતોલ ઘણું જીવો અને હજી યે સાહિત્ય સેવા કરવાની પ્રભુ એમને શક્તિ આપતા રહો.

---

## છાયા

જેવાં વહે સરિતનીર સુમંદ ધીરાં
તેવાં, સખિ! જીવન વ્હેનઃ છતાં અધીરાં
જાતાં વહી તટપરે લળતા તરુ શી
તું હસ્ય, મૂક, અનિમેષ તીરે ઊભેલી.

ઇચ્છું? "પ્રવાહ પવને વધુ વેગ ધારે,
શાખા નમે, પરણુસ્પર્શ થયા કરે છો."
વા સ્થિર, કંપિત વહું; અશરીર સ્પર્શે
છાયા ઢળી બસ ઢળેલ સદૈવ રે'જે.

પ્રબોધ

# સાંજની રાતી છાયા

★ જ્યારે દુનિયાના બધા માનવો એક થશે,
સામ્યવાદ ઉતરશે ત્યારે જ પીડિતની વ્યથા
ભૂલાશે એ ભાવ આલેખતું કવિ સ્વપ્નસ્થનું
એક મનોરમ કાવ્ય!

---

આ ધૂળે પંડી સાંજની રાતી છાયા!
ગાંડાંના ચીલા છાના છાના જગવે હૈયે માયા,
સીમની આવળ ડોલતી ધીરે પાથરે લાંબા છાયા. આ—

આજ મારે દિલ ઊગતી વાતો ઓળખ્યા ના માડી જાયા
જિવતરના મારા મોહમાં દીકા કેમ બધાય પરાયાં? આ—

સૌનાં જીવતર આ દુનિયામાં વેડફાનાં, રઘવાયાં, -
આજ મારગ ને આજ કેડીઓ મોતની છેવટ છાયા! આ—

કોઈ લુહાર, સુતાર ને ખેડુત; માણમની પણ કાયા!
પેટને કારણ મ્હેનત કરતા જીવ બધા સરજાયા. આ—

તોય હૈડાંમાં આવડી આશા! ખેંચતી માનવી-માયા,
હેતને માટે વલખે હૈયું, નેણ થાતાં રઘવાયાં! આ—

મોત ચોરી રહ્યું રોજ રે, જિવતર, સુખની સૂટી છાયા,
આઘે આઘે કયાંક બધું છે પાસનાં ભાંડુ પરાયાં!! આ—

આજ માટીનાં કણકણોમાં સાંજની રાતી છાયા
છૂપી છૂપી રહે એટલી વાતો: "માનવી જો, રઘવાયાં!— આ—

"વાસના દિલની પીછી શકે ના આવડી મોટી માયા!
"ઝ્હાર ગોતે કાંઈ; દૂર ગોતે કાંઈ, આઘેના ઓછાયા!" આ—

"આંહિ બધું છે, આંહિ બધું છે: જિવતર નેં પડછાયા,
"સુખદુખોના - ખોળલામાં સહુ ખેલનાં ધરતીજાયાં આ—

"જીવ જે કારણ વલખે ઊંડું આજ ભલેની છુપાયાં,
આજ ધરા પર એક થશે જન; જેમ આ રાતી છાયા!" આ—

સ્વપ્નસ્થ

## બે સોનેટો

સં- શ્રી. નીતમનાં આ બે ધ્વનિતો સામસામાં જ મૂકવામાં આવ્યાં છે. આ અગાઉ પણ શ્રી. નીતમનાં વધુ ધ્વનિતો 'કવિતા'માં આપી ગયા છીએ. કવિશ્રી ખબરદારે અખંડ પદ્ય ગુજરાતને આપ્યા પછી એ અખંડ પદ્યનો પ્રથમ સફળ પ્રયોગ કરવાનું માન ગુજરાતના આ આશાસ્પદ યુવાન કવિને ફાળે જાય છે.

અખંડ પદ્ય એ વધારેમાં વધારે છૂટવાળો છંદ છે. મહાકાવ્યોને માટે તેમજ સોનેટને માટે બે છંદ સારામાં સારા લાગે છે. આપણે ત્યાં સૉનેટો ગમે તે છંદમાં આવી શકે. પૃથ્વીમાંયે લખાય, અને મંદાક્રાંતામાંયે લખાય. અમારી પાસે એક નહિ પણ અનેક સોનેટો આવે છે. પણ દિલગીરી સાથે જણાવવું પડે છે કે એમાં 'સોનેટ' નામને લાયક હોય એવું એકે સોનેટ નથી હોતું. સોનેટમાં પ્રાસ અનિવાર્ય છે, હોવા જ જોઈએ.

### અંજપાની માધુરી

(ધ્વનિત)

નથી મારી કને પ્રતિભાપ્રેરી કાવ્ય-કલા
લય તાન વા પિંગળ જ્ઞાન કશુંય નથી;
નથી ભાષા પ્રભુત્વે કે ભાવનામૂર્તિ થકી
કવને રહું રેલવી પ્રેમ-સુધા વિમલા.
ઉરે મૂર્તિ અલૌકિક તારી જે રાજે હલા!
એનું રૂપ અનૂપ ન કેમે શકું હું કથી.
થાકયો આરાધી શારદા આયખું આખું મથી
રહી બાની અવર્ણ્યને વર્ણવવા વિફલા!
પણ એમ હતાશ થઇ નવ મૌન ભજું
તારા રૂપે અજંપો અદમ્ય જે પ્રેર્યો ઉરે
કદી જંપીને બેસવા દે કે? મથી છો મરું!
તવ મોહની પાસે આ માનવીનું શું ગજું?
જેવા આવડયા તેવા મારા કાલાઘેલા સૂરે
તને અર્પી અજંપાની માધરી આજ ધરું!

# આંધી અને શાંતિ

સોનેટને માટે પ્રાસની જે યોજના છે તે યોજનાનુસારના સોનેટો જ ખરા સોનેટ છે પ્રાસહીન ચૌદ લીટીનાં કાવ્યો કાવ્યો જ છે. એમને સોનેટ તરીકે ઓળખાવવાનો મોહ ન રાખવો.

શ્રી. નૌતમના આ બે સોનેટો સંપૂર્ણ સોનેટના નમૂનાઓ છે. 'આંધી અને શાંતિ'માં અષ્ટક અને ષટ્કમાં જે પદ્યભાષાનું ઓજસ છે તે ખરેખર એ આખા સોનેટને સુંદર બનાવે છે.

છંદ અંગે આપણે ત્યાં જે અરાજકતા ચાલે છે તેમાં 'અખંડ પદ્ય' કેટલે અંશે સફળ થઈ શકે તેનો આ સોનેટો નમૂનો છે. ત્રીજો અક્ષર દીર્ઘ હોય અને પંદર અક્ષરોની પંક્તિ એવી ચૌદ પંક્તિઓનું ચોક્કસ પ્રાસ યોજનાસરનું આ સોનેટ. આ બે સોનેટો એ દિશામાં નવીનોને પ્રેરક થઇ પડશે એમાં શંકા નથી. ગુજરાતી કવિતામાં 'અખંડ પદ્ય'ના પ્રયોગો વધારે ને વધારે થવાની આવશ્યકતા છે. **તંત્રી.**

## આંધી અને શાંતિ
(ધ્વનિત)

મેઘ મેદુર વ્યોમે અચાનક આંધી ચડી
વા વંટોળે ઊડી ધૂળના ગોટ આસે અડયા,
ગાંડા સાંઢશાં વાદળ ઊંધું ઘાલી આખડયાં
અને વીજ કડાકે ઝીંકાઇ પ્રચંડ ગડી !

પ્રાણીમાત્ર થઇ ભયભીત રહે ફફડી
ત્યારે મેઘ શું એક જ સામટા તૂટી પડયા,
મચ્યું તાંડવ ભીષણ ડાકલાં ત્યાં ગગડયાં
પ્રલયંકર રુદ્ર પ્રકોપની જાણે ઘડી !

ઘમસાણ શમ્યું ! ઝીણા મેહુલિયા વરસે,
વન મોરલા મત્ત ગહેકે પ્રમત્ત ઉરે,
શિવના અભિસારે જતી સુષમા સજની !
કવિની પ્રતિભા સમું મેઘધનુષ્ય લસે,

ધરા અંતરે સૌરભ કોઈ અનેરી સ્ફુરે
અહા ! સૃષ્ટિ સમુલ્લાસે કેવી પ્રફુલ્લ બની !

"નૌતમ"

# દેશભક્ત કવિઓને—

★ મુંબઈમાં ચાલેલા સુપ્રસિદ્ધ ઑબકેસમાં ડૉ. વસંત અવસારેનું નામ મુખ્ય હતું. 'કવિતા' માસિકના વાચકો એમના નામથી પરિચિત છે. એમની કવિતાઓ અમે આ અગાઉ રજૂ કરેલી હતી. એમણે જે દિવસે અદાલતમાં હાજરી આપેલી તે દિવસે પ્રથમ કૃતિ લખાયેલી.

બીજી કૃતિ સહેજ વિશિષ્ટતા ધરાવે છે એક દેશભક્ત જ્યારે પોતે છે તે નથી એમ બને છે ત્યારે પોતે પોતાની જાતને કવિની આંખીમાં કેમ વર્ણવે છે તે રસપ્રદ છે

ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની કૃતિઓ કદાચ પહેલી વાર જ રજૂ થાય છે

## ડૉ. વસંત અવસારેને—

તેં જીંદગાની કરી ધન્ય તારી
વસંતકાળે પ્રિય હે વસંત !
તું કલાંત હે પાંથ ! જતો હતો પથે
ઓળંગતાં નિર્ઝર ને નદી ઘણી,
કે ટેકરી શૃંગ મહાદ્રિ કેરાં—
આરોહતો ને અવરોહતો યે.
કાવ્યો રચી, જીવનકાવ્ય ગૂંજી
જતો હતો તું કવિ રે યશસ્વી !

વિરામનું સ્થાન હતું તને ના;
ન છાંયડી* કોઈ લતા તણી યે !
ન્હોતાં પથે અન્ય પ્રવાસી કોઈ,
તું તાહરે પંથ જતો હતો છતાં.

અજાણ સર્વે તુજ પંથથી અમે,
પૂછ્યું તને ના કયહીં જાય ચાલ્યો ?
દિશા હતી ઉજ્જવળ દિવ્ય લીધી
દેદીપ્ય તે સૂર્યકરે બનેલી !

વેરાયલાં રશ્મિ રસાર્દ્ર માર્ગે—
એ તેજપથે કરી કૂચ તું રહ્યો,
જાણી શકે કોણ, જતો કયહીં તુ ?
તું જાણતો'તો—
પથ મુક્તિકેરો
કલ્યાણનો જીવનમા ધર્યો તે.
છોડયું હતુ જંગલ કટકોનું
વહ્નિ વિષે ભસ્મ થતું ઘડીમાં.

તું માગતો'તો જગમાં જનોમા
દહી દઈ જંગલ કંટકોનું
ઉગાડવા નંદન વૃંદ મુક્તિનું !
બળ્યું છતાં જંગલ પૂર્ણ એ ના,
પડી રહ્યું નિર્જીવ અર્ધદગ્ધઃ
ત્યાં શાંતિ તારા દિલને વળે શે ?

પાછો ફર્યો તુ પૂંઠ ફેરવીને,
વેગે ધસ્યો કંટકરાનની વિશે
છેલ્લો અરે કંટક બાળવાને;
ને ભસ્મમાથી
લીલાભરી વાડી- બનાવવાનેઃ
સ્વાતંત્ર્યની શીતળ છાય પ્રસારવાને

## આધુનિક રાજકીય આરણ્યક

સંસારી હું સમયવશ હું એકદા માસ પૂર્વે,
આવે ઊંડે નિબિડ વનનો પાંથ-પ્રેમી બન્યો'તોઃ
એકાંતોનાં અતલ જલ પાતાળમાંહી પ્રવેશી,
સ્નેહીઓનાં સદય દૃગથી દૃષ્ટિપારે થયો'તોઃ

ને જે બીજા નિશદિન ચહ્યા પૂરવા દેહ મારો,
પાષાણોની તિમિરમય કે કોટડીની તુરંગે;
તેવા સૌની નજર ચુકવી હું રહ્યો ભિન્ન રંગે,
નિત્યે નિત્યે વપુ વિતરતો ધારતો વેશ ન્યારો

રે! રે! મારા વતનમહીં હું અન્ય દેશસ્થ જેવો,
રે! રે! મારા સ્વજનમહીં હુ પારકા પ્રાણ જેવો.
પાસે કિંતુ ગત સમયના છાય શો ખૂણ આછો,
ઢાંકયો ધૂળે દિવસ રજનીએ થતો ખૂબ ઝાંખોઃ

ઘૂમ્યો દ્વારે પુરજનમહીં શેરીએ ને ગલીએ,
વા હું કયારે વિજન વનમાં રક હીણી દશામાંઃ
થાકયો પાકયો સતત ભ્રમણે ઝુંઝતો કયાં ઘડી બેઃ
સ્વાતંત્ર્યોના અજબ સ્ફુરણે જાગતો ત્યાં નશામાંઃ

આપે આપે અકલ બલ કે જોમ કે શૌર્ય આપે;
આઝાદીની અમર સરવાણી મહાપ્રાણ વ્યાપે !

રતુભાઈ દેસાઇ

# ગ્રંથસમીક્ષા

## ★ ડૉ. એમ. ઓ. સુરૈયા લોર્ડ ટેનિસનના 'ઈનોક આર્ડન'નો સમશ્લોકી અનુવાદ આપે છે.

અંગ્રેજ રાજકવિ ટેનિસનની Enoch Arden નામક કરૂણપર્યવસાયી કાવ્યનો આ સમશ્લોકી અનુવાદ છે.

આ આગમચ, ડૉક્ટર સુરૈયાએ ગોલ્ડસ્મિથની The Hermit અને The Deserted Village નામક કૃતિઓનો અનુવાદ જતિ અને સૂનું ગામડું એ નામે કર્યો છે. કવિ થૉમસ ગ્રેની An Elegy written in a Country Churchyard એ કાવ્યનો નિવાપાંજલિ નામે અનુવાદ તેઓ પ્રસિદ્ધ કરી ચૂકયા છે. અંગ્રેજી કાવ્યોને ગુજરાતી જીવન અને સાહિત્યના લિબાસમાં ઊતારવાના તેમના વધુ પ્રયત્નો પૈકી 'અનિલકુમાર' આજે આપણને મળે છે.

'અનિલકુમાર' અગાઉના એમના પ્રકાશનોનો ગુજરાતી કાવ્યરસિક જનતા તરફથી સારો સત્કાર થઇ ચૂકયો છે. તે સત્કારની ભાવભીની લાગણીથી ઉત્તેજાઇને તેમણે આ અનુવાદ પણ પ્રસિદ્ધ કર્યો છે.

શ્રી સુરૈયા વયે વૃદ્ધ છે પણ તેમનો અભ્યાસ, તેમની ખંત, તેમની ચોકસાઈ અને તેમનો અદમ્ય ઉત્સાહ આજના આપણા કોઈ પણ યુવાનને કોરે મૂકે એવાં છે. તેથી તેમને યુવાન સાહિત્યસેવીઓની હરોળમાં બેસવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. જો કે સાહિત્યસર્જનપ્રકાશન તરફ તેમણે તેમની પ્રવૃત્તિ પોતાના આયુષ્યના આ ઉત્તરાર્ધમાં અપનાવી છે; તેમ છતાં મૌલિક સર્જન કરી નિકૃષ્ટ પ્રકારનો ફાલ ગુજરાતી ભાષાને ચરણે ધરવાને બદલે તેમણે અંગ્રેજી કાવ્યસાહિત્યનાં પાણીદાર મોતીઓને–તેમના અનુવાદોની હારમાં પરોવી પરોવી ગુર્જરી ગિરાને કંઠે આરોપવાનું વધુ પસંદ કર્યું લાગે છે.

શ્રી સુરૈયા જે કાવ્ય કે અનુવાદ્ય કૃતિ હાથમાં લે છે તેને તેઓ માત્ર પચાવે

*અનિલકુમાર (લોર્ડ ટેનિસનના 'ઈનોક આર્ડન'નો સમશ્લોકી અનુવાદ) અનુવાદક અને પ્રકાશક:–ડૉક્ટર એમ. ઓ સુરૈયા, ઘોડબંદર રોડ, જોગેશ્વરી, મુબઈ. નાની ડેમી સાઈઝ–પાકું મખમલનું પૂઠું–૧૬૦ પૃષ્ઠો : ગુજરાતની તેર શિક્ષિત સન્નારીઓના ફોટાની આર્ટ પ્લેટો સહિત : કી. રૂ ૫–૦–૦

છે એટલું જ નહીં પણ ફરી ફરી વાગોળે છે. એટલે આવી અને આટલી સમરસ ક્રિયા પછી જે વસ્તુ તેઓ બીજામાં ઢાળે છે તે સુંદર નમૂનેદાર કૃતિ થઈને જ આટકી રહે છે.

આપણે ત્યાં કવિતાલેખન માટે એક વિચિત્ર ગ્રહ બંધાતો જાય છે તે એ કે પરિશ્રમથી લખાતી કવિતા એ સારી કવિતા નથી. અલબત્ત, દરેક કલાના પ્રકારમાં કે પ્રત્યેક પ્રકારના સર્જનમાં પોતીકી પ્રતિભાનો ઝબકારો વ્યક્ત થવો આવશ્યક છે, તેમ છતાં એ પ્રતિભાના આવિષ્કાર અર્થે જે કલા કે રચનાપ્રકારની સાધના કરવી રહે છે તેને માટે પંચાણું ટકા પરિશ્રમપૂર્વક પ્રસ્વેદ અને પાંચ ટકા પ્રેરણાની જ આવશ્યકતા રહે છે. આજે આપણે ત્યાં શાળા અને કોલેજજીવનના અભ્યાસકાળ દરમિયાન કે તે પછી કાવ્યસર્જન કરતા કવિતાલેખકો પૈકી કેટલાક એમ માનતા જણાય છે કે કાવ્યનું પ્રધાન તત્વ ઊર્મિ છે. એટલે ઊર્મિ આવી એટલે કંઈક લખવું અને ઊર્મિપૂર્વક જે લખાયું હોય તે સારી કવિતા:

માન્યતા ધરાવનાર માટે શ્રી સુરૈયાનો પરિશ્રમપૂર્ણ કો
રે! રે! મારા સ્વજન[?]ાબ પૂરો પાડે છે. શ્રી સુરૈયા અનુવાદ પાછળ
પામે કિંતુ ગત સમય, જે સૂક્ષ્મ બારીકી જાળવે છે, જે વસ્તુને
ઢાંકયો ધૂળે દિવસ નાકસાઈ રાખે છે તે સર્વ આપણા નવીન

ઘૂમ્યો દ્વારે પુરુષ માર' માટે સૌથી મોટો લાભ થયો છે તે એ કે તેમની
વા હું કયારે વિજ[?] પ્રેમશંકર ભટ્ટની સમાન કવિતાના અને કવિતા
થાકયો પાકયો સમાલોચના તેમને સાંપડી છે. શ્રી સુરૈયા તેટલે અંશે
સ્વાતંત્ર્યોના અજબ ગુજરાતમાં જે કેટલાક ગણ્યાગાંઠયા કવિતાપારેખો
'ક્ષી એક છે. ખેદનો વિષય એટલો જ છે કે તે એટલા

લોર્ડ ટેનિસન ઝીણવટભરી કારીગરીનો ઉપાસક હતો. કવિતાના કલેવરને નકશીદાર બનાવવાના આરંભમાં આ અંગ્રેજ કવિ વરણાગિયો થયો હતો એ ખરું, પણ 'આપણે કેવળ વરણાગિયાની રીતે કાવ્યદેહને શોભાવવામાં જ મશગૂલ રહેવાનું [illegible] જે દિશા તરફ દુર્લક્ષ કાળબળે વધી ગયું છે તે દિશા તરફ [illegible]નો એટલું જ કહેવું છે."

[illegible]. અને પદરચનાની કારીગરી તરફ પ્રણાલિકાભંગની બંડખોર વૃત્તિથી કે નવીનતાની આકર્ષક ઉપાસનાના મોહમાં ખેંચાતા આપણા આજના કવિતાકારો માટે આમાં બોધ રહેલો છે.

પ્રસ્તુત અનુવાદ એ એક આગ્લ કવિએ આંગ્લદેશના જીવનને તાદૃશ્ય ચિત્રિત કરતો આલેખેલો કથાપ્રવાહ છે. આંગ્લ દેશની વિલક્ષણતા અને લાક્ષણિકતાઓને બહુ જ કુશળતાપૂર્વક દૂર કરી, તે તે સ્થળે ગુજરાતી જીવનના વાઘાઓ સજાવવામાં અનુવાદકે ઉચિત જ કર્યું છે. એથી મૂળ કાવ્યને કે તેના અર્થને કોઇ રીતે હાનિ પહોંચતી નથી: ગુજરાતી અનુવાદ વાચતાં તે સદીઓ પહેલાંના આપણા ગુજરાતી જીવનનું હુબહુ ચિત્ર જ હોય એમ લાગે છે. મૂળ અનુવાદને આવી રીતે ગુજરાતી સજાવટ આપવામાં અનુવાદકે જે જે રંગો પૂર્યા છે તેનો ઉલ્લેખ 'વિવરણ'માં શ્રી બક્ષીએ કર્યો છે એટલે તે વિષે અમે વિશેષ કહી પુનરાવર્તન કરવા ઇચ્છિતા નથી. વિષય, છંદ, ભાવ, ભાષા અને કાવ્યને લોકગમ્ય કરવાની દૃષ્ટિથી સમગ્ર રીતે જોતાં આ અનુવાદ અમને ખૂબ જ આવકારપાત્ર લાગ્યો છે. 'અનિલકુમાર' એ પ્રણયત્રિકોણની સ્વસ્થ, શાંત, સંયમભરી પરસ્પર માટેના મૂગા આત્માર્પણની કથા છે: અને એનો શાંત આવેગ કેટલેક સ્થળે એટલે તો સચોટ બને છે કે સહૃદય વાચકના અંતરને હલમલાવી મૂકે છે. કેટલેક સ્થળે તેને ગદ્‌ગદિત કરી મૂકે છે.

અનુવાદક આવા બીજા વધુ અનુવાદો કરવા પ્રેરાતા રહે એમ ઇચ્છીએ છીએ. પણ તેની સાથે જ તેમના પ્રકાશનની બાબતમાં એક બે વસ્તુઓ કહેવા યોગ્ય અમને લાગે છે તે પણ કહી દઇએ છીએ:

એક, તો એ કે મજકૂર પુસ્તકની કીમત રૂપિયા પાંચ રાખી છે. એનો અર્થ એ થયો કે સામાન્ય જનતા અને કાવ્યરસિક વર્ગ—જે સામાન્ય રીતે વધુ પૈસા ખર્ચવા અસમર્થ હોય છે—આનો લાભ લઈ શકશે નહીં.

બીજું, દરેક અનુવાદની સાથે તેના મૂળ કવિ કે લેખકનું ટૂંક જીવન અને કવનનો અલ્પ પરિચય આપ્યો હોય તો તેથી કાવ્યને કે અનુવાદને સમજવામાં ખૂબ સરલતા રહે.

ત્રીજું, પ્રસ્તુત પુસ્તકમાં શ્રી સરોજિની મહેતા હસ્તકનો અંગ્રેજી ઉપોદ્‌ઘાત છે તે સ્વરાજ્ય અને સ્વભાષાના પુનરોદ્ધારના આંદોલનના આ યુગમાં ગુલામી

મનોદશાના પ્રતીક સમાન લાગે છે. શ્રી રમણભાઈએ સ્વભાષાની સેવામા જ જિંદગી ખપાવી દીધી છે. એવા પિતાના પુત્રી ગુજરાતી વાચકવર્ગ માટે અંગ્રેજીમા જ લખવાનો આગ્રહ છોડી દે તે જ વધુ ઇચ્છનીય છે. યા તો અનુવાદકે શ્રી સરોજિની બ્હેનના મૂળ અંગ્રેજી લખાણનુ ગુજરાતીમા રૂપાતર મૂકવુ જોઈતુ હતુ.

ચોથુ, સ્વ. શ્રી પન્નાબ્હેન દફતરીને ડૉ. સુરૈયાએ હૃદયાંજલિ અર્પી છે. તે અંજલિ જાતે જ પુસ્તકના અર્પણ જેવી બની ગઇ છે. પણ તેને બીજે પાને વળી શ્રી સુલોચનાબ્હેન મોદીને પણ અર્પણ છે. આ પ્રથા કંઈક ખટકે છે. આશા છે શ્રી સુરૈયા અર્પણનુ ઔચિત્ય જોશે.

પાચમુ, 'નિવાપાજંલિના' અમારા અવલોકનમાં અમે અગાઉ કહી ગયા તેમ પુસ્તકને પદ્મિની પ્રકારનુ ભલે બનાવો. ગુજરાતના સાક્ષરો કે કવિઓના અભિપ્રાયો મેળવી તે પણ પુસ્તકમા ભલે છાપો. પણ વર્ષો વર્ષો અને આવૃત્તિએ આવૃત્તિએ ગુજરાતની થોડી મૂઠીભર સરકારી શિક્ષિત સાહિત્યરસિક સન્નારીઓના જ અભિપ્રાયો અને મહામોંઘી છબીઓ પુસ્તકમા ફરી ફરી મૂકો છો–તે શા માટે ? અભિપ્રાયો મેળવો તો પુરુષ સાક્ષરો અને કવિઓના પણ મેળવો તો કંઇ તમારો પ્રયત્ન લેખે ગણાય. અને અભિપ્રાયો સાથે અભિપ્રાય આપનારના ફોટાઓ જ શા માટે ? 'વિવરણ'મા શ્રી રામભાઇ બક્ષીએ પણ કહ્યુ જ છે કે –"તેઓ રૂપરંગ પાછળ ખર્ચે છે તેથી ઓછે ખર્ચે 'પદ્મિની' ગણાય એવા પ્રકાશનો શકય છે, De Luxe એટલે દુર્વ્યય સાહિત્યના ક્ષેત્રમા શોખ હોય અને શકિત મુજબ ખર્ચ કરે તેની ફરિયાદ નથી, પણ વધારે ખર્ચ કરવા છતા ગ્રન્થનો ઉપયોગ ઓછો થાય તો તે વ્યય દુર્વ્યય બને છે. ઓછી કીમતમા આ બાપાના ગ્રન્થો જનતાને લભ્ય બને તે માટે ખર્ચ થાય તો જ તેની ખરી સફળતા છે.'

આશા છે કે અનુવાદક અમારા સ્પષ્ટ વકતૃત્વની કદર કરશે. સરલ, સ્વચ્છ ને દોષરહિત આવા નિર્મલ અનુવાદ માટે અમે શ્રી સુરૈયાને અભિનંદન આપીએ છીએ

ગ્રિ૦

# દૂઝતા ઘાવ

★ ગુજરાતી સાહિત્યમાં પતીલની પ્રતિભાએ અનોખાં કાવ્યો આપ્યાં છે. સૂરત જીલ્લાના લોકપ્રિય ખાયણાંની શૈલી કવિએ અહીં ઉતારી છે.

૪૫

એટલો હોઉં કે હોઉ સખા વજગારે
હૈયું સતન સંભારે
તને, પ્યારા સોબતી!

૪૬

ઘેન મહીં જ્યારે આંખડી મુજ ઘેરાતી,
પાંપણુ પર રહી જાતી
સુંદર છબી તાહરી.

૪૭

ભરતી અને ઓટમાં છે રહ્યા આળોટી
કિરણુ તહારાં કોટિ
મયંકમમા ગીહા.

૪૮

પૃથ્વી પરે હાથમા દડૂલો લઈ દોડે,
હોડે ચડે વાત જોડે,
એથે અંતરિક્ષમાં.

૪૯

એનરમાં યા હાટ મહીં જન કેરી
યાદી તહારી અનેરી
વસે અમ અંતરે.

૫૦

જ્યાય જતો ત્યાં વાગે તારા ભણુકારા,
કામમા સકળ અમારા
તારી મમતા ગ્હે.

૫૧

પેંજન બાજે, શી અહ! પેંજન બાજે?
મંજુલ મંદ અવાજે
મધુર રથની મહીં.

૫૨

ચરણુ અગોચર ઠોકરાતા જાણે હીડે
નિકટ અવનીને છીડે,
અજબ ઔત્સુક્યથી.

૫૩

આવે આપોઆપ કેફ શી કડક ખુમારી,
રસ અદ્‌ભુત તનુધારી
શકે પ્રગટયો સ્વયં.

૫૪

ના સમજાય એવા સૂર દિશદિશ વ્યાપે
અનહદ આનંદ આપે
વિદારે વ્યલીક સો.

૫૫

ચાલ મીરી એની તાલ મહીં તાલ પૂરે
ગીતો અવનવાં સ્ફૂરે
ઉરે ગાયકોં તણા.

૫૬

ના અપરોક્ષ છતાં ઉરસનિધ આવે,
જેમ પ્રતીતિ કરાવે
સુવાસ સુપુષ્પની.

૫૭

બે ઉપજાવે રાર છૂપા સાવજનાં
આંતરડીમાં અજની
જોયા વિના એહને.

૫૮

આરડવું સુણી વત્સનું ગાય હુલાતી,
જુદી ગમાણે બંધાતી
જાણી ક્ષેમ તેહનું.

૫૯

શ્યેનની પગલી શ્યેનની ઓળખ આપે
સેકડો ખોજ પ્રતાપે,
ભેટો થાય કોક દિ'.

પતીલ

---

**શ્રી સુંદરમ્‌ની કવિતાઓમાં રહી ગયેલી મુદ્રણભૂલો**

સુમન અને ચમન

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| પં. ૧૨ | બેઉનાં | બેઉમાં |
| ૧૩ | પછે | પછી |
| " | ડાળાં | ડાળો |
| ૧૪ | સુમન | સુખન |
| ૩૪ | લૌ | સૌ |
| ૪૨ | ઘુંડા | ભૂંડા |
| ૪૪ | સુમન | સુપન |
| ૪૫ | " | " |

આશિષમાં

| | | |
|---|---|---|
| પં. ૭ | રચના | રશના |
| " | આંધી | સાંધી |
| ૧૪ | ભવે | ભલે |

---

# કવિતાની પગદંડીએ

★ કેટલાક આશાસ્પદ નવીનતર કવિઓની કૃતિઓ અહીં રજૂ કરવામાં આવી છે. એ સાથે એ કૃતિઓના ગુણદોષનું પણ અહીં દર્શન કરાવવામાં આવ્યું છે. કોલક

## નિધિદાન

**નિધિ-દાન**માં સનાતન તત્વની વાત છે. સ્નેહઘેલી નદી મહાસાગરમાં પ્રીતમની પ્રીત જુએ છે અને તેને અંકે પોતાનું શીર્ષ ઝૂકાવીને મીઠાશથી તેનું અન્તર જીતે છે. પણ ગમે તેવો એ પ્રીતમ પોતાની ખારાશથી નદીનું જીવન ખારૂં બનાવે છે. જો કવિએ આ કાવ્યમાં આ ભાવ ન જ આપ્યો હોત તો આ સાગર અને નદીના વર્ણનમાં વિશેષતા કશી રહી ન હોત. આ ભાવ એ કાવ્યમાં ઉતરતાં એ કાવ્ય એક સુંદર કૃતિ બને છે. માનવજીવનમાં એવી અનેક નદી સમી યુવતીઓ સાગર જેવા પ્રીતમના આમંત્રણે પ્રીતમ પાસે જાય છે. એક બાજુ પ્રિયતમા પ્રીતમના જીવનને સુખી કરે છે અને પ્રીતમ પ્રિયતમાના જીવનને પોતાના દોષથી ને દુર્ગુણોથી ખારૂં કરે છે. એ રહેલો અર્થ આ કાવ્યને મનોરમ બનાવે છે. ભાઈ અગનની કૃતિઓ 'કવિતા'માં અવારનવાર પ્રગટ થઈ છે અને અમને એમની કૃતિઓ ઘણી સારી આશા આપે છે.

( મંદાક્રાન્તા )

ઘેલી પેલી સરિત વહતી હર્ષછોળો ઉછાળી;
હૈયું નાચે સ્મિત કરી રહે પ્રિયને પાસ ભાળી.
ઊંડે ઊંડે હૃદયતલમાં ઝંખના એ રમંતી;
કે હાવાં આ જલધિજલમાં ઝિંદગી શેષ ગાળું.

ત્યાં તો એનું જીવન મધુરૂં વેણુમાંહે ફસાતું;
આશાનું ને નિજ ઉરતણી ઊર્મિનું ખૂન થાતું;
હૈયું ફાટે અવિરત વહે નેનથી અશ્રુધારા;
દેખાયે ના તિમિરપથમાં તેજ કેરા કિનારા.

આવ્યું ત્યાં તો પ્રણય ઝરતું અબ્ધિનું ભવ્ય તેડું;
ને વીલાતું જીવન રજમાં ઉંચકી સદ્ય લીધું;

જેવી તેણે નિજ મધુરતા સિન્ધુઅંકે પ્રસારી;
ખારું કીધું જીવન ક્ષણમાં સાગરે ક્ષાર રેલી.
નાચી કૂદી હસિત વદને વેદનાઓ સહી એ;
વ્હે છે સ્નેહી ઉદધિ પ્રતિ સૌ સ્નેહભાવો ભરીને.

'અગન'

## અપૂર્ણની યાચના

'અપૂર્ણની યાચના'મા પ્રિયતમાને પ્રીતમ કરતાં પ્રેમના ઉચ્ચ આસને બેસાડવામા આવી છે. નાયક એટલો બધો કાણો છે કે એને પોતાને પણ શંકા રહે છે કે નાયિકાનો પ્રેમ મેળવવાને એનામાં પૂરતી લાયકાત નથી કારણ કે "જે છીછરા ઝરણ શો વહનો અબુધ" આ કાવ્યની પ્રથમ આઠ પંક્તિઓ જેટલી સરસ ઉતરી છે તેટલી સરસ છેલ્લી છ પંક્તિઓ નથી. પ્રિયતમા નાયકને પ્રેમનું રસપાન કરાવના પ્રબુદ્ધ બનાવે એવી ઇચ્છા વ્યક્ત કરવામાં આવી છે. પદ્યભાષા પ્રવાહી રહી છે અને તેમાયે ખાસ કરીને "જે છીછરા ઝરણા શો વહતો અબુધ" જેવી પક્તિમા જે કહેવાનુ છે તે કહી નાંખે છે.

તારા રસાર્દ્ર ઉરનું ફૂલ ચૂમવાને
આ પ્રાણનુ મમ પતગ અધીર ઊડે,
કાં આમ બંધ કરીને તવ દુર્ગદ્વારે
સોલ્લાસ ગાત્ર મજનાં કરતી શિથિલ !

હું જાણું યોગ્ય મુજ પ્રેમ નથી જ, ઊણો,
તારા મહાગહન અન્તરનો અતિથિ
થાવાની લાયકી નથી હું વિષે અબુધ
જે છીછરા ઝરણશો વહતો અબુધ.

કિન્તુ પ્રિયે ! સમજું નિર્બળતા જ મારી
ને ઊણપો જ - તવકાજ સ્વીકારયોગ્ય
સંપૂર્ણની બની તું પ્રેયસી, પ્રેમ કેરો
સિધ્ધા કરીશ તવ પારસસ્પર્શ ધર્મ
તો આવ આ અબુધના ઉરઆંગણામાં
પ્હોંચાડ પ્રેમપ્રતિભાથી પ્રબુધ્ધતામાં.

જયન્ત પાઠક

## હરીફ

હરીફ કાવ્યની વિશિષ્ટતા છે રમૂજભરી શૈલી. નાયક પોતાના ઓરડામાં બેઠો બેઠો ચુંબનનો અવાજ સાંભળે છે. પણ એ અવાજ આવે એવા કંઈ કારણો નહોતા. નહોતું કોઈ દંપતી આવ્યું, કે નહોતું કોઈ બાળક. એને શંકા ગઈ કે પ્રિયતમા તો નથી કોઈની સાથે રસપાન કરી રહી? નાયક ધીમેથી બારણું ઉઘાડે છે અને બાજુના ઓરડામાં જુએ છે તો નાયિકા એજ પ્રીતમની છબી લઈને ચુંબનની ઝડી વરસાવી રહી છે. કાવ્ય સરસ રીતે રજૂ થયું છે. કવિએ પણ છંદ ખૂબ અનુકૂળ બન્યો છે.

> શો કોલાહલ આ મચ્યો મમ ગૃહે; ના દંપતી આવિયું;
> કે ના કોઈ શિશુ ગને નિજ કરે ચૂમી શકે લેઈને
> મારી પ્રિયતમા; છતાંય સુણતા ચૂમી તણી વૃષ્ટિને
> સંતાઈ અધખોલું બારણું કરી, શંકા જતા પ્રેમમા
> જોયું તો!
> નિજ હસ્તમાં મુજ છબી લૈ ચૂમતી'તી સખી!

હૃદયનાથ

## શું ઝંખતો—

શું ઝંખતો કાવ્યમા કવિ કહે છે જીંદગીમાં જે કંઈ સાર્થકતા કરવાની છે તે ગમે તેવા અલ્પકાળની જીંદગીમા થઈ શકે છે. એના સમર્થનમાં કવિએ દ્રષ્ટાંતો આપ્યા છે કે શિરીષ અને ડોલરની જીંદગી અલ્પ હોવા છતાં તેઓ તેમની ફોરમ નથી આપી જતા? આકાશમાથી ખરતો તારક એક પળમાં જગતને પોતાના તેજથી નથી આંજી દેતો? મેઘરંગી ધનુષ્ય એક ક્ષણમાં પોતાનું સૌન્દર્યદર્શન નથી કરાવતુ? તો માણુસની જીંદગી ગમે તેટલી ટૂંકી હો છતાયે એ જો કંઈ ઝળકાવવા માગતો હશે તો એ અલ્પ જીંદગીમા જરૂર ઝળકાવી શકશે. ભાવ ખરેખર ઘણો સુંદર છે. છતાયે "ખરંત તારા" જેવા નબળા પ્રયોગો પણ આ કવિતામા સરક્યા છે.

> શું ઝંખતો માનવ દીર્ઘ જીંદગી,
> જ્ઞાને સુકર્મે પરિપૂર્ણ થૈને
> કે કાવ્ય કેરા મધુરા કટોરા
> રેલાવીને-ધાર કરી સુવિશ્વમા
> પ્રકાશવા જીવન પન્થ તેને? ૫
>
> કિન્તુ વૃથા સૌ ઉર નર્તનો છે;
> દીપ્તિ નહીં શું લઘુ જીંદગીમાં?
> શિરીષ કે ડોલર-જીંદગી શું
> વર્ષો તણી છે? ૧૧

ખરંત તારા-ક્ષણુમાં સરી જઈ કદી શુ ઝખે ચિરકાળ હૈયે ! ?
–ન અર્પતા ચેતનવત જ્યોતો ? જે ચેતના છે પ્રસારાવવી જગે
કે સપ્તરંગી સુકુમાર ચાપ શું જે જ્યોતિ પુજે ઝગાવવા તે
પ્રસારવા સુન્દરતા સુરીલી શુ અલ્પ છુન્યે ઝગી શકે ના ! ૧૬

– સુધાકર ભટ્ટ

## વ્હાલેરું ગીત

વ્હાલેરુ ગીત સચરાચરમા રૂમઝુમતુ બનાવનાર કવિ ગતિમાન બને છે, અન્તર ગીતોન્માદે નાચી ઊઠે છે. પણ ગીત પાછું દૂર જાય છે અનતને આંગણે ગુજારવે ભરે છે, ત્યારે કવિ કહે છે "પુન ન રહેશે તુ રેલાઈ ! વ્હાલેરા ઓ ગીત ?" અજનીમા લખાયેલ ગીત ભાવમા તેમજ શબ્દોમા સાદુ છે.

વાયુને પારણિયે ઝૂલી,
સાગરની છોળોમા હૂલી,
વનવગડાની વાટો ભૂલી
વસતુ મારૂં ગીત !
સહસા અંતરમાંહી આવ્યું,
મૂક અર્ચને ઉર વધાવ્યું
આવીને પાછું કયાં ચાલ્યું ?
વ્હાલાં મારા ગીત ?
કાવ્યકલી મારી કરમાઈ,
ગીતલહર અધૂરી વેરાઈ
પુનઃ ન રહેશે તું રેલાઈ ?
વ્હાલેરા ઓ ગીત ?

રમણલાલ એ. વ્યાસ



વર્ષ : ૩ ]  ડીસેમ્બર ૧૯૪૩  [ અંક ૫



સૂર્યપ્રકાશે ઊઘડતી
પાંખડી
બીડાઇ જાય છે
સંધ્યાકાળે:
જન્મ ઉષાએ ઉઘડતી
જીવનપાંખડી
બીડાઇ જાય છે
મૃત્યુસંધ્યાએ !

એ જીવનપાંખડીની
અનેરી ફોરમને;
એ જીવનપાંખડીના
મનોહર રંગોને;
એ જીવનપાંખડીનાં
અમર ગીતને
અમર રાખવા માટે—

# વેનગાર્ડ સ્ટુડીઓઝ

"પનઘટ" અને "રામરાજ્ય"

ચમકીને અનોખી કિર્તિ મેળવનાર

# ★ લીલા પવાર ★

યુનાઈટેડ ઈન્ડિયા પ્રોડક્ષનના



# "તલાશ"



ચિત્રમાં ચમકે છે.

બેન્જામીન, સાદીક, દલપત

રાણીબાલા અને બીજા.

●

દિગ્દર્શક: એ. કરીમ

મ્યુઝીક: ખાન મસ્તાના

●

★——— લખો ———★

યુનાઈટેડ ઈન્ડિયા પ્રોડક્ષન્સ

જ્યોતિ સ્ટુડિયોઝ, કેનેડી બ્રીજ

મુંબઈ, ૭.

# ક * વિ * તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : ડોલક

વર્ષ : ૩ : અંક : ૫ ડીસેમ્બર : ૧૯૪૩ સળંગ અંક ૨૯


## મંગલાષ્ટકની પાંચ પાંખડી

સૂતાં ચેતન જાગતાં કમલ શાં, જેના કર સ્પર્શથી;
જેના દર્શનથી શુચિસ્મિત ધરી દિક્સુન્દરી રાચતી;
અન્ધારાં હરતો, પ્રતાપ ધરતો, તેજે ક્ષયોં આપતો,
સાક્ષી આ શુભ લગ્નનો દિનમણિ માંગલ્ય તે પ્રેરજો.

ધારી રૂપ નવાં નવાં વિલસતો વ્યોમાંગણે ખેલતો,
શીળો, સુન્દર કૈં પ્રિયામુખ સમો હૈયે સુધા સીંચતો;
સૂતા સાગરને કરાંગુલિ વડે ઢંઢોળતો, રાજતો,
વ્યોમે પ્રેમ–પ્રતીક શો રસનિધિ તે ચન્દ્ર હો મંગલ.

ઝૂમે વાદળ કારમા શિર પરે ભાનુ તપે ઉગ્ર ને,
વાયુ વાય પ્રચંડ, ઘોર અથવા હેલી પડે વૃષ્ટિની;
તોયે ઉન્નત મસ્તકે ગિરિવરો નિશ્ચિન્ત યોગી સમા,
ઊભા ગૌરવમૂર્તિ શા અડગ ને વાતો કરે વ્યોમથી.

તારા, વ્યોમ, રવિ, શશિ–સકળની છાયા ઉરે ધારતો,
ખેંચતો વિધુથી, જરી પવનની લ્હેરથી હાલી જતો;
ઊર્મિ નિત્ય ઉછાળતો, પળ પળે થાતો કંઇ આકળો,
આકળોટે અવનિ પરે વિફલ જો, અંભોધિ ખારે થયો

હૈયાચોર પધારિયાં લગનની ચોરી વિષે બેઉ આ,
ને એકેક તણો ગ્રહી કર કહે 'જો ચોર આ' ! ચોર આ!'
ઉચ્ચાદર્શ, સુનીતિ પ્રેમ જગમાં સંતે મહંતે ધર્યાં,
તે સૌ ચોરી લઈ તમે ઉજવજો આ ચોરીને સર્વથા.

જ્યોતીન્દ્ર હ. દવે

## તારો બંદી

બંદી બન્યો છું તવ પ્રેમનો હું
છૂટા થવાની ન કરી ય આશા;
સર્વાંગ બાંધ્યાં રસની રસ્સીએ,
વૃથા જ યત્નો છટકી જવાનાં.

હું મૂઢ કારાથકી ભાગતો'તો
અંધારઘેરી જુગઝાડીઓમાં,
કેડો ન મારો પણ મૂકતો તું
પગી બની પૂઠળ નિત્ય ધાતો.

કૈં કંટકો, કોતર કૈં બિહામણાં
હિંસ્રોતણી દંતનખાળ ગુહ્વા,
વિટંબણાઓ, અથડામણો વળી
કૈં ભૂલભૂલામણીઓ ભયંકરા:

તે સર્વનો ભોગ હજાર વાર
થતો થતો, હાયવરાળ કાઢતો
પોકાર પીડાભર પાડતો પથે
હું ભાગતો'તો બની અંધ અશ્વએ.

અંતે હરાઈ ગઈ હામ મારી,
અને પછી અર્ધ સચેત હું ત્યાં
તારા અનેરા અનિવાર્ય પાશની
જાદૂઈ જિદ્દી જડે ઝલાયો.

કૈં ધમ્ પછાડા, કંઈ ક્રોધચાળા,
કર્યા, નહીં કિંતુ લવે ય ફાવ્યો,
હાર્યો, સમર્પાઇ ગયો સમૂળો
કહ્યું, રહ્યો આ, કર ચાહ્ય સો તું.

ને ઊઘડયાં જ્યાં નયણાં નિરાળાં,
સ્મિતે સુહાગી પ્રણયી, પ્રસન્ન,
અમીતણા અર્કતણું બનેલું
દીઠું અહો મેં મુખ તારૂં મીઠું!

ને સ્નેહના સારતણા બનેલા
હૈયે દબાવ્યો લઈ તેં મને, ત્યાં
સર્યા શ્રમો, ક્લેશ ટળ્યા, રુઝયા ઘા,
પીયૂષમાં સૌ પલટાયું મારૂં.

જોઈ ન ત્યાં જાલિમ કોઈ જેલ,
અસીમમાં હું વિહરી રહ્યો'તો,
પ્રભાતણા પ્રોજ્જ્વલ સિંધુ ક્રોલે
આનંદનાં મંગલ ગાન ગાતો.

નામે ન્હતુ ભીંતની ભીંસકેરૂં
ભાંગી ગયો'તો ભ્રમ બેડીઓનો,
બ્રહ્માંડવ્યાપી તવ ભવ્ય બાથે
હું માણતો શાશ્વત સખ્યનાં સુખો.

બંદી બન્યો છું તવ પ્રેમનો હું,
હું મુક્તિએ સેવિત બંદી તારો!
માગું હું બંદી રહું સર્વકાળ
તારી ભુજાની ધરી કંઠમાળ!



## અન્તરની આરઝૂ

મ્હેલાતોથી મઢયા શહેરે ગાળ્યાં ત્રીસ પૂરાં નહીં,
ઈચ્છા યે ના રહી આઝી જીવવા ઝૂરવા અહીં.

ઊંચા મિનારા નભચૂંબી ઊભા
ને મ્હેલશાં ભવ્ય મકાન સેંકડો!
કે બાગ ને કે રળિયામણી જગા
કે, મોટરો સાધન સમૃદ્ધિનાં!
ધનાઢયની ઠાઠસમૃદ્ધિ જોઈ;
ઈચ્છા હવે ના રહી કંઈ જોવા,
પોચા પડયા અન્તરને રિઝાવવા.

જોયાં ઘણાં માનવ ભીખ માગતાં,
પળે પળે વાટ મહીં જ ભેટતાં:
કોઈ ફરે મોટરમાં નિરાંતે
બીજો પડે ત્યાં પટકાઈ તે ઘડી !
એ મોટરોનાં અતિ ઘોર ઘોષમાં
ભી જતી ચીસ અનેકની ત્યહીં !
કે મીલનાં ભૂંગળ વ્યોમસ્પર્શી
આચ્છાદતા અંબર ધૂમ્રગોટે !
મૂંગી અરે ઘોર અસહ્ય યાતના
પ્રસ્વેદભીના શ્રમજીવીઓની
ડૂબી જતી યંત્રકારલ નાદે !

આ એક શહેરે સહુ રંગ જોવા !
ઊભા જ્યહીં મ્હેલ સમાં મકાનો
ત્યા અન્ય કાજે નહીં 'ફૂટપાથ' યે !
આ શહેરનું જીવન નિત્યનું રહ્યું
સત્યે અસત્યે દિનરોજ ગૂંથ્યું !
ન પાપને પાપરૂપે નિહાળવું
ન પુણ્યને પુણ્યરૂપે નિહાળવું:
જે છે ન તે કાંઈ કદી નિહાળવું !
દીઠાં ઘણાં દંપતી પ્રેમમુગ્ધ :
હક્કો વિનાનાં નવલોહિયાં યે
ફરી રહ્યાં પ્રેમવિમુગ્ધ રાતે
ગાલે લગાવી ક્ષણ પાપલાલી !
ને ત્યાં—
દીઠી ઘણી યે અબળા શહેરે
પૂનેમની ચાંદની શી ઝળહળી
બારી મહીં ચંદ્ર મુખારવિંદે :
નિમંત્રતી કે જન આવતા જતા :
તે પેટ કાજે નિજ દેહ વેચતી !

આ સર્વરંગી નગરી મહીં હવે
શું જીવવું, શું વળી રાચવાનું ?
શું મૃત્યુનો જ્યોતિ પ્રકાશ પામવો ?
મને જરીયે પરવા નથી આ
મ્હેલે મહીં કાલ પુરી તણી જરાં !
હું આજ આહીં–વળી કાલ ત્યાંહીં:
જ્યાં કાવ્યનું મંગલ સ્વર્ગ ઊભું !
વણો પડેલા અહીં શ્હેરમાંના
હું જીંદગીની રમણીય સાંજે
તે સ્વર્ગમાંહે રુઝવીશ જાતે !

મારે તો છે નગરી અલકા તેજપુંજે મઢેલી,
વ્હેતી ઘેલી નદી તટ પરે નિર્ઝરોથી ગૂંથેલી !
ત્યાં કૂજે છે મધુર વિહગો કુંજ રંગો સુરમ્યઃ
ત્યાં પુણ્યોની શીતળ પરબો માનવોમાં અસંખ્ય !

ને એક સાંજે
મારી અરે તે અલકા ધરિત્રી
આનંદથી ત્યાં મુજને વધાવશે !
આ હું લઈને હળ એક મારું
ખેડીશ મારી જનની ધરિત્રી !
આ જીંદગીની રમણીય સાંજે
પામીશ, પામીશ કણો મઝેના :
ને જીંદગી ધન્ય કરીશ ત્યારે !
ગાઈશ ગીતો અલકાધરિત્રીનાં !

કોલક

# अस्मदीयम्

## ★ ઉત્સાહી પ્રમુખને રાજીનામું કેમ આપવું પડ્યું : પરિષદની પ્રતિષ્ઠા વધતી નથી: ઘટે છે પરિષદ સંસદની સાવકી બહેન ?

સાહિત્ય પરિષદનું પંદરમું અધિવેશન તા. ૨૫, ૨૬, ૨૭મી ડીસેંબરે વડોદરા ખાતે ભરાનાર છે. પરિષદના છેલ્લાં પ્રમુખ કવિશ્રી ખબરદારે રાજીનામું આપ્યું છે. અમે જાણીએ છીએ ત્યા સુધી કવિશ્રી ખબરદાર પરિષદને પ્રાણવંત બનાવવાને ખૂબ ઉત્સુક હતા. એમનામા એ ઉત્સુકતા હોવા છતાં એમને પ્રમુખસ્થાન કેમ છોડવું પડ્યુ ? શા માટે ?

'રાજીનામુ' બતાવે છે કે પ્રમુખના રાજમાર્ગમાં કંઈક નડતર છે. પરિષદના પ્રમુખની ઉત્સુકતાને દબાવે એવું કોઈ તત્વ છે; નહિ તો પ્રમુખને રાજીનામુ આપવાનો પ્રસગ આવે નહિ ! ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખને રાજીનામું આપવું પડે એ સાહિત્ય જગતમા સામાન્ય બનાવ નથી. એ હકીકત પરિષદના ઇતિહાસમા કલંકરૂપ છે. પરિષદના પ્રમુખને એકાએક રાજીનામુ આપવું પડે એમાં નથી પરિષદનો ઉત્કર્ષ સધાતો, નથી સાહિત્યનીસેવા થતી, નથી ગુજરાતની અસ્મિતા વધતી કે નથી સંસ્કૃતિનું ઓજસ જણાતું.

'રાજીનામા' અંગે અત્યારે આથી વિશેષ અમારે કશું કહેવુ નથી. પરિષદના સૂત્રધારોનુ અમે માત્ર ધ્યાન ખેંચીએ છીએ કે ભવિષ્યમાં આવા દુઃખદ પ્રસંગો ઉભા ન થાય !

અમે તો આજે આ સંમેલનને વધાવીએ એક જ ઉદ્દેશથી કે બે વર્ષે એક એવો પ્રસગ મળે છે જ્યારે ઘણાખરા સાહિત્યકારો ભેગા થાય છે, એક બીજાને મળે છે. પરિષદના સમેલન પછીની પ્રવૃત્તિઓ નીરસ રહી છે એમ એનો આજ સુધીનો ઇતિહાસ કહે છે. એ પ્રવૃત્તિને લેડી વિદ્યાગૌરી રસમય બનાવશે એટલી અમે આશા રાખીએ છીએ.

પરિષદ સામે અનેકના વિરોધો વર્ષોજૂના છે. નથી એ વિરોધો શમાવવાના પ્રયત્નો થયા કે નથી નવા વિરોધો ઉપસ્થિત થતા અટકાવાયા. પરિષદ દિવસે દિવસે લોકપ્રિયતા વધારવાને બદલે ઘટાડી રહી છે. એ સ્થિતિ વહેલી તકે ટળવી જોઇએ. અને જો એ પરિસ્થિતિ ન બદલાય તો પરિણામ એક જ આવશે કે 'પરિષદ' 'સંસદ'ની સગી બહેન જ રહેશે !

# દૂઝતા ઘાવ

★ કૃષ્ણને આવો મીઠો ઠપકો પતીલ વિના બીજું આપી પણ કોણ શકે?

૬૦
ઓરા આવો, એક વાત કહું, નંદલાલા
મોહક બંસરીવાલા
સહુ ગોપના સખા

૬૧
કયાં છો છુપાયા સમય મહીં અણી કેરા
વ્હાલા અમોને ઘણેરા
સરલ સ્નેહને લીધે.

૬૨
કેશવ, માધવ, મોહન, કુંજવિહારી
નટવર, ગિરિવરધારી,
છબિલાજી શ્યામળા!

૬૩
લોકના લાડીલા, યોગીઓના ઓળખીતા
જગત મહીં જાણીતા
જુદા જુદા નામથી.

૬૪
આઘે ફરો છો શે અમથી જોઈ આકું?
કેટલી યે બૂમ પાડું
છતાં સુણતા નથી.

૬૫
અણુધ અમે ક્ષણમાં સૌ ગુના કરનારા,
જોશો ન દોષ અમારા
ક્ષમાના નિધાન ઓ!

૬૬
અવસર આવ્યે ઢીલ ન કરતી છાજે
દાવાનળ મહીં દાઝે
અખંડ વસુંધરા.

૬૭
ના અમને મળતી સુખદાયક શાના
જલ સમ પ્રાણુ હોમાવાના
અનેક નિર્દોષના.

૬૮
ના નિયમન છે સુલેહ ને જંગ માટે
લખતાં યે હૃદય હિબાટે
પ્રસંગ એવા બને.

૬૯
નાખ્યો બગાડી માછલીએ દરિયાને,
વ્યોમ વિનાશ વિમાને
જાણે વકરી ગયું!

૭૦
રંગ જતો પલટી કાયનાતનો પ્યારી
આવી છતા ન કપારી
કોઈ તમ ભક્તને!

૭૧
કેમ કરી હળવું દુઃખ થાય અમારું?
નામ છે માત્ર તમારું
રહ્યું અમ પક્ષમાં.

(ચાલુ) પતીલ

# કાવ્યમીમાંસા

અધ્યાય ચોથો

* ગુજરાતના સર્વમાન્ય પ્રથમ પંક્તિના વિદ્વાન વિવેચક પ્રો. માંકડ આ ભાષાન્તરમાં કાવ્યની અને કવિની અતિ સૂક્ષ્મ મીમાંસા રજુ કરે છે. ગુજરાતી કવિતાને સાંગોપાંગ ઉત્તમ બનાવવામાં અતિ આવશ્યક અને અતિ મહત્ત્વનો આ લેખ ગુજરાતી જનતા સમક્ષ પ્રથમવાર જ રજુ થાય છે.

શિષ્ય બે જાતના ગણાય છે. બુદ્ધિમાન અને આહાર્યબુદ્ધિ. જેની બુદ્ધિ સ્વભાવથી જ શાસ્ત્રને અનુસરે છે તે બુદ્ધિમાન અને જેની બુદ્ધિને શાસ્ત્રાભ્યાસ સંસ્કારે છે તે આહાર્યબુદ્ધિ છે. તે (બુદ્ધિ) ત્રણ પ્રકારની છે. સ્મૃતિ, મતિ અને પ્રજ્ઞા. ભૂત અર્થોને સ્મરનારી સ્મૃતિ વર્તમાનને સમજનારી મતિ અને ભવિષ્યને *જાણનારી પ્રજ્ઞા. તે ત્રણે (પ્રકારની બુદ્ધિ) કવિને ઉપકારક છે. તે એમાંથી બુદ્ધિ*-માન (શિષ્ય) સેવા કરે છે, શ્રવણ કરે છે, સમજે છે, ધારણ કરે છે, વિશિષ્ટપણે (રહસ્ય) સમજે છે, ઊહ કરે છે, અપોહ કરે છે, અને (અન્તે) તત્ત્વને ભજે છે, આહાર્યબુદ્ધિના પણ આ જ ગુણો છે, પણ તેને શીખડાવનારની જરૂર છે. હંમેશા સુગુરુની ઉપાસના તે તે બન્નેનો પ્રકૃષ્ટ ગુણ છે. તે (ઉપાસના) બુદ્ધિવિકાસને માટે કામધેનુ છે. કહે છે,

વિદ્યાવૃદ્ધની સાથેનો પરિચય, પ્રજ્ઞાને પહેલાં યોગ્ય અર્થ પરિગ્રહણ કરવામાં વાળે છે, પછી મનને ઊહાપોહની ક્રિયામાં વિશદ બનાવે છે, પછી એમાંથી ઉત્પન્ન થતાં તત્ત્વમાં (તેનો) અભિનિવેશ કરાવે છે અને ક્રમે કરીને અમૃત જેવો બને છે

એ બન્ને (જાતના શિષ્ય)થી ઊંધી જાતનો હોય તે દુર્બુદ્ધિ. તેમાં, બુદ્ધિમાનને પ્રતિપત્તિ (સમજશક્તિ) હોય છે એક વખત કહેવાથી અર્થ જેને સમજાઈ જાય છે એવા તેઓ કવિમાર્ગને શોધવાને માટે ગુરુકુળમાં રહેવું. આહાર્યબુદ્ધિને અપ્રતિપત્તિ અને સન્દેહ હોય છે. તેણે ન સમજેલા અર્થને સમજવાને અને સન્દેહને ટાળવાને આચાર્યને ભજવા જોઇએ. દુર્બુદ્ધિને તો બધે જ મતિવિપર્યાસ હોય છે. બીજો ગુણ ધારણ ન કરી શકવાથી તે ગળીથી રંગેલાં કપડાં જેવો છે. તેને જો કદી સરસ્વતીની કૃપા પ્રસાદ અર્પે તો તેની વાત ઔપનિષદિક અધિકરણમાં કહેશું.

×કાવ્ય કરવામાં કવિને સમાધિ ખૂબ જોઇએ એમ શ્યામદેવ (કહે છે). મનની એકાગ્રતા તે સમાધિ. સુસ્થ ચિત્ત અર્થને સમજી શકે છે. કહ્યું છે,

સારસ્વત એક જાતનું મોટું રહસ્ય છે. તેને ગોચર કરવાને વિદ્વાનોએ તેને ખૂબ

૧ 'કવિતા'ના આગળના અંકમાં જે ભાષાન્તર છપાયું છે તે ત્રીજા અધ્યાયનું છે.

સેવવું જોઈએ. અને જાણેલું અને જાણવાનું જે છે તેના વિધિમાં ચિત્તની સમાધિ કરવી એ તેની સિદ્ધિનો પરમ ઉપાય છે.

'(કાવ્ય કરવામાં) અભ્યાસ (ખૂબ જોઇએ)' એમ મંગળ (કહે છે.) અવિરતપણે પરિશીલન કરવું તે અભ્યાસ. તે જ સર્વગામી છે, અને બધે ખૂબ કૌશલ લાવે છે. સમાધિ આન્તર પ્રયત્ન છે, અભ્યાસ બાહ્ય (પ્રયત્ન છે). તે બન્ને શક્તિને ઊજાળે છે. 'તે (શક્તિ) જ માત્ર કાવ્યમાં હેતુ છે' એમ યાયાવરીય (રાજશેખર કહે છે.) પ્રતિભા અને વ્યુત્પત્તિથી તે જૂદી છે. શક્તિરૂપી કર્તાનું પ્રતિભા અને વ્યુત્પત્તિરૂપી કર્મ છે. શક્ત હોય તો જ એને પ્રતિભાન થાય છે, શક્ત જ વ્યુત્પન્ન થઈ શકે છે. જે શબ્દસમૂહને, અર્થસમૂહને અલંકારસમૂહને અને ઉક્તિમાર્ગને તથા એના જેવા બીજાને દરેક હૃદયમાં પ્રકાશે છે તે પ્રતિભા છે. અપ્રતિભ (માણસ)ને પદ અને અર્થનો સમૂહ પરોક્ષ જેવો રહે છે; દેખતો ન હોય તો પણ પ્રતિભાવાળાને તે પ્રત્યક્ષ જેવો છે. જેમકે, મેધાવિરુદ્ર, કુમારદાસ વગેરે જન્મથી જ અન્ધ કવિઓ સાંભળ્યા છે. વળી મહાકવિઓ પણ દેશ, અન્ય દ્વીપ, કથાપુરુષ વગેરેના દર્શનથી ત્યાં ત્યાંનો વ્યવહાર વર્ણવી શકે છે. તેમાં દેશાન્તરવ્યવહાર, જેમકે,

પ્રાણાયામ કરે, ભખે અનિલ, જ્યાં કલ્પ દ્રુમોના વનો,
પીળાં હેમ સહસ્રપત્રથિ જલો, તે વાપરે સ્નાનમાં;
મારો રત્નનિ આસનો જ, વશિ છે આ આસરાસ્થાનમાં,
—જે જે કાજ તપે છ સૌ, બધુ ય તે કેલિ આ તો તપે. (શાકુ. ઠાકોર)

દ્વીપાન્તરવ્યવહાર, જેમકે,

જ્યાં ખર્જૂર છે વન નાલકેરાં
એ અબ્ધિતીરે રમ એની સાથે
દેશાન્તરોમાંની લવંગગંધ-
વાળો જહીં વા તુજ સ્વેદ ટાળે (રઘુ: નાગરજી પંડયા)

કથાપુરુષવ્યવહાર, જેમકે,

જરા થતા અસ્થિર ધૈર્ય, શંભુ,
સમુદ્ર ચન્દ્રોદયકાળ જેમ,
બિંબા સમાણા અધરોષ્ઠવાળા;
ઉમામુખે લોચન ફેરવે છે. (કુમાર. નાગરજી પંડયા)

વગેરેથી

એનું થતું આમ નિહાળી, દંડ
ધરંતી દાસી ઉપહાસથી કે,'
'જેએ સખી અન્ય પ્રતિ'-અને એ
વધૂ જુએ રોષની વાંકી દૃષ્ટે. (રઘુ. નાગરજી પંડયા)

તે (પ્રતિભા) બે જાતની છે-કારયિત્રી અને ભાવયિત્રી. કવિને ઉપકારક તે

કારયિત્રી છે. તે પણ ત્રણ જાતની છે સહજ, આહાર્યા, ઔપદેશિકી. જે આગળના જન્મના સંસ્કાર ઉપર અવલંબે છે તે સહજ. આ જન્મના જ સંસ્કાર જેનું મૂળ છે તે આહાર્યા અને જે મન્ત્રતન્ત્રાદિ ઉપદેશથી ઉપજે છે તે ઔપદેશિકી. આ જન્મના થોડાક જ સંસ્કારથી પહેલીને સહજ કહે છે. આ (જન્મના) ઘણા (સંસ્કારથી બીજીને) આહાર્યા (કહે છે). ઔપદેશિકીને તો ઉપદેશ પણ આ જન્મનો અને સંસ્કાર પણ આ જન્મનો જ હોય છે.

તે આ ત્રણે (જાતના) કવિઓ છે–સારસ્વત, આભ્યાસિક અને ઔપદેશિક આગલા જન્મના સંસ્કારથી જેની સરસ્વતી પ્રવૃત્ત થઇ છે તે બુદ્ધિમાન (કવિ) સારસ્વત (કવિ) છે. આ જન્મના અભ્યાસથી જેની ભારતી પ્રકાશી છે અને જે આહાર્યબુદ્ધિ કવિ છે તે આભ્યાસિક (કવિ છે.) જેને વાગ્વૈભવ ઉપદેશવામાં અને બનાવવામાં આવ્યો છે તે દુર્બુદ્ધિ (કવિ) ઔપદેશિક (કવિ) છે. માટે (પહેલા) બેએ તન્ત્રનું અનુષ્ઠાન ન કરવું. "પ્રકૃતિ મધુર દ્રાક્ષને દાડમથી સંસ્કારવાની જરૂર ન હોય," એમ આચાર્યો (કહે છે). "એમ નહીં" એમ યાયાવરીય (કહે છે). બે જૂદી જૂદી ક્રિયા એક જ અર્થને માટે (થાય) તો બમણું (ફલ) મળે છે.

'તેમાં (આ ત્રણ જાતના કવિઓમાં) પૂર્વ પૂર્વ શ્રેય છે,' એમ શ્યામદેવ (કહે છે). કેમકે,

સારસ્વત તો સ્વતંત્ર હોય છે, આભ્યાસિક મિત (વચની) હોય છે અને ઔપદેશિક કવિ તો જેમ તેમ બડબડાટ કરનારો હોય છે.

ઉત્કર્ષ શ્રેય છે. એમ યાયાવરીય (કહે છે). તે ઉત્કર્ષ અનેક ગુણના સમૂહથી થાય છે. કેમકે,

બુદ્ધિમત્ત્વ, કાવ્યની અંગવિદ્યાનો અભ્યાસ અને ઉપનિષચ્છક્તિ (પ્રતિભાયુક્ત ગૂઢ શક્તિ આ ત્રણે (એક) કવિમાં એકત્ર હોવાનું દુર્લભ છે કાવ્ય અને કાવ્યના અંગરૂપી વિદ્યાઓનો જેણે અભ્યાસ કર્યો છે, જે ધીમાન છે, અને જે મન્ત્રાનુષ્ઠાનમાં એકનિષ્ઠ છે તેને કવિરાજતા (કવિરાજનું પદ) નજીકવમ છે ટૂંકમાં કવિ વિશે આમ પક્કું કરીને છે

કોઈ, રહે કવિતણું ઘરમાં જ કાવ્ય,
કોનું વધે ભવન મિત્રતણાં સુધી જ.
મુખી વિદગ્ધવદને પગલાં સદૈવ
કોનું જ સંચરતું વિશ્વકુતૂહલીવ

આ (પ્રતિભા) તે કારયિત્રી. ભાવકને ઉપકારક તે ભાવયિત્રી. તે કવિનો શ્રમ અને અભિપ્રાય બતાવે છે. તેનાથી જ કવિનો વ્યાપારતરુ ફળે છે, નહીંતર તો તે અવકેશી (ડાળપાન વગરનો) થાય. "કવિભાવે (વિવેચે) છે અને ભાવક કવિ

હોય છે તેનો એનો ભેદ શો છે ?" એમ આચાર્યો (પૂછે છે). તો કહે છે,

પ્રતિભાના તારતમ્યથી જ જગતમાં ઘણુંખરું પ્રતિષ્ઠા થાય છે. (પણ) કવિ ભાવક (પણ હોય તો તે) ઘણુંખરું અધમ દશાને પામતો નથી.

'એમ નહીં.' એમ કાલિદાસ (કહે છે). ભાવકત્વથી કવિત્વ જૂદું છે, અને કવિત્વથી ભાવકત્વ જૂદું છે, કેમકે (બન્નેની વચ્ચે) સ્વરૂપભેદ તેમજ વિષયભેદ છે. જેમ કહે છે,

કેટલાક વાચા રચી જ શકે છે, બીજા તેને સાંભળી જ શકે છે પણ તારી બન્ને રીતની કલ્યાણી અતિ અમારું વિસ્મય વધારે છે અતિશયવાળા ગુણોનો સમૂહ એક (જ સ્થળે) હોય નહીં. એક પત્થર કનક ઉપજાવે છે અને બીજો જ તેની પરીક્ષા કરી શકે છે

"તે (કવિ) બે જાતના —અરોચકી અને સતૃણાભ્યવહારી," એમ મંગલ (કહે છે.) 'કવિઓ પણ હોય છે.' એમ વામનીયો (કહે છે). 'ચાર જાતના (હોય છે), એમ યાયાવરીય (કહે છે),–મત્સરી અને તત્ત્વાભિનિવેશી પણ. "તેમાં પહેલા વિવેકી અને તેનાથી વિપરીત ને બીજા." એમ વામનીયો (કહે છે). 'તેમની અરોચકિતા નૈસર્ગિકી કે જ્ઞાનજન્યા હોય છે. નૈસર્ગિકીને તો, હજારો સંસ્કારોથી પણ જેમ વંગ (દેશ) કાલિકાને (ન તજે) તેમ તેઓ તજતા નથી. "જો જ્ઞાનજન્યા હોય તો વિશિષ્ટ જ્ઞેયવાળાં વચનમાં રોચકિતાવૃત્તિ જ હોય" એમ યાયાવરીય (કહે છે). અને સતૃણાભ્યવહારિતા તો સર્વસાધારણી છે. કેમકે વિજ્ઞાન થવાની ઇચ્છાવાળા અને કુતૂહલવાળાને તો તે બધે જ સહુથી પહેલી હોય છે. પ્રતિભા અને વિવેકની વિકલતા ગુણ અને અગુણનો વિભાગ કરી શકતી નથી. તેથી (તજવા જેવું) ઘણું તજી દે છે અને (ગ્રહવા જેવું) ઘણું ગ્રહે છે. વિવેકને અનુસરીને જ બુધ્ધિમાંથી મધુ ઝરે છે. પરિણામે (કવિ) યથાર્થદર્શી થાય છે. વિભ્રમનો ભ્રંશ નિઃશ્રેયસ આપે છે. મત્સરીને તો પ્રકાશેલું (જ્ઞાન) પણ ન પ્રકાશેલાં (જેવું) છે, કેમકે તેની વાણી પરગુણોની બાબતમાં મૂંગી હોય છે. પણ જે અમત્સરી અને જ્ઞાતા છે તે તો વિરલ જ છે. કહ્યું છે કે,

"કો તું, હે ?" "કવિ છુ હુ." "કો અભિનવા સૂક્તિ કહેને, સખે."
"છોડી કાવ્યકથા જ સંપ્રતિ" "અરે, શા માટ ?" "તો સાંભળો."
"જે સમ્યક્ સમજે છ, દોષગુણનો સાર સ્વયં સત્કવિ
તેવો ભાવક છે જ ના; વળી, હશે તો યે ન નિર્મત્સરી"

તત્ત્વાભિનિવેશી તો હજારોમા એક હોય. કહ્યું છે,

શબ્દગુંફનવિધિનો વિવેક જે જાણે છે, સૂક્તિઓથી જે પ્રસન્ન બને છે, જે ઘટ્ટ રસામૃતને ચાખે છ, જે તાત્પર્યને લેખું કરે છે. એવો કાવ્યના શ્રમને જાણનારો (ભાવક) કોઈક વખતે જ, વિવેચકના વિરહથી મનમા જ બળતા કોઈક જ વિધાનને પુણ્યથી, મળે છે.

સ્વામી, મિત્ર, મંત્રી, શિષ્ય આચાર્ય–એમ બધા વિવિધ (પુરુષો) કવિને મળે છે પણ એ શું કામના, જો ભાવક ન (મળે) તો ?

તેમાં જ મગ્ન મનોવૃત્તિથી, જેના પ્રબંધો ભાવકો વડે દશેદિશામાં ફેલાવતો નથી તેના કવિના કાવ્યથી શો ફાયદો છે !

પુસ્તકમાં મૂકાએલા કાવ્યનિબન્ધો તો ઘેરેઘેર હોય છે, પણ ભાવકનાં મનરૂપી નિકષપટ્ટ ઉપર કોતરાયેલા તો બે ત્રણ જ (માંડ) હોય

એવી તો કોક જ વિક્રિયા ભાવકોને સત્કાવ્યોમાં થાય છે જે ભરત મુનિએ પણ અભિનયના નિર્ણયમાં બતાવી ન હોય.

કોઈક વાગ્ભાવક હોય, કોઇક હૃદયભાવક હોય, અને કોઈક સાત્ત્વિક અનુભાવથી કે આંગિક અનુભવથી ભાવક હોય

ગુણ લેવાવાળો જ કોઈક હોય દોષ લેવાવાળો જ કોઈક હોય, ગુણ અને દોષ બન્ને તજનાર કોઈક ભાવક હોય

આમ સમાન અભિયોગ હોવા છતાં આવો વિચિત્ર ક્રમ છે, તેથી જાણીએ છીએ કે માણસને પ્રસાદ છે તે અમાનુષ (દૈવી) હેતુ છે

જે નિસર્ગ કવિ નથી અને શાસ્ત્રમાં કુશળ નથી છતાં જે કવિ છે તે આગ્રહથી ભરેલો કવિ પોતાના આત્માની જ વિડમ્બના કહે છે

જેનામાં કવિત્વ નથી અને છતાં જે કાવ્યમાં કૌતુકવાળો છે, તેને સરસ્વતીની સિદ્ધિ તન્ત્રમન્ત્રના પ્રયોગથી મળે છે

કુકવિ હોય કે કવિ હોય પોતાના અને બીજાના વાક્યોના શબ્દોના ભેદો સમજે ત્યારે તેને સિધ્ધ કવિ જાણવો.

આમ પ્રતિભાના બે ભેદ છે–કારયિત્રી અને ભાવયિત્રી હવે કાવ્યમાતા જેવી વ્યુત્પત્તિ અમે સમજાવશું

[ચોથો અધ્યાય સમાપ્ત]

# ત્રણ પ્રણય કાવ્યો

★ આ ત્રણ નવીન કવિઓ શ્રી. હરિયાકર, શ્રી. સુરેશ હ. જોષી અને શ્રી શશિન ઓઝા એમની આ સુંદર કૃતિઓ રજુ કરીને એમની શક્તિની પ્રતીતિ કરાવે છે. ત્રણે કૃતિઓની વિશિષ્ટતા છે વિશાદતા. ત્રણમાં પ્રેમની કથા છે. ત્રણે કવિ કોલેજિયન છે! છતાંયે ત્રણેનાં પ્રેમ-કાવ્યોમાં જુદા જુદા રંગ છે. છેલ્લી કૃતિમાં કાન્તની શૈલીના અનુકરણમાં મીઠું હાસ્ય સફળતાથી ઉતર્યું છે.

---

## હૃદયસત્કાર

'પધારો વ્હાલા' એ મધુરતમ શબ્દે સ્મિતવતી
ભલે ના સત્કાર્યો પ્રથમ પગલે જીવન મહિં;
ન વા દ્વારે ઝૂકી નિરખી રહી'તી રાહ સુજની
સુગંધી પુષ્પોથી પૂજન કરવા ઉત્સુક બની.
અને ઊર્મિતારે લળી લળી મને પ્રીતિબલથી
મીઠા કંઠાશ્લેષે મથી રીઝવવા ચે નવ ભલે
તમન્ના આ હૈયે નથી નથી બધા બાહ્ય જગના
તમાસા જોવાની ઈતર જગવાંચ્છા નથી ઉરે.
હણાતાં હૈયાંના પ્રીતિઝરણ જે તું ગમ વહી
ભીંજાવી દે તારા હૃદયતલ તેને હરખથી
ભલે સત્કારે વા જીવનભર ધિક્કારતી રહે
છતાં જ્યારે આવ્યો પ્રણયહૂંફ કાજે તુજ કને
હસી મીઠું, કુણા અધર ફરકયા, નેત્ર ચમકયાં
ઘણું એમાં વ્હાલી! મુજ હૃદયસત્કાર જ હતો

હરિયાકર

## જીવનમંગલાને—

ખૂણે ખૂણે મુજ હૃદયના એ ફરી ને પૂછયું કેઃ
"કહોને કોની પગલી પડી આ, ના ભૂંસાઈ હજુ યે?
"ના વંચાતી સ્મરણલિપિ આ કોની ગાથા લખાઈ?

"કીકી ઓથે છબિ રહી કહો, કોની આ તે છુપાઈ?
"સ્પન્દે સ્પન્દે પ્રતિપળ રટાતું રહે નામ કોનું?
"શ્વાસે શ્વાસે શીદ સુણી રહું 'હીબકાં,' આ બધું શું?"

પ્રશ્નો આ સૌ ધસી સરપ શા દંશ દે, મર્મ-ભેદે,
ઈર્ષ્યા આ શી જળતી નયને, દાહ એ ના ખમાયે!

એ આવી છે ગૃહવધૂ બની, ઉમ્બરે ઊભી મારે,
ના જાણું કે શી વિધ કરી આતિથ્ય બોલાવું એને.
થાતું કે તું બસ વિપળ આવી ઊભે મારી પાસે
સ્નેહે જોઈ મુખ, મૃદુ હસી રોષ એનો શમાવે;

આ ઈર્ષ્યા ને હૃદય દમતા દંસનાં ઝેર ચૂસી.
વર્ષાવી દે અમૃત, હરખે મત્ત પ્રાણો કરી દે;
આશકાની મલિન ઢળી જે છાય તેને ઉસેડી
સાધી દીયે તુજ શુભ કરે લગ્ન આશિષ આગે...

....આવું આવું મન કંઈ લવે, તે શું તું થી અજાણ્યું?
તોયે મારે પળપળ તને ઝંખી વિલાપવાનું?

સુરેશ હ. જોષી

## સમયગૂંચ

[અનુ] 'સાંજના સાત વાગ્યે કો અજાણ્યા બગીચાખૂણે
હૈયાંના અર્પવા દાનો મળવાનું પરસ્પરે'
હજી તો ગઈ કાલે જ કર્યું'તું નક્કી ઉભયે.
તેથી તો આટલા વ્હેલા આનંદે ચેતનાભર્યો
પધારેલ પ્રિયાનાથ ભરી ભાવો નવા નવાં.
ઉછળે હૈયું, જુએ છે થઈ ઉત્કંઠ વાટડી,
દૂર દૂર દિશાઓમા - માંડે છે રસ-આંખડી!

[દ્રુત] અરર! તો ય પ્રિયાની તનુલતા
હજી ય દૃષ્ટિપથે ચડતી નથી;
મધુર નુપૂર કેરી ઝણત્કૃતિ
હજી ય કાન વિષે પડતી નથી.
મિનિટ પાંચ પચીસ થતાં થતાં–

સાડા સાત નિહાળીને પિયુએ ઘડિયાળમાં
'અરે ! કેમ હજી ના 'વ્યા ?' બોલી નિ શ્વાસ છોડિયા.

[દ્રુત] અનિલ ઠંડી મીઠી લહરી વહે,
તરુવરો તણી કાય ઝુલ્યા કરે,
કુસુમ કોમળ મત્ત સુગંધને
દિશદિશ લહરો સહ મોકલે.

ઉપવને રસકોકિલના 'કુહૂ',
મધુર 'ટેહુ' સ્વરો વળી મોરના;
પ્રતીચિમા ખીલી સાધ્યકલા છતા
નથી ચતાં પગલા ચિતચોરના !

[અનુ] મિનિટો'પે મિનિટોના ચાલ્યા ઓ ! જૂથ જાય છે,
પ્રિયાની આ પ્રતીક્ષામા દિલે કઈ કઈ થાય છે !
કંટાળીને ધીમી ચાલે રાખીને દષ્ટિ ભૂપરે,
છોડે છે બાગને પિયુ, સરે છે તર્ક અતરે !

[શાર્દૂલ] એક્સીડંટ હશે થયો પથ વિષે ? કે ઘેર મુરબ્બીની
આજ્ઞામા અટવાઈ ગયા ? અગર કો જાણી ગયુ વાત સૌ–
બંનેના મળવા તણી ? મુજ સમા બીજાય કો'ની સહે
ચાલ્યા હોય ગયા મને લટકતો રાખી શુ ?...
ત્યા તો દીઠાં
સામેથી સ્મિતરેખથી ઝળકતા પ્રિયા, વધા 'પિયુજી.'

[વસંત] આવું જ જો વચન હોય પ્રિયે ! તમારુ
તો નાવ ના જરિય આપણું ચાલવાનુ !
ખોટી થયો છ અહીં એક કલાકથી ને
જૂઠુ છ તોય પડી કૈ નથી આપશ્રીને !

[અનુ] હસે છે બેવડી પ્રિયા પિયુના વચનો સુણી,
'શાંત થાવ ત્યજી ક્રોધ, મારી તો વાત સાંભળો !'
[શાર્દૂલ] 'મારી આ ઘડિયાળમા હજી નથી સાતેય પૂરા થયા'
"જો મારી ઘડિયાળમા પ્રિય સખી આઠે ય વાગી ગયા"
'ઓ ! તો તો નવકાળને અનુસરી આવ્યા તમે !' "તેનુ શુ–
જૂનો કાળ હજી ય માની રહી છો ? કાચુ કપાણુ બધુ."

[મંદા] કાં સૂઝયો ના ઉભય દિલ જૂના નવાનો ખુલાસો ?
તો સ્વપ્ને યે ફગત નહિ આવો નકામો તમાસો !
આવી રીતે કદિ ય મળવાનુ બને કોઈને તો
પ્હેલ્યો વ્હેલ્યો સમય-ગૂચનો ભૂલશો ના નિવેડો !

[અનુ] વિચારો કરતા આવા સ્વસ્થાને બે ય જાય છે.
જૂના-નવા તણી દિલે ગણત્રી હજી થાય છે.

'શશિન્' ઓઝા

## ચયન

★ શ્રી. ચાંપશીભાઈએ ગુજરાતને નવીન લેખકો આપ્યાં તેમાં ખૂબ આશા આપે એવા શ્રી. મૂલરાજ અંજારિયા છે. શ્રી. અંજારિયા કવિતાના વાચકો સમક્ષ એમની આ રસિકતા રજુ કરે છે—હવેથી આ લેખમાળા નિયમિત કરશે.

### છેલ્લા શબ્દો

સમ્રાટ પંચમ જ્યોર્જના છેલ્લા શબ્દો હતા : 'સામ્રાજ્ય કેમ છે ?'

બધું હેમખેમ છે. ફક્ત બંગાળમા કેટલાક ભૂખ મરણીઆઓએ બખાડ-જંતર મચાવી મૂકયુ છે. રબર મળે ત્યારે જરા ખખડાવી નાખજો.

કીટસના શબ્દો હતા 'મને લાગે છે કે મારા શરીર પર ફૂલ ઉગી રહ્યાં છે,' આપણા કેટલાક કવિઓના શબ્દો હશે: 'મને અવનવા છંદો સ્ફુરી રહ્યા હોય એમ લાગે છે.'

બાયરને કહેલું: 'મારે હવે નિરાંતે સૂવું જોઇએ.'

ગટે કહેતો ગએલો: 'વધારે પ્રકાશ.'

એના વાચકો પણ એ જ કહે છે: 'પ્રકાશ, થોડો વધુ પ્રકાશ, તમારા નામના થતા અનેકવિધ ઉચ્ચારો પર.'

પામર્સ્ટને કહેલું: 'વ્હાલા ડૉકટર, હું મરું છું. છેલ્લી વસ્તુ એ જ કરીશ.'

ડૉકટર પડખે ચડે પછી બીજુ શું કરી શકાય ? એ ડૉકટરના છેલ્લા શબ્દો તેણે સાંભળ્યા હોત તો આવા જ કંઇક હોત: 'તમે મરો કે જીવો, હું તો મારી ફી લઇને જ જપીશ.'

આપણા સાહિત્યકારોને પ્રભુ ચિરંજીવ રાખે. પણ તેમના છેલ્લા શબ્દો શા હશે તેની જરા રમૂજી કલ્પના તો કરી લઇએ.

મુન્શી: 'તકવાદ, આખરે જૂઠાણું જ !'

બ. ક. ઠા. : મારી કરૂણ પ્રશસ્તિ પૃથ્વીમાં જ લખજો."

રમણલાલ:'અરરરર! હજુ તો પંદર પુસ્તકો પ્રસ્તાવનાની વાટ જોતાં પડયા છે.'

ચાંપશીભાઈ: 'આજ ૨૫ વર્ષે પણ ગુજરાત એવુ ને એવું મહતીઆ વાચક રહ્યું છે, હાજી !'

ચંદ્રવદન: 'વિશ્વના નટવી, મેં મારો પાઠ અદા કર્યો છે. ને તારે નટઘર પાછો આવું છું. હવે મને કોઇ બીજા જ દેશની રંગભૂમિ પર મોકલજે. પછી ભલે તે ધંધાદારી ન હોય !'

જ્યોતીન્દ્ર: 'મારી ગેરહાજરી નહિ સાલે. મારી જીભ તમારી વચ્ચે મૂકી જાઉં છું ના !' (અપૂર્ણ)

મૂલરાજ અંજારિયા

# કવિતાની પગદંડીએ

૧ **તમે સાથે રે'જો**–કવિ પાસે હજી વધારે પ્રયત્નો માગી લે છે. પ્રથમ પંક્તિમાં જ એમણે 'મૃદુલ લઈ' લખ્યું છે તેને બદલે 'લઈ મૃદુલ' લખ્યું હોત તો કેટલું કર્ણપ્રિય થાત ? ગમી જાય એવી પંક્તિઓ બારમી અને તેરમી છે. કવિ વિશેષ પ્રયત્ને આથી વિશેષ સુંદર કૃતિ આપશે એટલું તો આ કાવ્ય પરથી સ્પષ્ટ દેખાય છે. ૨ "**ગંગાની સંધ્યા**"માં વિશિષ્ટતા નથી છતાં યે સરળતા છે અને ઘેરી છાયા પ્રસારવાની અસર એમાંથી તરી ઉઠે છે એ એક આશા. ૩ '**જુદા પંથ**' કાવ્યમાં બે વસ્તુઓ છે–એક છે જનાર અને બીજે છે આવનાર. જીવનમાં રહેલા 'વિરોધ'ને આ કાવ્યમાં સરળતાથી વ્યક્ત કરવામાં આવ્યો છે. 'સ્વાતિ'ની આ કૃતિ અહીં પ્રથમ જ પ્રગટ થાય છે તેની જ સાથે એ કૃતિ એની છેલ્લી પંક્તિથી ઘણી સારી આશા આપે છે. ૪ '**કૃતાર્થ**' માનું"માં એક ઉચ્ચ ભાવ છે–હીમને રૂ કલ્પીને કવિ દેશબંધુની સેવા કરવાની ઉન્નત ભાવના સેવે છે–ગાંધીએ કહ્યું છે 'હિમના પર્વતો ખેડી ત્યાં ધાન્ય જ ઉગાડું" પણ આ કવિ તો વાસ્તવિકને અવાસ્તવિક કલ્પનાથી આરોપે છે રૂ–અને સૂતર –અને પછી જરૂરિયાતો પૂરી પાડવાનો આદર્શ એક નાના કાવ્યમાં ઉતરેલા મનોહર ભાવથી આ કાવ્ય આકર્ષક બન્યું છે. ૫ '**માનવી**'માં વિગતતાનો ગુણ તરે છે–આખી પ્રકૃતિ સ્વતંત્ર છે છતાં એક માનવી કેમ બંધનમાં ?

## તમે સાથે રહેજો

તમે સાથે રહેજો મૃદુલ લઈ ભાવો હૃદયમાં,
મીઠાં સ્વપ્નો સાથે જીવનમહીં સાથે ઝઝૂમવા
જહીં આશા ગાજે મધુર ટહુકો કોકિલ ભરે
મીઠી ચંદા, ન્હેણાં, ગીત ઉરભરે શાંતિ સમયે,

અને જ્યારે સૂકા શિશિર તરુએ પક્ષી ન ઠરે,
સૂકાતી શ્રદ્ધામાં સમીપ વસજો શૌર્ય ભરવા,
ખૂટેલી આશામાં સ્મિતથી ભરવા વીજતણખા,
મહાઝંઝાવાતે વમળમહીં નાનું શઢ બની
તમે સાથે રહેજો મુશીબત મહારી સમજવા
તમે સાથે રહેજો જીવનમરણો મૃત્યુજીતના

મને થાકેલો જાણી અમીમય મીઠો અંક ધરવા,
–અહીં તો આવે છે કદીક મૃતગીતો કબરના
અને કોઈ મીઠી અનિલનહરી પુષ્પવનની
વસોને ! અંધારા, પ્રભવ કિરણે દૂર કરવા.

નાનુ દેસાઈ

## આથમતા '૯૯ની સંધ્યા

શોકાવેગે વિકળ નયને શૂન્ય ચિત્તે નિહાળે
અશ્રુભીની ક્ષુધિત જનની કારમી વેદનાને !
હૈયું-હીચું રડું રડું થતાં કલાન્ત સંધ્યા પરાણે
દાબી ડૂમો, કરુણ ડૂસકું, ડૂબી કલાબ્ધિ મધ્યે.

નટવરલાલ પટેલ

●

## જુદા પંથ

તમો જે દિશાથી આવો,
અમારે ત્યાં જ જવાનું:
અહો સોબત તમે મારી,
છતાં એ કેમ થાવાનું ?

અમારા રાહ છે લાંબા.
તમારાથી સદા ન્યારા,
અમારાથી અવાતુ ના
ઉભયના એ દિશે આરા.

તમારાં પંથમાં રૂડાં
ગુલોના બાગ છે ખીલ્યા !
અમારા પંથમાં કાંટા
ઉભાં કૈં બાવળો બ્હીલાં !

પડી સંધ્યા અહીં હાવાં:
જવાની થઈ હવે વેળા.
અમે ચાલ્યાં, તમો આવ્યાં
પ્રણામો આપવાં છેલ્લાં.

અમારે માર્ગ છે કાંટા
છતાં તે પાર છે ન્યારે.
જગત ના એ કદિ જાણે
અનેરૂં એ જ છે બારે !

'સ્વાતિ'

## કૃતાર્થ માનું—

હિમાદ્રિના શોભિત શૈલશૃંગે
શીળા રૂપાળા, રવિ રશ્મિ તેજમાં
ઝબૂકતાં ને ખડકાયલાં ઉચ્ચ
રૂના ગજા શા મૃદુ હિમપુંજ;

થોકે લઇ ભીષણ પૃથ્વીચક્રે
બેસી બનાવું અતિ સૂક્ષ્મ તાંતણા
ને તંતુ તંતુ મિલને બનાવી
વસ્ત્રો શીળા શુભ્ર જ થોક થોકે
ઢાંકી શકું જો કદી વિશ્વનગ્નતા
કૃતાર્થ માનું મુજ જાતને આ.

પુષ્પમ્

## શું માનવી....? ?

ઊડે ખગો મુક્ત દિગંત પંથે,
નાચે મયૂરો વનમાં ઉમંગે;
ઝૂલે તરંગો નિત અબ્ધિઅંકે
ખીલે સુગંધી કુસુમો ધરાપે;-

કિન્તુ અરે, રે! જનભાગ્ય ના શું,
પ્રકૃતિને આંગણે ખેલવાનું ?
શું માનવી એકલ પીંજરામાં
પૂરાઈ રે'વા જન્મ્યો જગે આ!!

આદિત્ય

# સાહિત્ય પરિષદ સંમેલન

વડોદરા ખાતે તા. ૨૫, ૨૬, અને ૨૭, ડિસેમ્બરે ગુજરાતી સાહિત્ય પરિષદનું પંદરમું અધિવેશન ભરવાની તૈયારીઓ ચાલી રહી છે. વયોવૃધ્ધ સ્ત્રી-રત્ન લેડી વિદ્યાગૌરી નીલકંઠની સંમેલનનાં પ્રમુખ તરીકે વરણી થઈ છે. સાહિત્ય વિભાગના પ્રમુખ તરીકે શ્રી "ધૂમકેતુ"ની, કલા વિભાગના પ્રમુખ તરીકે શ્રી કનુ દેસાઇની અને વિજ્ઞાન વિભાગના પ્રમુખ તરીકે શ્રી ભોગીલાલ પટવાની વરણી થઇ છે. સંમેલનના દિવસો દરમિયાન સાહિત્યવિષયક કલાઓનું એક પ્રદર્શન ભરવાની યોજના પણ થઇ છે, ચિત્રો, છબીઓ, શિલ્પ, સિક્કાઓ, વિગેરેના નમૂનાઓ તા. ૧૫-૧૨-૪૩ સુધીમાં "નૂતન ફોટો સ્ટુડીઓ, રાવપુરા, વડોદરા' એ શીરનામે મોકલવા.

સત્કારમંડળના સભ્ય થવા રૂ. ૧૦) લવાજમ રાખવામાં આવ્યું છે. પ્રેક્ષકો માટે રૂ.૨) અને વિદ્યાર્થી પ્રેક્ષકો માટે બનતાં લગી ૧) લવાજમ રાખવામાં આવશે. છેલ્લું સંમેલન ૧૯૧૨માં વડોદરામાં મળ્યું હતું. એ પછી ૩૧ વર્ષ ફરી વડોદરામાં સાહિત્ય સંમેલન મળે છે. સંમેલન માટેના નિબંધો તા. ૧૫-૧૨-૪૩ સુધીમાં સંમેલનના મંત્રીઓને "પ્રાચ્ય વિદ્યામંદિર, ભાષાંતર શાખા, વડોદરા" એ શીરનામે મોકલવા. સંમેલનને લગતી બીજી કોઇ માહિતી ઉપલે ઠેકાણેથી મળી શકશે. સંમેલનના અંગે રંજન વગેરેનો રસિક કાર્યક્રમ યોજવામાં આવ્યો છે.

બહારગામથી આવનાર મ્હેમાનોની ઉતારાની વ્યવસ્થા બનતાં લગી ચીમેલ ટ્રેનીંગ કોલેજ, બ્રાહ્મણસભા હોલ, રાવપુરા શાળા વગેરે સ્થળે થશે. પરિષદનું કામકાજ ન્યાયમંદિર હોલમાં થશે.

વડોદરાની શ્રીમંત સરકારે રૂ.૫૦૦૦) ની ઉદાર રકમ પરિષદ મંડળના અધિવેશન અંગે હાલ તુર્ત મંજૂર કરી છે.

---

# નવાં પુસ્તકો

## ★ પ્રથમ પંક્તિની નવલકથા 'પ્રણય અને પરિણય', નૂતન શિક્ષણ શતાંક, જન્મભૂમિનાં વ્યંગચિત્રો, બંગાળી જીવન અને સાહિત્ય, પરબનાં પાણી.

૧ ડૉ. સુનીલાલ શાહે "પ્રણય અને પરિણય" સમી સામાજીક-કૂટ પ્રશ્નના નિવારણાર્થે અંગુલિદર્શન કરતી આ કૃતિ ધરી, આપણા નવલકથા સાહિત્યમા જરૂર સમૃદ્ધિ આણી છે. આપણા શિષ્ટ સાહિત્યકારોની કલમથી વાચકોએ સમાજના અનેક વ્યવહારુ પ્રશ્નોની છણાવટ કરતી ઘણીયે નવલો વાચી હશે પરંતુ લગ્નજીવન સમા અણઉકલેલ કોયડાનો ઉકેલ નવલકથાના રુપમાં ગૂથવાનો શ્રી શાહનો કદાચ આ પ્રથમ જ સફળ દાખલો આ પુસ્તકમા જોવામાં આવે છે.

બી. એ. થયા પછી વાર્તાના મુખ્ય પાત્ર કિરીટને "લગ્નોત્તર પ્રેમ કે પ્રેમોત્તર લગ્ન"નો કૂટ પ્રશ્ન એના જ્ઞાનવૃદ્ધ યુવાન મગજને, લગ્નસમી કસોટીની ભઠ્ઠીમા તપાવે છે. લેખક એની કુશાગ્ર બુદ્ધિ અને સરળ પ્રવાહી શૈલીથી કન્યાવિક્રય, વિધવા અને પુનર્લગ્નનો પ્રશ્ન, બાહ્ય સ્વરૂપથી મોહમાં પડી જતા પ્રમોદ સમા યુવાનોનો બરબરાટ અને અંતે પરિણમતુ વિષમ વાતાવરણ આપી નવલને દીપાવે છે. સમાજમા વડીલશાહી કે મુરબ્બીપણું ભોગવનારા વર્ગને જ પગલે અનુસરનારા સતીશ સમું યુવાનમાનસ, દુખ, અને આર્તનાદનો ઇતિહાસ રજુ કરતો વિધવાઓનો જટિલ પ્રશ્ન, ક્વચિત સંજોગવશાત પરિણમતી આપણી વિધવાઓની નીતિભ્રષ્ટતા લેખક સૂક્ષ્મ દૃષ્ટિથી વિવિધ પ્રસંગોની સુંદર ગૂથણી દ્વારા બતાવ્યો છે. પ્રમોદ, સતીશચંદ્ર, કિરીટ, પદ્મા અને પુલીનાના પાત્રો આજેય જીવનમા ઠેરઠેર નજરે પડે છે. પ્રત્યેક પાત્ર પાછળ લેખકે કુશળ સમાજશાસ્ત્રીની દૃષ્ટિએ આ નવલકથામા એક "માનવ-કોયડા"નો રામબાણ ઉકેલ માત્ર તટસ્થ ભાવનાપ્રધાન વ્યક્તિ બનીને નહિ પરંતુ આ પ્રશ્નનો બારીક અભ્યાસ કરીને "[illegible]", છે "લગ્નોત્તર પ્રેમ એ જ જીવનમાં બે વ્યક્તિઓના

જ પરિણમે છે. જીવનમા મંગળ વાતાવરણ

ગુજરાતની ગણીગાંઠી ઉત્તમોત્તમ નવલકથામાં 'પ્રણય અને પરિણય' પોતાનું સ્થાન મેળવે છે એટલું નિઃશંક.

૨ નૂતનશિક્ષણનો શતાંક પ્રગટ થયો છે. ગુજરાતી સાહિત્યમાં જુદા જુદા વિષયને લગતાં સામયિકો પ્રગટ થવા માંડયાં. શિક્ષણરસિક માટે તેમજ શિક્ષકો માટે 'નૂતન શિક્ષણ' પ્રગટ થયું. આજે 'નૂતન શિક્ષણ' દસમાં વર્ષમાં છે.

જનતાને એની જરૂર છે તેનો આ જ શતાંક પૂરાવો છે. 'નૂતન શિક્ષણ'નાં તંત્રીઓ શ્રી ચન્દ્રવદન શાહ અને શ્રી હરિભાઇ ત્રિવેદી શિક્ષણશાસ્ત્ર નિષ્ણાત શિક્ષકો છે. એમના પ્રયત્નોએ જ 'નૂતન શિક્ષણ'ને ગુજરાતી શિક્ષણનું આદર્શ માસિક બનાવ્યું છે. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી અને પ્રો. અનંતરાય રાવળ જેવા ગુજરાતના પ્રથમ પંક્તિના વિદ્વાન વિવેચકોના લેખો પણ આ અંકમાં નજરે પડે છે. અમો 'નૂતન શિક્ષણ'ના તંત્રીઓને એ સામયિકના શતાંક પ્રકાશન પ્રસંગે હાર્દિક અભિનંદનો આપીએ છીએ.

૩ ગુજરાતી આલમ 'શનિ'થી પરિચિત છે. શનિની દશામાં માણસ કેવો થઇ જાય છે તેનો સાચો ખ્યાલ ગુજરાતના આ તેજસ્વી યુવાન હાસ્યચિત્રકારની પીંછી પરથી કરી શકાશે. જન્મભૂમિમાં આવતાં કટાક્ષચિત્રો અનેક રાજદ્વારી પુરૂષોને તેમનું વક્રસ્વરૂપ બતાવે છે. શ્રી શનિની પીંછીમાં એ કલા સિદ્ધ છે. હિંદમાં પ્રસિદ્ધ એવાં થોડાંજ વર્તમાનપત્રોમા સચોટ હાસ્યચિત્રો રજુ થાય છે. શ્રી શનિ એ થોડાક હાસ્યચિત્રકારોમા માનવતુ સ્થાન મેળવે છે એની સાબિતી આ હાસ્યચિત્રોનો સગ્રહ છે. ખાસ કરીને ગુજરાતના ગણ્યાગાંઠ્યા કટાક્ષચિત્રકારોમાં શ્રી શનિ પ્રથમ પંક્તિમાં પોતાનુ સ્થાન રાખે છે એમ આ ચિત્રો જોયા પછી ચોકકસ લાગે.

૪ "નવચેતન" જેવા પ્રતિષ્ઠિત સામયિકના તત્રી શ્રી ચાંપશી વિ. ઉદેશી હાલમાં ગુજરાતમાં આવી વસ્યા છે. એમનો કલકત્તાવાસ ઘણા વર્ષોનો છે. એમના ચાલીસ વર્ષના કલકત્તામાં કરેલા નિવાસ દરમ્યાન બંગાળ અને બંગાળીઓને તેઓ સરસ રીતે ઓળખી શક્યા છે. આ પુસ્તકમાં એમણે બંગાળી જીવન અને સાહિત્યનો સુંદર પરિચય આપ્યો છે. એમની લખવાની શૈલી

---

૨ **નૂતન શિક્ષણ શતાંક** તત્રી હરિભાઈ ત્રિવેદી અને ચન્દ્રવદન શાહ, પ્રકાશક નૂતન શિક્ષણ કાર્યાલય, ખપાટિયા ચકલા, સુરત.

૩ **જન્મભૂમિનાં વ્યંગચિત્રો** ચિત્રકાર 'શનિ' મૂલ્ય બાર આના, પ્રકાશક કર્તા પોતે, જન્મભૂમિ કાર્યાલય, મેડોઝ સ્ટ્રીટ, મુંબઈ.

૪ **બંગાળી જીવન અને સાહિત્ય** લેખક શ્રી ચાંપશી વિ ઉદેશી સોલ એજન્ટ, મેસર્સ એનૢ એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઈ. ૨–મૂલ્ય એક રૂપિયો.

ઘણી સરળ અને રસપદ હોવાથી પહેલા પાનાથી છેલ્લા પાના સુધી પુસ્તક વાંચી જવાનો એકધારો રસ જળવાઈ રહે છે.

પ તળપદી ગ્રામ્ય ભાષા, સમાજના અનેક રંગને સ્પર્શતું પાત્ર-નિરૂપણ અને પ્રવાહી શૈલી એ ત્રિવિધ વિશિષ્ટતાથી અધ્યાપક શ્રી ઠાકુરનો આ પ્રથમ વાર્તાસંગ્રહ ગૂજરાતના નવલિકાક્ષેત્રમાં જરૂર આદર પામશે.

સંગ્રહમાં કુલ સત્તર વાર્તા એ પૈકી "સાચુ દિલ", 'કલેવર', 'ઝરૂખેથી', 'ગં. સ્વ. ગંગાબેન' 'પખીનો માળો' 'પરબનાં પાણી', 'ભાઈબીજ ફળી', એ વાર્તાઓમાં સમાજમાં રમતાં અનેક તરવરાટપૂર્ણ પાત્રો વાર્તાને પ્રાસાદિક બનાવે છે.

છતાં કવચિત વાર્તાનું સર્જન અપૂર્ણ હોવા છતાં વાર્તાનો અંત જોતાં એમ લાગતું નથી. કોઈ કોઈ ઠેકાણે વાક્યરચનામાં શિથિલતા જોવામાં આવે છે પરંતુ શલીના બાહ્ય સ્વરૂપમાં લેખકે કુશાગ્ર બુદ્ધિથી ક્ષતિને પાશ્ચાતભૂમિમાં મૂકી દીધી છે

પ પરબનાં પાણી લેખક શ્રી મુરલી ઠાકુર પ્રકાશક, આર આર શેઠની કંપની કિંમત ૨-૯૦ પ્રિન્સિસ સ્ટ્રીટ, મુંબઈ.




સૂચના—'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર, છૂટક નકલની કીંમત આના ચાર. ગ્રાહકોના લવાજમ બદલાના પત્રો અવલોકનાર્થે પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું

કોલમ. 'કવિતા કાર્યાલય.' પાર્ક રોડ. વિલેપારલે.

મુદ્રક-પ્રકાશક—(કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા
'નાદીર' મુદ્રણાલય હવાડિયા ચકલો સુરત

ઘણી સરળ અને રસપદ હોવાથી પહેલા પાનાથી છેલ્લા પાના સુધી પુસ્ત વાંચી જવાનો એકધારો રસ જળવાઈ રહે છે.

૫ તળપદી ગ્રામ્ય ભાષા, સમાજના અનેક રંગને સ્પર્શતું પાત્ર-નિરૂપણ અ પ્રવાહી શૈલી એ ત્રિવિધ વિશિષ્ટતાથી અધ્યાપક શ્રી ઠાકુરનો આ પ્રથમ વાર્ત સંગ્રહ ગૂજરાતના નવલિકાક્ષેત્રમાં જરૂર આદર પામશે.

સંગ્રહમાં કુલ સત્તર વાર્તા એ પૈકી "સાચું દિલ", 'કલેવર', 'ઝરૂખેથ 'ગં. સ્વ. ગંગાબેન' 'પપ્પીનો માળો' 'પરબનાં પાણી', 'ભાઈબીજ રૂણી', વાર્તાઓમા સમાજમાં રમતાં અનેક તરવરાટપૂર્ણ પાત્રો વાર્તાને પ્રાસાદિક બનાવે

છતાં કવચિત વાર્તાનું સર્જન અપૂર્ણ હોવા છતાં વાર્તાનો અંત જોતાં એ લાગતું નથી. કોઈ કોઈ ઠેકાણે વાકયરચનામાં શિથિલતા જોવામાં આવે છે પરંતુ શૈલીના બાહ્ય સ્વરૂપમાં લેખકે કુશાગ્ર બુદ્ધિથી ક્ષતિને પાશ્ચાતભૂમિમાં મૂકી દીધી છે

૫ પરબનાં પાણી લેખક શ્રી મુરલી ઠાકર પ્રકાશક, આર આર. શેઠની કંપની કિંમત ૨-૮-૦ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

સૂચના-'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર. છૂટક નકલની કીમત આના ચાર. ગ્રાહકોના લવાજમ, બદલાના પત્રો, અવલોકનના પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું :

કોલક, 'કવિતા કાર્યાલય,' પાર્લે રોડ, વિલેપારલે.

મુદ્રક-પ્રકાશક:—(કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા
'ગાંડીવ' મુદ્રણાલય, 'હવાડિયા ચકલા, સુરત.



જાન્યુઆરી-ફેબ્રુઆરી : ૧૯૪૪ : અંક : ૬–૭

## કાવ્યદેવીને

હે કાવ્યદેવી !
વસુંધરાની નગરી મહીં રહી
સહી સહી અંતરની વ્યથાઓ
ને જિંદગીને સગડી બનાવી
ધીખી રહી કષ્ટકાષ્ઠથી

ને શાંતિ કાજે
તારી દિરો કલાત પદે પધારું
આજ, સ્તવું મંગલ મંદિરે હું :
ને સૂર તેના જગને સુણાવું
ગુંજારવે હું વિસારું વ્યથાને
ને ઠારતો હું સગડી મહીંનો
પ્રચંડ તાપે ધીખતો જ અગ્નિ

(પ્રતિમા માંથી)

કૌલક

તંત્રીમંડળ
ઇન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કૌલક

# કવિતા કાર્યાલય : વિલેપારલે

# જન્મભૂમિ શબ્દરચના હરીફાઇ

## શિશિર વ્યૂહ ૭૬

બંધ તારીખ
૨૨મી
ફેબ્રુઆરી

એકંદર ઈનામો
રૂા. ૫,૦૦૦
પહેલું ઈનામ
રૂા. ૨૪૦૦
૧૨ માસીક હપ્તાથી,
અથવા એકીસાથે
રૂા. ૨૦૦૦
પ્રવેશ ફી ૧૨ આના

સાચો ઉકેલ
૨૭મી
ફેબ્રુઆરી

"હરીફાઇ"

જન્મભૂમિ હરીફાઇને લગતી સત્તાવાર અને સંપૂર્ણ માહિતી દર રવિવારે આપતુ, હરીફાઇને લગતા આપના પ્રશ્નો, ઉત્તરો, ઉકેલ, દલીલો વગેરેની વિવિધ દૃષ્ટિએ ચર્ચા અને રજુઆત કરતુ સાપ્તાહિક—



: લવાજમ :

૧૨ માસ રૂા. ૩-૦-૦
૬ માસ રૂા ૧ ૬ ૦
વાર્ષિક ગ્રાહકને
સુંદર ભેટ પુસ્તક

આ ઉપરાંત બીજા સંખ્યાબંધ નાના—મોટા ઈનામો અને આકર્ષણો



વધુ પ્રવેશપત્રો માટે મોટી રકમનુ બોનસ તેમજ આકર્ષક ભેટોની યોજના

હરીફાઈ —ને લગતી કે પણ માહિતી માટે અમને મળો અથવા અમારા રોકડ પાવતી એજન્ટોને મળો

૧૦૦ કરતા વધુ સ્થળોએ એજન્સીઓ આપેલી છે વ્યૂહવાર પ્રવેશપત્રો, રોકડ પાવતીઓ, વગેરે માટે તમારી નજીકના કોઈ પણ એજન્ટને મળો—અથવા અમને નીચેને સરનામે લખો

જન્મભૂમિ હરીફાઈ
પો. બો. નં ૬૯૨
૧૭૮, મેડોઝ સ્ટ્રીટ,
ફોર્ટ મુંબઈ

# ક ★ વિ ★ તા

તંત્રીઓ .
ઇન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : ડોલક

વર્ષ : ૩ અંક : ૬–૭ – જાન્યુ–ફેબ્રુ : ૧૯૪૪ સળંગ અંક ૩૦-૩૧


## ભોમિંગ ઉછેરજો

(અમેરિકન ઐધ્ના કેસ્લર જોલ કૃત 'એવરી ચાઇલ્ડ' ઉપરથી ઉદ્‌ભાવિત)
ગુલબંકી]

બાળબાળિકા દરેક ભોમિયૂં ઉછેરજો
ઝાડનૂં, ઉછંગ શીત ઝાડછાયનૂં;
ઝાડપાન મર્મરંત ને સ્ચત ચંદ્રકો
સરે નૃતંત ગેલમાં કલોલતૂં;
ઝાડશાખ થંગનંત ઘોડલે ચડી, ઉચે
વિશાળ- લોચને અભોમ સક્રૂ કૈંક કલ્પતૂં;
ઝાડ ફૂટતાં નવીન ટેશિ ફૂલ ટેટડા
સુગંધિના 'સુહાગિ રંગ રૂપ સ્વાદ માણતૂં,
ઝાડબધુ વાઢ–ખેતું ભોમિયૂં ઉછેરજો.

બાળબાળિકા દરેક ભોમિયૂં ઉછેરજો
વારિવ્હેનના પવિત્ર ઊજળા કલોલનૂં;
કંઠ હરિત–ભૂખરા વચે, સૂર્યચંદ્રતારલા નિચે
મંદ–વેગિલા સદાતરંગિ લોલ ખેલનૂં;
છીછરાં હસંત વ્હેન, સાંકડા કુદંત વ્હેન,
વિપુલપાટ ભવ્ય વ્હેન, અકળતાગ ગેબિ વ્હેન,
વ્હેળિયાં, ધુના, લઘુકથી મહાન સરિતવ્હેન;
કૂપ વાપિકા તડાગ,—સર્વના સુહાગિ રંગ
રૂપ તોર હર્ષરોષ ભોમિયૂં ઉછેરજો.

# જન્મભૂમિ શબ્દરચના હરીફાઇ

## શિશિર વ્યૂહ ૭૬

બંધ તારીખ
૨૨મી
ફેબ્રુઆરી

એકંદર ઈનામો
રૂા. ૫,૦૦૦

સાચો ઉકેલ
૨૭મી
ફેબ્રુઆરી

પહેલું ઈનામ
રૂા. ૨૪૦૦
૧૨ માસીક હપ્તાથી,
અથવા એકીસાથે
રૂા. ૨૦૦૦
પ્રવેશ ફી ૧૨ આના

"હરીફાઇ"

જન્મભૂમિ હરીફાઇને લગતી સત્તાવાર અને સંપૂર્ણ માહિતી દર રવિવારે આપતુ, હરીફાઇને લગતા આપના પ્રશ્નો, ઉત્તરો, ઉકેલ, દલીલો વગેરેની વિવિધ દૃષ્ટિએ ચર્ચા અને રજુઆત કરતુ સાપ્તાહિક—



: લવાજમ :
૧૨ માસ રૂા ૩-૦-૦
૬ માસ રૂા ૧-૧૨-૦
વાર્ષિક ગ્રાહકને
સુંદર ભેટ પુસ્તક

આ ઉપરાંત બીજા સંખ્યાબંધ નાના-મોટા ઈનામો અને આકર્ષણો



વધુ પ્રવેશપત્રો માટે મોટી રકમનું બોનસ તેમજ આકર્ષક ભેટોની યોજના

હરીફાઈ—ને લગતી પણ માહિતી અમને મળો અમારા રોકડ પાએજન્ટોને ૧૦૦ કરતા આપેલી છે. પ્રવેશપત્રો, પાવતીઓ, માટે તમારી કોઈ પણ એ મળો—અથવા અમને નીચેને સરનામે લખો

જન્મભૂમિ હરીફાઈ
પો. બો. નં ૬૭૨
૧૭૮, મેડોઝ સ્ટ્રીટ
ફોર્ટ

## હત્યાની હથેળીમાં

ધડાકો બોમનો ધાતા, તૂટ્યા રસ્તા તડોતડ
ઊંચી ઊંચી મહેલાતો ઊડીને ગાર્ગમા પડીઃ
વટેમાર્ગુ કંઇ નાઠા, દગાયા તે રહ્યા ગડી
કાળી ચીસો રહી ઘૂમી નિર્દોષોનાં ઘરોઘર
સંબધી તો મળે શાના ? સ્વજનો યે ના સાંપડયા
માતાઓથી પડી છૂટા સંતાનો કયાક આથડેઃ
ઘરો ખુલ્લા, દુકાનોને મૂકીને હુગ્ગિઆસરે
કંઇ આખા, કંઇ અર્ધાં કુટુમ્બો ચાલી નીકળ્યાં.

માતા, બૈરી અને બીજાં સંતાનો ચાર લેઇને
પ્હેરેલે લૂગડે એક વેપારી વા'ણુમા ચડયો
'ઠેરો' આવ્યો નવો સાદ–જાણે કે બોમ ઉછળ્યો—
રસ્તા વચ્ચે રહી રોકી સત્તા પેલા કુટુમ્બને.
એના બે વર્ષના નાના પુત્રના અંગઅંગમા
માતાના હાથ ફૂટયા'તા છિદ્રો પાચપરુ ભર્યાંઃ
દેખીને કાયદો આવ્યો વચ્ચે કાલપતંગશો
'કાઠે એને મૂકી દ્યો કાં સાતે યે સાથ ઊતરો.'

એકમેક જૂએ સામું શબ્દો ના જીભ ઊંચકે
મુક્તિનું મૂલ્ય શું જાણે જીવેલા મૃત્યુઆંચકે ?
હત્યા કેરી હથેળીમા મૂકી માસૂમ છોકરું
કાંડાના લગરો કાપી ગોઝારું વા'ણુ ઊપડયુ.

ઇંદુલાલ ગાંધી

.(મો નવલરામ ત્રિવેદીનુ આ કાવ્ય પૃથ્વીમા છે એ 'પૃથ્વી'ને પણ એવી
ડેળચડી બનાવી છે કે 'પ્રચલિત પૃથ્વી'નુ પ્રતિબિમ્બ એમા સ્પષ્ટ જણાય ! એ કાવ્ય
ર પાછુ શ્રી જ્યોતીન્દ્ર હ દવેનુ ટિપ્પણ છે નેં કે, ટિપ્પણ નથી પણ કઇક માગણી
શ્રી નવલરામને બીજુ કોઈ ન જડયુ ત્યારે શ્રી જ્યોતીન્દ્રને કાવ્ય વાચવા
કલ્યુ ! શ્રી જ્યોતીન્દ્રે એ પ્રાથના ભેગા સ્વાથના થોડાક શબ્દો ટાચ્યા સનમની
.ાધમા' નીકળનારા તો મે ઘણા જેયા છે પણ આ 'અસ્રાની શોધમા' નીકળનાર
ને સાહિત્યસ્વામીઓને જોઈ મને આનદ થયો છે એ બન્નેના લખાણો નીચે આપ્યા
આ કવિતા વાચ્યા પછી કોઈને જે આ અસ્તરો મગાવવાનુ મન થાય તો તેમણે
। નવલરામ ત્રિવેદીને અરજી કરી જણાવવુ અસ્રો એક જ આવવાનો છે અને
ાગણી ઘણી થશે માટે જે વહેલો તે પહેલો ! સાથે સાથે એક હકીકત એ પણ છે કે
ા બન્ને મહારથીઓ એ અસ્તરાનો ઉપયોગ કરી લે પછી અસ્તરો કામ નહિ આપે
। તેની જવાબદારી અરજી કરનારને શિર રહેશે—કોલક )

પ્રભો ! તુજ કને બહુ જન કરી ગયા યાચના;
નૃસિંહ નાગરતણી હુંડી સ્વીકારી, મામેરુ, ને
વિવાહ, વળી હાર, શ્રાદ્ધ—ભગત જાણી કીધેલ તે.
મીરાં ગરલ પાન તે અમૃત કીધ આણી દયા,
મયા કરી બચાવીઓ ગજ, સુખેથી તે ગ્રાહના;
અજામિલ ઉગારયો યમદૂતોથી નારાયણ

સ્તુતિ તુજ કરૂં અતિ દીન બની પ્રભુ ! દાસ હું,
અને અતિશ નમ્રે હું વરતણી કરૂં યાચના—
નહિ ધન, પશુ નહિ, નહિ જ પુત્ર કે દાર ના,
ન આયુ, નહિ ધામ, ના પદવી, મોક્ષનું કામના.

પરતુ દિનરાત જે સતત શાપ રૂપે વધે,
અને નવ હઠે, કરૂં દિનદિને ભલે દૂર જે—
તે દાઢીમૂછવાળ એક વખત કરૂ દૂર, કે
ઉગે ન બીજી વાર, દે સરસ એહવો અસ્તરો.

**નવલરામ ત્રિવેદી.**

તમારી પ્રાર્થના, સરસ અસ્રો, ફરી દાઢી ઊગે જ નહિ એવો, મોકલાવી
ાપવાની, વાચી હજામતના અનુભવ પર તો હું એક આખ [illegible] સ્તક રચવાનો

## રાધે, તું બડભાગિની !

(શાર્દૂલવિક્રિડીત)

રાધે, તું બડભાગિની ! નીરખતાં જે જે જનો તે વદે
ભોયે આરમપાંણુમાં ખચિત એ છીપોતણા ચિત્રને. '



જામી'તી ઘનઘોર વાદળઘટા વ્યોમે, ફરી ને ફરી
કાળા નાગની જીભજેમ ચપળા થાતી છતી ના થતી,
ત્યાં તો દક્ષપ્રજાપતિક્ષયસમે શંભુતણા તાંડવે
બાજંતા મુરજાદિ દુંદુભિસમા ગાજે ઘનોઃ ને, કહે
ગોપો ગોકુળગામના, મુદિત થૈ બંસીસૂરે નાચતાં
"આજે તો ત્રમઝુટ આભ તૂટશે, વાળો સહુ ધેનને"
પાછેની રળિયામણી વનઘટામાહિ મહુ એ સરે.



ઊઠી વે'લી પરોઢિયે ગઈ હતી રાધાય લૈ ધેનને,
કાલિન્દીતટપરની હરિત્ જે કુંજો, તહિં ચારવા.
દીઠું ત્યાં ઘનઘોર આભ, ડરતી વર્ષાતણા પૂરથી
દોડી આવી તટે ઉભી રહી કહે રાધા સહુ ગાયને,

---

વિચાર કરતો હતો. તમારા અનુભવ મારા જેવા જ લાગે છે. હવે તો એમ થાય છે કે એક બાજુની હજામત કરી રહીને બીજી બાજુ બોડવાનું શરૂ કરીશું એટલે પહેલી બાજુ ફરી દાઢી તૈયાર થઈ જશે. સત્યનારાયણની કથામાંની લીલાવતી કન્યા પેઠે એ રાતે નથી વધતી એટલી દહાડે વધે છે. ને દહાડે નથી વધતી તેટલી રાતે વધે છે. સ્ત્રીઓની મને આટલા પૂરતી જ અદેખાઈ આવે છે. પણ હશે, દાઢી ન હોત તો આપણે હાથમાં અસ્ત્રા પણ ક્યા ઝાલવાના હતા? એટલી યે આપણી વીરશ્રી જળવાઈ રહી છે તે આ દાઢીને લીધે એમ ધારી મન વાળું છું. તમે માગ્યો છે એવો અસ્ત્રો મળે તો કામ પૂરું થયે મને જરૂર મોકલી આપશો. અથવા એવા બે અસ્ત્રા જ મંગાવશો. તમારા કાવ્યની ગતિ પણ ખડબચડી દાઢી પર ફરતા અસ્ત્રાના જેવી જ છે! અને શબ્દોનું ઉચ્ચારણ પણ વાળ કપાતા હોય એવો ભાસ કરાવે છે. મહાકાવ્ય તે એનું જ નામ.

જ્યોતીન્દ્ર દવે.

'આમા'વો અલિ કાબરી, સરજુડી, ગંગા, અરે નન્દિની,
રેવી, ત્યાં છટકેલ શી રહી ઉભી, રે વાહ, તું તો ભલી!"
ને—ધીમે નીરમાં સરે મધુરવે બોલાવતી ધેનુને
કાળા મેઘસમા વિશાળ ઢળતા છુટ્ટા મુકી કેશને,
કાલિન્દીજલસાથ હોડ રમતાં આવી તટે દોરતી
ગાયોને વૃષભાનગોપદુહિતા વિદ્યુત્સમી મેઘની.

●

તે કાલે, વનરાઈમાં કરી રહ્યા નૃત્યો મયૂરો બહુ
ધીમેથી ડગ માંડીને, લળી લળી કંઠોતણા ભંગથી
ઘૂંટી મિષ્ટ રવો, ભરે વન બધું કેકાતણા ઓઘથી,
ને, પાસે સહુ ગોપ કા'નમુરલીનાદે બન્યાં મત્ત, ત્યાં
દીઠું કૌતુક એક—

નીરમહિંથી આવી ઊભેલી તટે,
રાધા કેશકલાપ લૈ કરમહિં નીતારતી મૌક્તિકો
વારિના ધરણીપરે, મુરલીના નાદો સુણીને વદે,
"નક્કી હ્યાં ઘનશ્યામ"—સ્નિગ્ધ નયનો દોડાવતી ચો'દિશે
ને, જ્યાં દૃષ્ટિ મળી રહી ઉભયની—રાધા અને શ્યામની
ત્યાં એ સૂર ગયો શમી મુરલીનો, અદૃષ્ય 'શ્યા શ્યામ, ને
ગોપો આકુળ થૈ કહે "અરર! હે! ક્યાં કાન? આ શું થયું?"

સૌની દૃષ્ટિ વળી તટે જહીં ઉભી છે મુગ્ધ રાધા, અને
પાસે કાજળશામળા નિતરતા કેશેથી વારિકણો
ઝીલે છે રસમસ્ત મોર મુખમાં, ભગી કરી કંઠની
છીપાવંત જુગોતણી તરસને; જાણે ન પામ્યો કદી
તૃપ્તિ જે વરષાતણા લહી લહી વારિકણો, આજ એ
નિશ્ચે મુક્ત થયો ભવોભવતણી જાણે તૃષાથી જ તે!

અન્તે ક્ષોભ લહી સ્વબાંધવતણો કેકી રુપે શ્યામણે
કેકા એક મહિં મધુ ગજવિયો વેણુતણો નાદઃ ને
આશ્ચર્યે નિરખે છ ગોપ સુણી એ રાધાતણા કેશથી
નીચે સર્સરતાં કણોઃ જલતણાં ઝીલંત એ મોરને.

"જોયો 'લ્યા તહિં કાન ! વાહ શિખિનું શું રુપ ધાર્યું ભલા
લીલા આ નવલી જ, રંગરસિયે જૂઠે ઠગારે રચી !"
આવું કૌતુકલીન મુગ્ધ મનથી બોલી ઉડયા ગોપ સૌ.

કાલિન્દી પણ કૈંક થંભી, નિરખી, સૌભાગ્ય રાધાતણું ભાગ્ય, જે,
ઈર્ષ્યાથી જળતી વદે, 'ગજબ આ રાધાતણું ભાગ્ય, જે;
પીએ છે રસનાથ શ્રીહરિ સ્વયં વારિસ્રુતું કેશથી,
ચૌદે લોકતણોપતિ ધરી રહી આ રુપ કેકીતણું !—'
ચાલી એ—પુરજોશમાં કળકળી ડહોળાયલાં અંતરે,
ચાલી એ—ઉદધિ કને, "કહું નકી આ વાત હું સ્વામીને,
માણ્યું ના કદિ નાથ, મેં જીવનમાં આવું," વદીને વળી
ચાલી એ, લખ ઊર્મિએ ઉછળતી ક્ષારબ્ધિ પાસે ધસી.

ત્યારે તો ઘનવાદળો પણ કરે પ્રસ્થાન એ સ્થાનથી
ઊંડા અંતરકોણમાં છુપવતા આ વાત આશ્ચર્યની.
ધાયા—સત્વર એ હિમાચલ ભણી, જ્યાં ગૌરી ને શંકરે
છોડી દ્વૈત, અખંડ પ્રેમરુપમાં આત્મા કીધા લીનઃ ત્યાં
દોડયા એ કથવા કથા અવનવી આ ગોપ બાલોતણી,
જોઇ જે યમુના તટે;
                    ક્ષિતિજપે જાતાં જરા થંભીને,
"રાધે, તું બડભાગિની !" ગડગડયાં વાત્સલ્યથી એ સહુ.
વ્યાપ્યો એ ધ્વનિ સૌ દિગંત ભરીને, વર્ષા વહીયે બહુ.
આજે તો વદતાં જનો, નિરખીને ભીંતે રચ્યા ચિત્રને,
'રાધે, તું બડભાગિની !'[૧]—

ઊર્મિલા દવે

---

[૧] વૃંદાવનમાં એક ભવ્ય હવેલીની ઓશરીની આરસની ભીંત પર ઘીપનું રચેલું એક ચિત્ર છે. તેમાં રાધાના કેશકલાપમાંથી પાણી ટપકી રહ્યું છે ને એક સુંદર મયૂર પોતાના ચંચુપુટમાં ટપકતાં પાણીના બિંદુઓને ઝીલી રહ્યો છે એવું બતાવ્યું છે. ચિત્રની નીચે આ એક શ્લોક લખેલો છે.

રાધે, તું બડભાગિની ! કિન્હીં તપસ્યાં કીન?
ચૌદલોકતીન ભુવનપતિ સો હિ તુમરે અધીન॥

રૂપના કાવ્યનું ઉદ્ભવસ્થાન આ શ્લોક છે. ઊ. દવે

# अस्मदीयम्

## ★ 'ગુજરાત વિદ્યાપીઠ' સ્થપાય તોયે વડોદરા સંમેલન સાહિત્યના ઈતિહાસમાં અમર રહેશે: લેખકમિલનની સ્થાપના.

### વડોદરાનું સાહિત્યસંમેલન

વડોદરાનું સાહિત્ય સમેલન ગુજરાતને ગૌરવ અપાવે એટલું ભવ્ય હતું એની કોનાથી ના કહી શકાશે? 'ન્યાયમંદિર'માં માનવમહેરામણ ઉલટયો હતો! ત્રણ ત્રણ દિવસનું વડોદરાનુ વાતાવરણ એટલું તો જણાવતું હતું કે ગુજરાતી સાહિત્ય સંમેલન ભરાયુ છે મુન્શીજીની દૃષ્ટિએ તો એ સમેલન સફળ છે, અપૂર્વ રીતે સફળ છે. અમે પણ માનીએ છીએ કે ખરેખર સંમેલન સફળ થયુ હતું અને સાફલ્યનો કીર્તિકળશ છે 'ગુજરાત વિદ્યાપીઠ' અંગેનો ઠરાવ!

દીવાન સાહેબ નિબંધ વાચે, ન્યાયમૂર્તિઓ વ્યાસપીઠ પર બીરાજે, અમલદારોની અને અધિકારીઓની ભભકભરી હાજરી અને પોલિસનો બન્દોબસ્ત–પછી એ ભવ્યતાની ખામી કયાથી હોય? ભાષણો થયા, નિબધો વંચાયા, ઠરાવો ઘડાયા, ઘસાયા, પલટાયા, ભરસભામા વચાયા અને ગવ વિના પસાર થયા અને થવાયા! એક જ 'ગુજરાત વિદ્યાપીઠ' અંગેનો ઠરાવ પણ સક્રિય પ્રવૃત્તિની પ્રેરણા આપશે તો યે આ સંમેલનની સફળતા અપૂર્વ રહેશે એટલું કહેવુ જોઇશે.

### સંમેલન અને મુન્શીજી

સંમેલન સામે કોઇને જ વિરોધ નથી પરિષદના વિરોધીઓ પણ સંમેલનમાં હાજર હતા. સંમેલન એટલે મુન્શીજી! મુન્શીજી એટલે સંમેલન! પણ એમાં ગુજરાતના મોટા ભાગના સાહિત્યકારો હાજર હતા પછી સમેલન માત્ર મુન્શીજીનું કેમ કહેવાય? મુન્શીજી તો વ્યવહારુ અને કુશળ વ્યક્તિ છે! આટઆટલા અસંતોષ અને વિરોધો પરિષદને લીધે અને પરિષદ સામે છે છતાં સંમેલનમાં હાજરી આપનાર કોઈ એમ તો કહી શકે કે સમેલનમા તો બધાનો સાથ હતો! સાચી વાત-છે. સૌનો સાથ હતો. મુન્શીજીની કુશળતાએ જ અનેક દુખદ પ્રસગો બનતા અટકાવ્યા. શ્રી અનંતરાય પટ્ટણી અને શ્રી હરસિદ્ધભાઈ જેવાને વિષયવિચારિણી સમિતિની બેઠક છોડી જવું પડે એવા પ્રસંગો ઊભા થતા પણ

## સંમેલનની વ્યવસ્થા

સંમેલનની વ્યવસ્થા સામે કોઈ કોઈ ખૂણામાંથી અસંતોષના સૂર જાગ્યા છે. પણ અમને લાગે છે કે જે મેદની ત્યાં ઉલટેલી તે અપેક્ષા બહારની હતી એટલે ગમે તેવી સુવ્યવસ્થાને પણ એકવાર અવ્યવસ્થિત કરી શકે એવી શક્તિશાળી હતી મહેમાનોની વ્યવસ્થા પણ ઘણી સારી રીતે થઈ હતી અને એ બદલ અમો એ ભાઈઓનો આભાર માનીએ છીએ! એ વ્યવસ્થામાં બેશક ક્યાય ક્યાશ રહી ગઈ હોય પણ તેને માટે કોઈ જ જવાબદાર નથી. વડોદરાવાસીઓએ તો બહારગામથી આવેલા ગુજરાતીઓનો હાર્દિક સત્કાર કર્યો હતો એમાં શંકા નહીં.

## લેખકમિલન સ્થપાયું

સંમેલનની સાથે સાથે લેખકમિલનની સ્થાપના થઈ ગઇ છે. નવીન લેખકો ભેગા થયા અને તેમણે માત્ર મળવાના શુભ ઇરાદાઓથી એ સંસ્થા (બંધારણ રહિત)ની સ્થાપના કરી છે. એમાં ચાળીસ પચાસ જેટલા જાણીતા લેખક ભાઈઓ હાજર હતા. એમણે વરસમા એકવાર મળવાનુ તેમજ એક વાર્ષિક પ્રગટ કરવાનું નક્કી કર્યું હતું. અમે એ લેખકમિલનને આવકારીએ છીએ. લેખકભાઇઓ સ્નેહથી મળે તે આવકારદાયક છે. માત્ર જે તત્વો ઝગડા ઊભા કરે છે, દ્વેષ ઉત્પન્ન કરે છે, કંઇક મુશ્કેલીઓ ઊભી કરે છે એવાં તત્વોથી એ ભાઈઓ દૂર રહે એટલું જ જોવાનું છે.

## રંજન કાર્યક્રમ

સંમેલનના વ્યવસ્થાપકોએ ત્રણે દિવસ રાતે રજન કાર્યક્રમો ગોઠવ્યા હતા. પણ અહીં તો આગારે જે કાર્યક્રમનો ઉલ્લેખ કરવો છે તે બીજા દિવસનો. એમાં કવિદર્શ્યો હતાં. હેમચંદ્રાચાર્યથી માંડી કલાપી સુધીનાં કવિદ્રશ્યો બતાવવામાં આવ્યાં હતાં. વિચાર ખરેખર નાવીન્યવાળો હતો પણ એમાં ખામી ભરપૂર હતી. પશ્ચાદ્‌ભૂમિકામાંથી જે બહેન ગીતની પંક્તિઓ ગાતા હતાં તે સુંદર મધુર ગવાની હતી. પછી શ્રી રમણલાલનું નાટક આવ્યું. નાટકના તો ઢંગધડા લાગતા નહોતા પણ એક નિષ્ફળ નાટકને સફળ કરવામાં ભજવનાર કેટલો સુંદર ભાગ ભજવે છે તેનો દાખલો શ્રી રમણલાલનાં પુત્રી સુધાબહેને આપ્યો. એ નાટકમાં બીજી મુખ્ય ભૂમિકા લેનાર બીજાં બહેન શ્રી ધારેખાનનાં પુત્રી હતા. સુધાબહેનને તો વારંવાર અભિનંદન આપીએ છે. ગુજરાતની રંગભૂમિ પર ચીકાર મેદની વચ્ચે જે છટાથી–ધૈર્યથી–શ્રદ્ધાથી અને કળાથી એમણે રજુઆત કરી હતી તે વડોદરાના સમ્મેલનમાં હાજરી આપનાર માટે ચિરસ્મરણીય છે. એ બહેનોને અમારાં અભિનંદન!

★

## દૂઝતા ઘાવ

[ ખાંયણાં ]

જે દિલમાં લગની નથી કોઇ કળાની
તેહતણી જિંદગાની
સમજવી એળે ગઇ.

નગરમહીં ફરતા તે વનેચર જેવા
ઊંઘ અને પેટસેવા
મહીં જે રચ્યા રહ્યા.

ગર્ભવતી તણો મોઝ કશો વણઝાને?
બચપણની વિધવાને
સંસારનો ઓરતો!

કાગળનો ગજ શી પેર સાકળ તોડે?
કિલ્લાના પત્થર ફોડે
પહાડ સમોવડા!

શો સ્વાદ માણે જે ખાય લક્કડના લાડુ?
સાકરકેરું ગાડું
ભલે હોય હાંકતા!

સાંભળી કથની યુસુફ ને ઝુલેખાની?
વામિક ને ઉઝરાની
જાણી પ્રીતિપાત્રતા?

રોમિયો ને જ્યુલિયટના પ્રેમપ્રસંગો
આબેખાબ્લો અંગો
જોયાં નાટકો તણા!

કો મજનૂં વિણ ખોજ કરે લયલાની?
તેહની સુંદરતાની
કરે પૂજા કો બીજું?

'કોહકની' ફરહાદ તણી હતી કેવી?
સુંદરતાની દેવી
શીરીનનું શું થયું?

રંગરથઝોખાં નામના મેળવનારા
પાત્રધારા નટ પ્યારા,
પાત્રો ક્ષણવારનાં!

શું જાણે દુઃખ પ્રેમના બંધકેરું?
જે નહિ પ્રેમપંખેરું
ફસાયું જાળમાં!

દૂર છુપેલા સ્નેહીતણી સૈયાદી,
આશકની બરબાદી,
બયાબાન દશ્કનું

તડપે છે એક જાન અજલને ધાટે,
ગેરુ ગરમને માટે
બીજો તલસી રહ્યો.

એક પ્રદેશમાં હાહાકાર છે જ્યારે,
અન્ય પ્રજામહીં ત્યારે
વિજયના ઉત્સવો!

દીધુ ધાલી ધમસાણ અદાવતે આડી
કાસળ નાખી કાઢી
મહોબતનું મીઠી.

ક્યાં છે સુરાહી, ક્યાંય શરાબી સાકી?
આફતથી અકલાકી
રૂંધાય છે આરઝૂ.

પતીલ

# મૂળરાજવાણી

★ ભાઈ મૂળરાજ અંજારિયાની આ વાણી કવિતારસિકોને ખૂબ ગમતી જાય છે. શ્રી અંજારિયા પણ હવે નિયમિત લખવાના જ છે. ગયા અંકમા અમે જણાવ્યું હતું તે જ ફરી પાછું જણાવીએ કે અમારા નીચેના સાક્ષરમિત્રોને પ્રભુ સો સો વર્ષનું આયુષ્ય આપે. પણ માત્ર કલ્પતાની રંગભૂમિમાં લેખક કેવું નિરીક્ષણ કરીને સચોટ કલ્પના કરે છે તે જ આ લેખમાં જોવાનું છે.

---

મસ્તફકીરઃ 'મારી મૃત્યુનોંધનુ કટીંગ મને જરૂર મોકલજો.'

❦

શયદાઃ 'ફ્રિક એ–ગઝલ મે યારો લાગીર હૂઆ હૂ ઇતના
આખિર કઝાને મેરે બિસ્તર ટટોલ ડાલે.

(ગઝલની ફિકરમા મિત્રો, હું એટલો સુકાઇ ચાલ્યો કે મૃત્યુએ મારી પથારી ફંફોળવા માડી ત્યારે એને હું જડયો પણ નહિ!')

❦

સાભળદાસ ગાધીઃ 'ડોકટર, શુ મને મરડો થયો છે! જરૂર કોઇએ બંગાળ મોકલવાનો બાજરો ભૂલથી મને ખવડાવી દીધો હશે.'

❦

એમના ડોકટરઃ તમારી પહ્મી જોતા તો એ પત્રકારત્વનો મરડો હોય એમ જણાય છે.

❦

ન્હાનાલાલઃ 'આર્ય નગરીના ગ્મગસિયાઓ,
સુર લોકના સાદ સભળાય છે મને,
સાચવજો આપણાં સંસ્કાર આર્યત્વ...'

❦

ખબરદારઃ 'મારા નાથ! તું આવ્યો કે! ચાલ, આ 'લખેગીતા' પ્રેસમાં દઇ દઉ, પછી આપણે ચાલીએ.'

❦

ડુગરશી સંપટઃ 'છાપું કાઢવા માગો છો? જાવ, લેખો પૂરા પાડવાની જવાબદારી હું લઉં છું.'

કોલકઃ "મારી ચિતા સંધ્યાકાળે જ સળગાવજો."



રતુભાઈ દેસાઇ "મારી છેલ્લી ઘડીએ મને 'ઇન્દુ રજનીનું' લખાણ નાટક રૂપે જરૂર ભજવી બતાવજો.



ઇંદુલાલ ગાંધી. 'મારા મોઢામાં પાનની પટ્ટી મૂકજો. જીંદગીભર પાનની દુકાને બેસી કવિતા લખવામાં પાન ખાવાનું જ ભૂલી ગયો છું એટલું છેલ્લુ કામ !"



પતીલઃ 'મને બળશો નહીં. દાટીને કબર કરજો તો ધરતીમાં બેઠા બેઠા પણ મારી ગઝલો કરીશ.'



મૂળરાજ અંજારિયા. 'મને લેવા આવ્યા છો ? ગિર્વાણ ગિરાને 'તજકણો'ની જરૂર પડી કે શું ?'



ધૂમકેતુઃ 'ટાઢા પડી ગએલા તણખા, તમને ફૂંકારવાનું તો રહી જ ગયું.'

કોઈ પણ તંત્રી 'આજે કેટલા વી. પી. પાછાં વાળ્યાં ?'



તેનો કારકૂનઃ 'રોજ ચાલી આવતી કવિતાઓથી બમણી સંખ્યામાં.'



પાઠકઃ 'ઘણી તકો ગૂમાવી છે. આ હીરા જેવી તક હવે હાથથી નહિ જવા દઉં.'



મેઘાણીઃ 'કૃપા મૃત્યુ, ભલે લાવ. તમારા પ્રદેશનો થોડો પરિચય આપોને- પછી જોઇ લ્યો મારી કલમનો ચમકાર.'



ચાપશી ઉદ્દેશીઃ હાય નવચેતન ! તને જિંદગીભર મેં ચેતન આપ્યું પણ તે મને એકકે વાર ચેતન ન આપ્યું ?



બાદરાયણઃ પ્યારી ! મેં તને કદિયે મારા હાથમાંથી જિંદગીભર છોડી નથી! તું જ મારી જીવનભરની સાથી ! મારી રાતદિનની વાતો સાંભળનાર-ચાવી ! તને મારી આખરી સલામ !...

(શ્રી બાદરાયણ હમેશાં ચાવીનો ઝૂડો પોતાના હાથમાં જ રાખતા હોય છે.)



ગુલાબદાસ બ્રોકરઃ 'લતા, હવે શું બોલે ?

## ઇન્દુ, ઓ! ઇન્દુ!

('કોઇ કહેશો'માં સાહિત્યકારોને થતી ટકોરો વાંચી શ્રી પિનાકિને અજાણીમાં શ્રી ઇન્દુલાલને ઉદ્દેશીને નીચેની ટકોરમય પદ્યપંક્તિઓ અમને મોકલી છે. તંત્રી)

૧

કીર્તિદાનાં ઘેન ચડાવી,
જીવનનાં જલ ઉર સીંચાવી;
શતદલની સૌરભ મહેકાવી,
ક્યાં જઈ સંતાયા?

૨

ખંડિત મૂર્તિ સર્જનહારા!
ગોરસીના મધુ રસ પાનારા!
અંધકારની વચ્ચે જઇને
શું કૈં અટવાયા?

૩

આંધળી મા તો યાદ કરે છે,
નીરૂ પણ ફરિયાદ કરે છે,
બાહર ભાણી સાદ કરે છે
શાને મૌન ધર્યાં?

૪

કવિતાની ઉષા જ્યાં ટમકી,
સુહિણીયે ચાલી ગઇ ચમકી;
ત્યાં ત્રિપુટી કવિઓની ઝમકી,
ક્યાં ઇન્દુ તો યે?

'પિનાકિન'

---

હીરા મહેતા: "મેં વિવેચનનો ઇતિહાસ લખ્યો. અફસોસ! મને પાઠક કોઠજ મળ્યો!



સુંદર બેટાઇ: પ્રોફેસર થયો. પણ પાટલુન તો મેં નહિ જ પહેર્યું–એ જ મારો સંતોષ."



મસ્તફકીર: "મારા શબને કેળાંવાળી બેડી હોય તે ગલીમાં થઇને લઇ જજો."



રમણલાલ દેસાઇ: "પ્યારી નવલકથાઓ! મેં તમારું સર્જન કર્યું. હવે તમને આર. આર. શેઠને સોંપી જાઉં છું."



રાયચુરા: "શારદા, તારી સેવા સદા મેં કરી. મારી તે કરી નહિ. ખેર! બીજાએ તો મારી કદર કરી!"



વિજયરાય: "મારા સ્મરણાર્થે એક માનસી મંદિર બાંધજો!"
મરતાં પહેલાં મને એક રાજીનામું આપવા દો!



વિશ્વનાથ: "મારા જતાં હે પવિત્ર વિવેચન! તારું શું થશે?"

## સ્મૃતિ

[ગુજરાતના સાહિત્યજગતમાં અને ચીનેસૃષ્ટિમાં સુપ્રસિદ્ધ એવા એક કવિતારસિક કવિતાલેખક પત્રકારમિત્રનું આ ગઝલકાવ્ય પ્રસિદ્ધ કરતાં અમને આનંદ થાય છે. પ્રેમની વેધકતા સાથે જવામર્દીની તાકાત તેમાં તરવરી ઊઠે છે. લેખકનું નામ પ્રસિદ્ધ કરવા કરતાં તેમની કલમને અવકાશે અહીં ભવિષ્યમાં પ્રગટ કરવા અમારો ઇરાદો છે.–તંત્રી]

"હૈયામહીં તસ્વીર તારી હેતથી જોયા કરું,
ને રોજ તારી યાદને હું આંસુથી ધોયા કરું!
ફક્ત તારી બંદગી, છે જીંદગી ગાવી હવે,
છે જીંદગી આસુ ભરેલી ખાખ થઇ જાવી હવે!
તારા સુંવાળા સ્નેહના સૌ મોણલાં સૂનાં પડયાં,
સ્મરણો તણા દર્દો બધા સાગર થઈ હેલે ચઢયાં!
હું એકલો, અટૂલો બનીને આથડું ભવરણ મહીં,
ઢૂંઢવા મથળે છતા પણ તુ જડે કયાંયે નહીં!
સ્મૃતિઓ તણા ઢગલા બધા તુજ સાથ વિણ સૂકા થયા!
આંખો સૂકાઈ ના પૂરી ત્યા હૃદયના ભૂકા થયા!
આહ આહલેકની ઉઠે, પૂછે રૂદન તું કયાં વસે?
તું કયા હશે? તું શું હશે? તારૂં થયું પણ શું હશે?
મૃત્યુ માહરું ત્યા થજો, જ્યા વાસના તારી મરી!
એ સ્વર્ગ તું યે પામજે જ્યાં વાસના મારી ઠરી!
અભિષેક મારી રાખના મુજ મૃત્યુ તુજ સ્વર્ગે ધરે!
ને રુદનનાં સંગીન મહુ પછી રાખ છો ગાયા કરે!!

"મેઘશ્યામ"

ટિપ્પણ :

પ્રિયતમા આળરી છે જીવન માટે શકમદ છે પ્રિયતમ અનુભાર ઝલાઈ ગયો છે. પ્રિયતમા જીવનની ફિલસુરી અને આત્માના ઐકયના ચિરજીવીપણાનુ મહત્વ અને ગૌરવ સમજાવે છે પિયુને સ્નેહભર્યું મધુર શીતળ આશ્વાસન આપે છે। પિયુને મીઠાશથી રીઝવવા કોશીષ કરે છે 'મરી જાઉ તો એક એવુ સ્મૃતિકાવ્ય લખજે કે મને સ્વર્ગમા પણ સંતોષ થઈ જાય" કહેતી કહેતી રીકડુ હસે છે પ્રિયતમનુ હૈયુ ઉભરાઈ આવે છે મૃત પ્રિયાને સ્મૃતિ આપવા કરતા એના જીવન કાળના અધીર અંતિમ

ને—

## મસ્ત હું વર્તમાને

ભૂલી જવા ચાહું અતીત આજ હું,
અતીત જેણે મુજ રમ્ય સોણલાં
રેળી દીધાં ધૂળ, ખીલી ન ખીલી
આશાકલિ ત્યાં ભરખી લીધી એ
નૈરાશ્યની લૂ વરસી પળે પળે,
દીધા સ્મૃતિદંશ અસંખ્ય મર્મમાં
અને ગઝી ઘા પર લૂણ જેવું
કર્યાં કર્યું નફ્ફટ અટ્ટહાસ્ય!

એ ભૂતનું ભૂત દઉં દબૂરી
આજે હવે અંતરના ઉંડાણમાં,
ને ભાવિના ભર્ગ વરેણ્ય ધીમહી
ઝંખી ધપું મંગલ ધ્યેય પંથે!

હું મસ્ત, ભલા મસ્ત હું વર્તમાને
અતીતથી થાઉં હતાશ શાને?

"નૈતમ"

## ગરીબ હું

ગરીબ હું ?
ગરીબ હું,
ગરીબનો ગરીબ હું,
વિશાળ વિશ્વવૃક્ષનું
હિણાયલું છું પર્ણ હું.

★

ગરીબ હું—
ન માનવી, ન દાનવી;
બધાંય ડારતાં મને,
બધાંય તુચ્છકારતા,
ન કોઈને કહું કશું,
ગરીબ હું.

★

બિમાર છું—
દવા મને—હવા મને,
"નહીં, નહીં, મરો તમે"
ન માનવીની લાગણી
ન ઠક્કનીય માગણી—
સિવાય જે સતામણી
ગરીબ હું.

★

ગરીબ હું—
જીવું છ હું ?
જીવું છ હું-જીવું છ હું—
શ્રીમંતને સજાવવા—
અમીરને નભાવવા
પૂજારીઓને પૂજવા—
સમાજદંડ આપવા
કુરાજ્યને ટકાવવા,
જીવું છું હું,
ગરીબ હું.

★

ગરીબ હું-
સ્વમાનનેય ભૂલતો
બધયને હુલાવતો
ન કોઈનેય ડારતો
ચુકાવું દામ બેવડાં
ગરીબ હું—

★

ગરીબ હું—
બધીય યાતના સહું
છતાંય કાં જીવું છ હું ?
ગરીબ હું.

★

જીવું છ હું
જીવીશ હું
યુગોથી ને યુગાન્તરે
પડે અનેક પાટું તોય
માથું મારું ના નમે.
જીવું છ ને જીવીશ હું
ગરીબ હું.

## તારી છબી—

મન્દાકિનિ, તરલ વારિતરંગલીલા
સામે સમુદ્રતટથી સરતી સુમન્દ.
વ્યોમે શશી પૂનમનો ચઢતો પ્રસન્ન,
આકર્ષતો ઉદધિના ઉરને હિલોળે.

તારો પ્રિયે નીલમ સાળુથકી પ્રફુલ્લ
આકર્ષતો હૃદયને સુખપૂર્ણ ચંદ્ર;
હૈયે થીજ્યાં પ્રણયના સુપ્રશાન્તવારિ
તેમાં ધીરે ભરતી પ્રેરત ભાવનાની.

હું જાણતો, શશીતણું દિલ પત્થરોનું
ના, ના, દ્રવે તલસતું નિરખી ઉરાબ્ધિ,
કેવો છતાં ઉદધિ તો નિજ પ્રેયસીનું
હૈયે રહે ઝુલવતો પ્રતિબિમ્બ સ્નેહે?

જાણું સખી નવ ઉરે નવ સ્થાન પામું,
તોયે મહા હૃદયથી રટતો છબી તે.

રમણલાલ પાઠક

## માવઠું

હિમજળ સરિતાના મૂક ઔત્સુક્યપેર્યાં
શિશિર વિટપ ડાળે શુષ્કતા પાંગરેલી.
વિમલ વિલયકેરો, દગ્ધ સૌંદર્ય સૂતું
ફરી ગઇ પડી વર્યાં બે ઘડી માવઠાની.

## પ્રબોધ

## સંચય –

★ હિંદી કવિતામાં અશ્લીલતા–રૉબર્ટ રેન્ડનું અવસાન– 'ગઝલ શું છે?'–સર્જનનાં બે અર્ધાંગો – પ્રથમ કવિસંમેલન.

### હિંદી કવિતામાં અશ્લીલતા

કાશીથી નીકળતા સાપ્તાહિક 'આજ'નાં ૨૨ નવેમ્બરના અંકમાં ફૂલેશ્વરી દેવી હિન્દી સાહિત્યમા પગપેસારો કરતા અશ્લીલતાનાં તત્વની ઠીક ખબર લે છે. કવિતાસાહિત્યમા શૃંગારરસના ઓથાં નીચે ઉદ્ભૂત થતી અવિચારી કામુકતાની ઝાટકણી કાઢતાં ફૂલેશ્વરી દેવી લખે છે કે હિન્દી કવિતામાહિત્યમાં નગ્ન કામુકતાનું તાંડવ જોવામા આવે છે. ફૂલેશ્વરી દેવી જે વ્યાખ્યાઓ લગાવે છે તે ચમચમતા છે કારણુ કે તે સાચા છે, પ્રમાણિક ગુસ્સાને કારણે એક તંદુરસ્ત માનસના એ ઉદ્ગાર છે ખોટી વિનયશીલતાથી જો એ વ્યાખ્યાઓને આટલા સચોટ બનવા ન દીધા હોત તો તે કદાચ આટલા અસરકારક ન લાગત. ફૂલેશ્વરી દેવીના અર્વાચીન માનસને આવી કોઈ વસ્તુ બાધ કરતી નથી તે જાણીને અમને સંતોષ થાય છે.

સૌથી પ્રથમ 'મારકો' નામની કવિતાનાં કવિ મહાશય 'રમણુ'ની પંક્તિઓ ફૂલેશ્વરી દેવી ટાંકે છે. એ પંક્તિઓ ટાંકીને ફૂલેશ્વરી દેવી લખે છે· "મુઝે શર્મ આતી હૈ, હિન્દીકી કવિતા પુસ્તકમેં એ પંક્તિયાઁ દેખ કર." જે પંક્તિઓને ટાંકવાની હિંમત ફૂલેશ્વરી દેવીએ કરી છે એ નરી બીભત્સ, ગલીચ પંક્તિઓ છે. કોઈ પણ સરકારી માણુસને એ પંક્તિઓ વાચીને જુગુપ્સા ઉપજે. ફુલેશ્વરી દેવીએ એ પંક્તિઓ ટાંકવા સરખી હિંમત કરી છે એ બદલ એમને અભિનંદન. શ્રી રમણુની કવિતાગ્ચનાની અહીં યોગ્ય આંકણી છે. પોતાની જાતને આ પ્રકા- ની રચનાનાં જોર ઉપર કવિ કહેવરાવવા માટે એમની આવી જ હિંમત વી જોઈએ ને!

આ પ્રકારના અન્ય કવિઓમાં કવિ પંતની રચના ઉપર ફૂલેશ્વરી દેવી લખે કે આ કવિ તો વળી વાત્સાયનનાં કામસૂત્ર સુધી જાય છે. એમની કોઈ એક વિતામાં તેઓ ધોબીઘાટ ઉપર ધોબી અને ધોબણુનાં શૃંગારનૃત્યને ચીતરવા જાય છે. ફૂલેશ્વરી દેવી લખે છે કે મેં 'પુકાર'ની ફીલ્મ સિવાય ધોબી

અને ધોબણનું શંગારતત્વ કશે જોયું નથી. એટલે કે આ એમનું એમની વર્ણનશક્તિના નમુના રૂપ દેખાતું ચિત્ર વાસ્તવિક નથી.—જ્યારે કવિમહાશય તો જે બારીકાઈથી આ ચિત્ર દોરે છે તે ખરેખર આશ્ચર્યજનક છે. ન જોવાની વસ્તુઓ કવિએ જોઈ છે એટલે !

શ્રી 'નિરાલા' તો સ્વભાવે પણ ખરેખરા નિરાલા જ છે, કારણ કે એમને તો પરદેશી અવસના સ્ત્રીદેહ જોવાની લાલસા છે અને આ વસ્તુ ઉપર એમની કવિતાનો કાવ્યપ્રવાહ દેખા દે છે. 'દૂર દેશસે કોઈ વામા' એમ કરીને એ શ્રીયુત કવિતા શરૂ કરે છે. ફૂલેશ્વરી દેવી લખે છે: "નગ્ન સ્ત્રીદેહ જોવાને ઉત્સુક એવા કવિને હું શું કહું !" એમને ફૂલેશ્વરી દેવી 'નિરાલાજી' કહીને જ વિરમે છે.

ત્યાં વળી કોઈ એક પ્રગતિવાદી કવિ નરેન્દ્ર નજર સમક્ષ ખડા થાય છે. એમનામાં પણ કંઈ કળાની ખોટ નથી. પ્રગતિવાદી રહ્યા ને ! એમની બાબતમાં એમની કવિતામાં આવતી નાયિકા પણ એમના ચાચલ્યને અનુરૂપ છે. ઈલાહાબાદી કવિ 'અંચલ'ને ફૂલેશ્વરી દેવી 'અખાડીયા' કહે છે, કારણ કે એ કવિ પોતાને ચુંબન લેવાની બાબતમાં બહુ હોશિયાર વર્ણવે છે. શ્રી 'અજ્ઞેય'ને તો એક 'નિરાલા ખેલ' પસંદ આવી ગયેલ છે. અને એ ખેલ ખેલવા માટે એમની કવિતા નાયિકાને નોતરે છે. કંગાળો આવી જાય એ સ્વાભાવિક છે. ફૂલેશ્વરી દેવીએ અહીં જે વર્ણુંસંકરતા' બતાલાવી છે તે સર્વથા શોચનીય છે. કવિ કે કાવ્યનાં નામને એ લજાવે છે. કોઈ પણ દેશનાં કવિતાસાહિત્યમાં આવુ તત્વ સ્થાન પામી શકે નહિ. સંસ્કૃતસાહિત્ય કે અંગ્રેજીસાહિત્યમા આવતા શૃંગાર યા પ્રેમતત્વથી આ વસ્તુ તદ્દન અલગ રહે છે. શૃંગારરસથી કે એવા જ પ્રેમનાં ચંચલ ઉદ્ગારોમાં કાલિદાસ કે બર્ન્સ જેવી ઉદાત્ત મનોવૃતિ જોઈએ છે કે જે કોઈ પણ વખતે અસુંદર તત્વને પોતાની વાક્યાવલીઓમા પેસવા દેતા નથી. સોનાની ધૂળની મહી લઈને દીવાને હારવાનો પયત્ન કરતી શરમાળ યક્ષ સુંદરીનો યત્ન **भवति विफल प्रेरणा चूर्णमुष्टि:** કહીને કવિ કાલિદાસ વિફલ બનાવે છે. પણ એ શ્લોક તમે વાચો ત્યારે પેલું યક્ષ સુંદરીનું ચિત્ર તમારા મન ઉપર દરે છે. પણ એ રચનાનાં કવિ તો કાલિદાસ છે. રઘુવંશનો પદબંધ રચતા એમને પોતાની મતિ અલ્પવિષયી લાગે છે.

ફૂલેશ્વરી દેવીનો અંગુલિ નિર્દેશ અત્યંતઃ પ્રશસનીય છે. અમે તેમને પુનઃ અભિનંદીએ છીએ. અસ્તુ.

રોબર્ટ રેન્ડનું અવસાન

તા. ૧લી નવેમ્બરના Indian P. E. Nના અંકમાં નીચેની નોંધ આવે છે. કલકત્તા થાંયના U. S. O. W. I.ના ૨૫ વર્ષની યુવાન વયના મચાલક Robert Randનું અકસ્માતથી મૃત્યુ નીપજ્યું. એમણે થોડા દિવસ પૂર્વે જ કલકત્તામાં એક હિન્દી કવિઓ સમક્ષ 'Passage to India' નામનું Walt Whitmanનું કાવ્ય વાંચ્યું હતું. Robert Randનું એમ કહેવું હતું કે અમેરિકાનું એ સર્વશ્રેષ્ઠ કાવ્ય છે. કારણ કે અમેરિકામાં રહેલી વિશ્વબંધુત્વની ભાવનાને એ કાવ્ય વ્યક્ત કરે છે. એમના વિશેની આ નોંધ ઉપરથી એમ ફલિત થાય છે કે Robert Rand એટલી નાની વયે પણ પ્રમાણિક માનસ ધરાવતા બુદ્ધિશક્તિવાળા સમજુ અમેરિકન હતા. હિન્દુસ્તાનને જાદુગરો અને મદારીનો પ્રદેશ માનનારાઓની સરખામણીમા આવા સમજુ પરદેશીનાં વિશે ઉલ્લેખ આવે ત્યારે આપણને ગહન મળતી હોય તેવું લાગે છે. એમના મૃત્યુથી એક તંદુરસ્ત માનસના સહાનુભૂતિ ધરાવનારા વિદેશીની આપણને ખોટ પડે છે. કવિતામા એમને રસ હતો એ પ્રસ્તુત છે.

જીવનલાલ દવે

'ગઝલ' શું છે?

'ગઝલ' એ છંદનું નામ નથી ગઝલ, એ કાવ્યનો એક પ્રકાર છે એ મૂળ અરબ્બી શબ્દ છે અને એનો અર્થ પ્રેમયુક્ત ભાષામાં અથવા કાવ્યરૂપે બોલવું એમ થાય છે. તે શબ્દના ક્રિયાવાચક નામ તરીકે 'મુગા ઝેલત' એ રૂપમાં એનો અર્થ સ્ત્રીઓ જોડે પ્યાર અથવા તો તેમની જોડે જુવાનીમા ભોગવાતી મઝાઓ સબંધી વાતચીત કરવી વધારામાં એવું પણ કહેવામા આવે છે કે 'ગઝલ' નામનો એક માણસ હતો તેણે પોતાની આખી જિંદગી સ્ત્રીઓ જોડે મોજમઝા માણવામાં ગુજારેલી, તે ઉપરથી એવી મઝા વર્ણવનારા કાવ્યને 'ગઝલ' નામ અપાયેલું.

(ગુજરાતની ગઝલો) કૃ. મો. ઝવેરી

સર્જનનાં બે અર્ધાંગો

લેખકનું બળ તેની લેખણમાં કે વક્તાનું બળ તેની જીભમા નથી તેટલું તે શ્રોતાઓ–વાચકોની સહાનુભૂતિ પર-પ્રતિધ્વનિમા રહ્યું છે. સર્જનનુ એક અર્ધાંગ ઉચ્ચારણ (એક્સ્પ્રેશન) છે તો બીજુ અર્ધાંગ સહાનુભૂતિવાળી સહૃદય-પ્રજાનું ગ્રહણ (રીસેપ્શન) છે દાખલા તરીકે કવિતા અને સંગીતનો મુકાબલો કરીશું તો કવિના વિચારપ્રધાન સર્જન હોવાથી તેનુ ગ્રહણ ધીરે ધીરે અને

કળા હોવાથી તેનું ગ્રહણ એકદમ અને મોટી-સંખ્યામાં થઈ જાય છે. સામી બાજુ સંગીતની અસર સ્થાનિક અને તત્કાળ પૂરતી છે. કવિતા, ઉચ્ચ કવિતાની અસર સાર્વત્રિક છે અને લાંબા કાળ લગી ટકે છે. મને, મારી કૃતિઓને પ્રતિધ્વનિ મોડો મળવા માંડયો છે તે જાણીતી હકીકત છે. હવે એ પ્રતિધ્વનિ કેટલો વધે છે અને ફેલાય છે તે આપ સૌના હાથની વાત છે. સર્જકની ફરજ ઉચ્ચારણ(એકસ્પ્રેશન)થી જ પૂરી થાય છે.

સૂરત બ. ક. ઠાકોર

**પ્રથમ કવિસંમેલન**

સાબરકાંઠાનો દલપતવંશનો ઋણાનુબંધ આજનો નવીન નથી. સાબરકાંઠાના મારા સંબધને પાંચમો દાયકો ચાલે છે. દલપત સંબંધને દસમો દાયકો ચાલે છે. અમે સાદરે હતાં ૧૯૦૨માં; કવીશ્વર દલપતરામ સાબરકાંઠામાં ઘૂમતા ૧૮૫૨માં, ૧૮૫૨માં ઈડરમાં દલપત ફારબસે કવિઓનો મેળો ભર્યો હતો. ઈડર મહારાજે કવિઓની રાજમહેમાની કીધી હતી; ફારબસે રાજરીતે કવિઓને સિરપાવો બક્ષ્યા હતા; દલપતરામે કવિબંધુઓનું કવિતાશોભતું સ્વાગત કીધું હતું, અને પછી નિજ ફારબસ વિલાસમાં ચિરસ્મરણીય કાવ્યરિપોર્ટ લખ્યો છે. એ આપણા નવયુગનું પ્રથમ કવિસંમેલન.

નાનાલાલ દલપતરામ કવિ

**ગુજરાતને મળનારાં બે મહાકાવ્યો**

કવિશ્રી ખબરદારના 'મનુરાજ' નામના અખંડ પદ્યમાં લખાતા મહાનાટકના સમાચાર તો ગુજરાતભરમાં જાણીતા થયા છે. એમણે એ નાટકની દસબાર હજાર જેટલી પંક્તિઓ લખી નાંખી છે. અને અમે પોતે પણ એ મહાનાટક વાંચ્યું છે. બીજા કેટલાક સુપ્રસિદ્ધ વિદ્વાનોને પણ એ મહાનાટક જોવાની તક કવિશ્રીને ઘેરે જતાં સાંપડી છે. એક બાજુ આ મહાનાટક લખાઈ રહ્યું છે ત્યારે બીજી બાજુ કવિશ્રી નાનાલાલ 'હરિદર્શન' નામનું મહાકાવ્ય લખી રહ્યા છે. હરિદર્શનમાં કવિશ્રીનો ઈરાદો એને ચાલીસ પચાસ હજાર લીટીઓનું મહાકાવ્ય બનાવવાનો છે.



આપના ઉપકારો તો, લાખ લાખ થયા હશે,
પ્રત્યુપકાર તણા ઉંડા હૈયે કોડ થયા હશે.
ચરણપૂરી નમાન હું તો ગઈ,
દડવથી અસમર્થ બની ગઈ,
નવ કરી શકું પ્રત્યુપકાર હા,
અતઃમા પ્રિય કેવળ ભેટ આ
કહી નિર્દોષ બાળાને, પતિને ખોળલે ધરે,
અલ્પ ભેટ ગણી પતિ, સંતોષ મનમાં ધરે

નવાઈલાલ પંડ્યા

## ચોર

જોઈ તારી મૂરત મધુરી સ્નેહ સૌંદર્યભીની
મેં તો માન્યું તુજ સમ હશે કોઈ ના ચારુશીલા;
કિન્તુ હાવાં સમજાયું પછી ચોરની ચોર તું તો:
જે ધીમેથી ખુબ ચુપકીથી ઉરને યે પટાવી
ચોરી લે ને ઉપરથી મને 'ચોર કહીનો' કહેતી.

"પ્રશાંતિ"

## જીવનકળી !

ભલા ઓ બાલુડા! જીવનકળી તારી વિકસશે,
જતે કાળે એનું કુસુમ સુરભિવંત ફુલશે,
અને મીઠી ખુશ્બો મઘમઘ થશે વિશ્વ ભરશે,
પિતામાતા તારાં , સફળ ભવફેરાય ગણશે

હતું સ્વપ્નું એ તો કંઈક શરદો દૂર દીસતું,
હિસાબે તું તારા જનકજનનીનો ઘડપણે,
અને તારી પાસે નવ ધન બીજું, પેટ ભરવું,
દીધેલું હૈયે આ શરીર આદનું એ જ ધન છે.

જગે ઝંઝાઓની વિપુલ ઝડીઓ નિત્ય વરસે,
"બાળુ તારું આ તન નહિ ઘડી ત્યાંય ટકશે,"

## પૃથ્વીયજ્ઞ

(મનહર)

ભોળાનાથ કહે "ચાલો પાર્વતી હે! ઝટ ઊઠો
મૃત્યુલોકે જઈ અતિ આત્માનંદ લેવો છે."
ઉમા કહે "જાઓ ભાગી, તમે કે દી' થયા રાગી
અનેરો આનંદ ત્યાગી, મોહમાં ફસાવું છે?"
"ઉમા! સુણી હૈયાને પૂરું, ચાહું હું શું તમારૂં બૂરૂં?
પૃથ્વી પરે સોનાયુગકેરા મંડાણ છે;
ધૂમ્ર જુઓ યજ્ઞકેરો, અભ્ર છાઈ દે છે—કેવો
અને વેદમંત્રોચ્ચાર, કહ્યું અથડાય છે."
"નાથકેરી ઈચ્છા જહીં, સાથ નક્કી મારો તહીં"
કહી એમ નંદી પીઠે બેસી, નીચે ઉતરે ત્યાં—
ભયધ્વનિ ભૂંગળાનો વિમાનોના હલ્લા સામે,
સુણી તુર્ત લેવા બન્ને આશ્રયે લપાય છે.

ઉસાભાઈ હો. દેસાઈ

## પતિને ભેટ

નહોં હતુ સુરૂપ હા, લફરૂ ટાપટીપોતણું,
અને નવ હતું કંઇ અધિક જ્ઞાન કર્તવ્યનું,
ગ્રહી કર તમે મને નવિન દ્રષ્ટિ આપી નકી,
હતી અબુધ હું છતાં, સરળ પ્રેમમાર્ગો થકી.
સંસારયાત્રા મહીં સાથ લીધી,
ઓ નાથ! આપે ઉરનાં નિમંત્રણે,
દેવીપદે પ્રેમથી સ્થાપી દીધી,
આનંદ છોળો મુજ ઉર ઊછળે.
સંસ્કાર સિંચન કરી ઉજળી બનાવી,
આદર્શ પંથ પગદંડી તમે બનાવી,
આ જિંદગી સફળ થઈ; સઘળા તમારા,
ભૂલી શકીશ નહીં હું ઉપકાર વહાલા.

આપના ઉપકારો તો, લાખ લાખ થયા હશે,
પ્રત્યુપકાર તણા ઉંચા ઢુંગે કોટ થયા હશે.
ચરણપૂજી સમાન હું તો રહી,
હૃદયથી અસમર્થ બની ગઇ,
ન કરી શકું પ્રત્યુપકાર હા,
શરણમાં પ્રિય દેવળ ભેટ આ
કરી નિર્દોષ આત્માને, પતિને ખોળલે ધરે,
અલ્પ ભેટ ગણી પત્નિ, સંતોષ મનમાં ધરે

સવાઈલાલ પંડયા

•

## ચોર

જોઇ તારી મૂરત મધુરી સ્નેહ સૌંદર્યભીની
મેં તો માન્યુ તુજ નમ હશે કોઇ ના ચારુશીલા;
કિન્તુ હાવા નમજાવુ પડી ચોરની ચોર તું તો
જે ધીરેથી ખુબ ચુપકીથી હૃદને યે પટાવી
ચોરી લે ને ઉપરથી મને 'ચોર કહેનિ' કહેતી.

"પ્રશાંતિ"

## જીવનકળી !

બાવા ઓ બાબુડા ! જીવનકળી તારી વિકસશે,
જતે કાળે એનું કુસુમ સુરભિવંત ફુલશે,
અને મીઠી ખુશ્બો મઘમઘ થશે વિશ્વ ભરશે,
પિતામાતા તારાં , મહૂળ ભવફેરોય ગણશે

હજુ સ્વપ્નું એ તો કંઇક શરદો દૂર દીસતું,
સુણો તું તારા જનકજનનીનો ધડપતો,
ને તારી પાસે નવ ધન બીજું, પેટ ભરવું,
કાપેલું હૈવે આ શરીર અદનું એ જ ધન છે.

જગે ઝંઝાઓની વિપુલ ઝડીઓ નિત્ય વરસે,
'વાળુ તારૂં આ તન નહિ ઘડી ત્યાંય ટકશે,

## ચર્ચાપત્ર

**★ "કવિવરને પણ મારી વિનંતિ છે કે હવે શેષ આયુમાં માત્ર અધિકારી શ્રોતાવર્ગ સન્મુખ જ તેમનો વાણીપ્રસાદ તેઓએ પહોંચાડવો."**

ગૂજરાતના કવિકુલભૂષણ શ્રી ન્હા. દ. કવિ પાટણની સાહિત્ય સભાના આમંત્રણને માન આપી તેના પ્રથમ વાર્ષિકોત્સવ પ્રસંગે પાટણ પધાર્યા હતા. તેમના આગમનનો મુખ્ય હેતુ "પાટણનું કીર્તિમંદિર" નામના તેમના ભાષણનું જાહેરમાં વાચન–એ હતું. કવિવર લોકહૃદયમાં સ્થાન પામી ચૂકયા છે, છતાં તેમનું વ્યક્તિત્વ લોકોત્તર છે, એટલે અનધિકારી શ્રોતાવર્ગ પાસે તેમને ઊભા કરવા એ અત્યંત ઓછી બુદ્ધિનું જ કામ હતું. કવિવરના કેટલાક ઉત્તમોત્તમ સંશોધનયુક્ત ભાષણો પૈકી આ પણ એક હતું. ગૂજરાતીઓ માટે તો અપૂર્વ એવી તેમાં સામગ્રી ભરી હતી, છતાં તેમાંના પાંચ દસ વાકયો પણ કવિવરની અણીશુદ્ધિ હ્રદયગાળી સ્પષ્ટતાએ છેક પાસે બેઠેલાઓએ પણ સાંભળ્યાં કે કેમ તે કહી શકાતું નથી. પણ એ બધામાં વિચિત્રતા એ હતી કે સ્વાગતાધ્યક્ષ પાટણના સર્વશ્રેષ્ઠ વિદ્વાન મુનિવર શ્રી પુણ્યવિજયજી પોતાનું ભાષણ–પ્રારંભમાં લગભગ સવા કે દોઢ કલાક સુધી કરતા રહ્યા. ને ત્યાર બાદ તેઓશ્રી ધાર્મિક કે એવા બીજાં કોઇ કારણે સભામંડપ છોડીને ચાલ્યા ગયા. તેમની જોડે જ લોકોએ જને પડવાની પેરવી કરી ને છેક છેલ્લી ઘડી સુધી. ભાષણ કરવાનો ખરો વખત સ્વાગતાધ્યક્ષે પાટણના ગ્રંથભંડારોની પ્રશસ્તિમાં પૂરો કર્યો. અધારું થયું–વાળુ વેળા વીતી જવા લાગી–લોકોએ પોતાના મહેમાન પ્રત્યેનો અનાદર પ્રકટ કરવા લાગ્યા. જાણે મુખ્ય વક્તા જ પુણ્યવિજયજી હતા–ને કવિવર લટારો કરવા જ આવ્યા હતા–એવી છાપ પડી.

મને થયું કે ગૂજરાત કદી પણ સંસ્કારવન્તુ થશે કે આવું જ ચાલવાનું ? ટાગોરના બંગાળમાં અને નાગુચીના જાપાનમાં–આવી હાલત કદી પણ કોઇએ કલ્પી છે ? અરે, મૈથિલીશરણ માટે પણ કોઈ હિંદીભાષી–ભારતમાં આવી અવદશા સ્વપ્ને પણ ન વિચારી શકે.



તૈયાર છે !—

## દુહોઇ–નોકર–સતી અનુસયા !!

જેણે તમોને

### ઘર કી લાજ તથા ઘરસંસાર

જેવાં સુંદર સંસ્કારી ચિત્રો આપ્યાં—

હવે એક અનોખી ભાત પાડતું.....

### સનરાઇઝ પીકચર્સનું

અણમોલું ચિત્ર

# મા–બાપ

વાર્તા
મોહનલાલ દવે

ડીરેકશન
વી. એમ. વ્યાસ

— ભુમિકા. —

વીણા, નઝીર, યાકુબ, જગદીશ, દીક્ષીત.
મજીદ, અમીર કર્ણાટકી, કલ્યાણી, મીરજા
મુશરફ, રાજકુમારી, શુક્લ વી. વી.

ઈમ્પીરીયલ હક્ક માટે લખો—
વર્લ્ડશાઈટમ જમનાદાસ–ચાંદુ એન્ડ–કંપની
ત્રીભુવનરોડ, કીશનમહાલ—મુંબઈ ૪.

મનરાઈઝનાં આગામી આકર્ષણો—

(૧) ગોલ્ડ (૨) શિવ–ભીક્ષા

# કવિતા ક્યાં ક્યાં વંચાય છે?

## થોડાંક ગામ અને શહેરોનાં નામો

| | | | |
|---|---|---|---|
| જૂનાગઢ | લખતર | વિલેપારલે | ઇડર |
| વઢવાણ | કાનપુર | ઘાટકોપર | મુંબઈ |
| વિજલપુર | વલસાડ | કાંદીવલી | અમદાવાદ |
| સોરથા | અંજાર | મલાડ | કલકત્તા |
| ભીલાપોળ | હાલોલ | અંધેરી | પુના |
| ખડવેલ | રાંદેર | સાન્તાક્રુઝ | નવસારી |
| પ્રેમપુર | બોરડી | જોગેશ્વરી | સૂરત |
| મોરબી | ઠાણા | રાધનપુર | ભરૂચ |
| આમોદ | બીલીમોરા | ઉમરેઠ | જામનગર |
| કડોદ | ડાકોર | મહુવા | વડોદરા |
| તલંગપુર | પાલીતાણા | મોટા આંકડિયા | ભાવનગર |
| સચીન | ન્યુડીસા | કામરેજ | નૈરોબી |
| નડિયાદ | વાંસદા | અઘાર | કરાંચી |
| દેગામ | કરાડી | કાલોલ | રાજકોટ |
| પારડી | મરોલી | જામસલાયા | ન્યૂયૉર્ક |
| આણંદ | મહુધા | રાણપુર | મદ્રાસ |
| ઉમરાયા | નંદરબાર | વેસ્મા | હૈદ્રાબાદ |
| જોડિયા | કુરાલ | બાલાસિનોર | પોંડીચેરી |
| ઝાલરાપાટણસિટી | દાહોદ | વર્ધા | હલ્દવાની (યુ. પી) |
| (રજપૂતાના) | ધ્રાંગધ્રા | મોગરી | નગોરા |
| અંકલેશ્વર | આકોલા (બહાર) | પેટલાદ | (યુગાન્ડા) |
| મીઠાપુર | હિંમતનગર | કેનાનોર | ——— |

# ક * વિ * તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

વર્ષ : ૩ : અંક : ૮ માર્ચ : ૧૯૪૪ સળંગ અંક ૩૨


## સ્વ. કસ્તુરબાને–

(માંડ)

જીવનદીપ બૂઝાઇ ગયો ને બા રે! થયાં તમે દૂરઃ

માતા હતાં તમે ચાલીસ કોટિનાં એક ભારતને દ્વાર,
દૂર થતાં તમે આજ રડે સૌ પ્રસર્યો ઘન અંધાર!....જીવન

કાયાને કોડિયે જીવનજ્યોતિ જગવી દીધો પ્રકાશ,
મુક્તિ માંગી ત્યારે લાધ્યું કારાગાર, લાધ્યો ત્યાં ચિર ઉજાશ....જીવન

જન્મીને જીવન જાણ્યુ યે જીવી, જાણ્યું રે ભેટવું મોત,
દુર્ગતિમિરમાં યે મા તમે જાણ્યુ રેલવતાં કરજ્યોત....જીવન

આજ પરાધીન માતૃભૂમિમાં આંસુનાં લઈને ફૂલ,
વન્દીએ માવડી વારવારે ઓ: બાએ દીધું મુક્તિમૂલ....જીવન

એક બાપુને હાથ બે દીધા કસ્તુરબા–મહાદેવ;
હાથ વિના તો યે ઝૂઝશે બાપુ સ્હાશે પ્રભુ સ્વયમેવ!....જીવન

કોલક

પ્રથમવાર 'જન્મભૂમિ–પ્રવાસી'માં છપાયેલી. અહીં થોડા સુધારાવધારા સાથે રજુ કરવામા આવી છે.

# ઈન્દુલાલ ગાંધીનાં ત્રણ કાવ્યો

## પદરેણુ

અનેક શાખા મહીં તુજ રૂપની
શોધી રહ્યો છું મુખ તારું હું પ્રભુ !
તું મૂળ છે; માનવી ડાળીઓ સમા
ઊભા થયેલા મૂળમાથી સર્વ;
જરા ય નોખા નથી, કે ન તુચ્છ
તારા તપે એ ઉજળા, તુ એથી.
તું ધૈર્ય, શ્રદ્ધા, મનકામના-મતિ
એ સર્વનો વાહક પ્રાણ મારોઃ
પ્રત્યેક મારાં પગલાંની વાસે
આવું રહ્યું કોઈક ગુપ્ત વેશે,
એ તું જ છોની કરવા પરીક્ષા
હું ડોકને પાછળ શીદ ફેરવુ ?
ઊડી રહેલી પદરેણુ તારી
ભેળી કરે છે મુજ પક્ષ્મરાભરી.

## આરતી

જરાક ખોલી નભદ્વાર દાસીએ
ક્ષિતિજમાં સ્મિત મૂક્યું સવારનું:
સુવર્ણરેણુ ખરતી-ખરી જતી
રગી રહી શિખરની પરંપરા.
તારો પરે આંગળીઓ ફરી જતાં
છૂટયા સ્વરો કોઈ અનામી રાગનાઃ
વાયુ સ્વરોને લઈ ઊતર્યો ત્યાં
ફૂટયા ફુવારા ફૂલમાં પરાગના.
કંકાવટીમાં કિરણોનું કંકુ
લઈ ઊતરી આભથી વ્યોમકન્યા
પક્ષ્મોત્તરીય નયનોનું ઊંચકી
વિરાટનો પંથ રહી નિહાળી.
જ્યોતિકમાનો શણગારી વ્યોમની
ઊતારતી આરતી નિત્ય ભોમની.



## નહિ લખું

તમારા પત્રોના નિયમિત જવાબો નહિ લખું
જવાબો દાધે ના અતૂટ બનતી અંતરકડીઃ
મુંગા રહેવામાં અંતરતલપ વાધે હરઘડી
નથી કૈં તૃપ્તિમાં, પ્રણયરસ તલસાટ સરખુ.

## એક પંથ

વટવૃક્ષ સમો કાંઈ ઘેરો વિસ્તાર છે નહીં,
પુષ્પ કે ફળ કે કાંઈ નામનું પાંદડું નહીં;
સંન્યાસી સરખા વૃક્ષે રસો સર્વે દીધા તજી,
ભૂતનાં સ્મરણો જેવી શુષ્ક ડાળી ઉભી હજી.

એ વૃક્ષમાં કૌતક આજ દીઠું,
પંખી કહીંથી ઉતર્યું અચિન્ત્યું?
આહ્લાદ કે સ્વાદ કશું નહીં જ્યાં
શું ગીત ત્યાં સુસ્વર ચાહ્ય ગાવા?

સંભારે પર્ણને કે મધુર સુમનને કે ફલાસ્વાદ જૂનો
સંભારે બન્ધુ જેવાં કંઈ મધુરરવાં પંખીનો સ્નેહ મીઠો
ના એ તો ગીત ગાતું, નિરવ ઉભું રહ્યું, વૃક્ષના અંગ જેવું
ના નાચે તાલ દેતું, રુદન ઉર ભર્યું ચિન્તવે કૈં અનેરું

શું લાધ્યું જ્ઞાન એને
'સમય સરી જતાં સર્વનો અંત એક'?
સંન્યાસી વૃક્ષ કે એ
વિહગ સમજવું? બેઉના પંથ એક.

જયમનગૌરી પાઠકજી



# લેખ યાચતા તંત્રીઓને

★ હવેથી પ્રૌ. નવલરામ ત્રિવેદી એમનાં કટાક્ષકાવ્યો નિયમિત 'કવિતા'માં રજુ કરતા રહેશે એની શરૂઆત તે ગયા અંકથી થઇ ગઇ છે લેખ યાચતા તંત્રીઓને આપેલો આ જવાબ લાક્ષણિક છે.

---

## લેખ યાચતા તંત્રીઓને*

'અમે નવું છાપું કાઢયું—નવા આશયો અનેક;
'અમે જૂના જોગી—સેવાસાહિત્ય કીધાનો લેખ,'
'દીવાળીના અંક માટે;' 'હાસ્યઅંક;' 'અંક ખાસ
પ્રોફેસરીઃ—રંક એવો ટંક ટંકની ટપાલ પત્રફાલ આવતી
'લાવો લેખ,' 'લાવો લેખ' તણી માંગ સુણી મને
'અહાલેક,' 'અહાલેક,' જગવી ચીપિયા ધૂણી
પુકારતા ખાખી તણી યાદ આવતી હંમેશ.
રાખકરે મળ્યું સર્વ, અને ચોળે અગે રાખ,
એમ સર્વ લેખકોના લેખ, અને વાંચકોના
લવાજમે હજમ કરીને અંતે શખ થયાં
ગુજરાતી પત્ર તેનો ઢગ ન્યાળું અદ્ધર
આકાશ લગી જતો, અને—
વૈરાગ્યના ભાવમાં અનંત ડૂબી જાઉં છું.

નવલરામ ત્રિવેદી

---

* જુદા જુદા તંત્રીઓને જવાબ આપવાનુ અશકય લાગવાથી આ જાહેર નિવેદનથી સર્વને સામટો ઉત્તર આપુ છુ.

## અંધાણી

નાંખેલાં જે કંઈ વરસના લંગરો ખેંચી લૈને
છોડી નાકા સતત ઘસતા સિન્ધુ કેશ તરંગે;
પંખી કેરા કલરવ નહિ માનવી છાંય ના જ્યાં,
નિરાશાના ગહન જળમાં નાવ ડોલી રહી આ

અંધાણી ના જીવન તરણી એકલી આ સરે છે,
ચોપાસે ક્યાં નજર ન પડે લક્ષ્યબિંદુ અરે રે!
આશા છોડી વિવશ બની પટ્કાઈ નીચે પડ્યો હું—
મારે કાજે કઠણ વિધિએ એ જ ધાર્યું હશે શું!

જાગ્યો ત્યારે સકળ જગતોફાન ઝંઝા સમેલાં
ઘૂ ઘૂ ઘૂ ઘૂ કરી ઘૂઘવતો સિન્ધુ યે શાંત સૂતો,
રેલી મારા ઉરભીતરમાં ચેતનારી અહીંડી
મારે કાજે તિમિરપથમાં તેજ રેલ્યાં ફરીથી.

જોયું સામે નજર પડી ત્યાં ઉત્તરે તેજવંતો
અંધાણી થૈ દૂર દૂર ઉગ્યો રમ્ય એ ધ્રુવતારો.

છોટુ હરિયાકર

*

## વસંતને

ભલે આવ્યાં દેવી કુસુમવસના નંદનવને
સમુલ્લાસે શોભ્યાં સ્મિત કિસલયોની મરક લૈ,
અહીં કુંજે કુંજે પરિમલ ઢળાયા, ટુહૂરવે
શિશિરે સૂતેલી ધરતી બધી ઢંઢોળી પવને.

દિશાઓથી દોડયા સુરભિ અનિલોને અડપલે
ખરેલા કેશો શી ભ્રમરતણી હારો ઊડી રહે.
પતંગોની સેના સુમનસુમને છાવણી કરી
પડી, સેનાની આ કુસુમશર પ્રચ્છન્ન, પણછે
ધ્વનાવે શંભુના અરવ હૃદયાવાસ, બગડે
સમાધિ; પૂર્વેનાં સ્મરણ સઘળાં યે સળવળે,
હસે જાણી મીઠું ગિરિવર સુતા લોચન વડે
અને આખું યે તે સરલદ્રુમકાન્તાર ખખડે.

ભલે આવ્યાં એવાં ઉર ઉર નવાનંદ ભરવા,
ઋતુસંપત્તિના અઢળક ખજાને વિલસવા.

ઉશનસ્



## 'પ્રમદા'*

ઊભેલી તું કરી કર ઊંચો ટોડલે વાટ જોતી
હૈયે તારે મુજ વિણ કશી વાતની આન નોતી
બીડી નેણો રહી નિરખી તું કાન્તની સૌમ્ય કાયા
જોઈ, મારે વદન વિલસી હાસ્યની સ્હેજ છાયા,
ને એ ન્યાળી સ્મિત સુરખી કો' તાહરે ચિત્ત સ્હોતી.

પૂર્વે જ્યારે દૂર નિવસતાં હું સખિ! ધૈર્ય ખોતી
નિશ્વાસે ને ત્રુટિત હૃદયે અશ્રુની ધાર લોતી
ત્યારે યે હું અતિ દૂર છતા કલ્પતો, આત્મ જાયા!
'ઊભેલી તુ કરી કર ઊંચો ટોડલે વાટ જોતી.'

પાર્શ્વે મારી નિરખી પ્રતિમા ખેરતી હાસ્ય મોતી
ને જાઉં જ્યા કદિ તુજથકી વેગળો ત્યા તુ રોતી.
'એવી તે શી વસી તુજ ઉરે મારી મોહ માયા?
રાગે ત્યાગે અધિક્ર ગુરુતા આત્મ બે કયા છુપાયા?'
ચિન્તુ, કલ્પું, કઇ કઇ છતાં, ઝંખતો હે કપોતી!
'ઊભેલી તુ કરી કર ઊંચો ટોડલે વાટ જોતી.'



---

* નોંધ :—આ એક Rondeau નામનો નવીન ફ્રેન્ચ કાવ્યપ્રકાર છે. તેનુ સ્વરૂપ વિધાન જોતા ખ્યાલ આવશે કે એ એક વિશિષ્ટ પ્રકારની સયમિત પ્રાસ રચના માગી લે છે. સોનેટ જેમ ચૌદ લીટીનુ હોય છે તેમ આ ફ્રેન્ચ Rondeau તેર લીટીનું હોય છે એ ત્રણ કડીમા વહેચાયેલ છે. પહેલી અને છેલ્લી કડીમા પાચ પાચ પંક્તિઓ હોય છે અને વચલી કડીમાં ત્રણ પંક્તિઓ હોય છે, બીજી એની વિશિષ્ટતા એ હોય છે કે જે પંક્તિથી કાવ્ય શરૂ થયુ હોય તે આખી (અથવા તો તેનો અરધો ભાગ) બીજી કડીને અન્તે તથા ત્રીજી કડીને અન્તે વધારાની પંક્તિ તરીકે આવવી જોઇએ. આપણી ગયા યુગની કવિતામા જેમ એક લીટી સરખી જ રીતે બધીયે કડીઓને અન્તે આવતી (દાખલા તરીકે "સકળ જન કહે એ શ્રષ્ટિના થાય ચાળા." નર્મદ.) તેમ અહીં પણ પહેલી લીટી બીજી અને ત્રીજી કડીને અન્તે આવવી જોઇએ. (દા. ત. ઉપરની કવિતામા "ઊભેલી તુ કરી કર ઊંચો ટોડલે વાટ જોતી"). Rondeauની બીજી વિશિષ્ટતા એની પ્રાસયોજના છે. જે નીચે મુજબ છે.

પહેલી કડી a, A; a, b, b, a. બીજી કડી a, a, b, A. ત્રીજી કડી a, a, b, b, a, A.

આ પ્રાસ યોજના સાથે દૃષ્ટાન્ત તરીકે ઉપરનું કાવ્ય રાખવાથી તે વિશેષ સમજાશે. ઉપરની કવિતામાં 'જોતી' સાથે 'નોતી'નો અને 'કાયા' સાથે 'છાયા'નો જે પ્રાસ મેળવેલ છે તે a-a અને b-b-નાં દૃષ્ટાન્ત છે. તે પ્રમાણે આખા કાવ્યમાં પ્રાસ મળવા જોઇએ. અને જે ઓલ્ડ ટાઈપમાં A છે તે લીટી બેવડાતી હોવી જોઇએ. અને તેની ગણતરી તેર લીટી ઉપરાંત થવી જોઇએ.

આ પ્રકારના કાવ્ય સ્વરૂપમા પ્રાસ યોજનાનું બીજું એક કડક બંધન છે. આપણે એક વાર 'છાયા' સાથે 'માયા' નો પ્રાસ મેળવેલ હોય તો પછી બીજી વાર "બિછાયા" સાથે 'નિમાયા' નો પ્રાસ ન મેળવી શકાય એટલું જ નહિ પણ 'છાયા'ના અર્થવાળા બીજા કોઈ પણ શબ્દનો આખી કવિતામાં બીજા કોઈ પણ શબ્દ સાથે પ્રાસ ન મેળવી શકાય. (અંગ્રેજીમા-Cite શબ્દનો Write શબ્દ સાથે પ્રાસ મેળવેલ હોય તો excite શબ્દનો insight સાથે પ્રાસ ન મેળવાય એટલું જ નહિ પણ right શબ્દનો sight કે Kite સાથે પણ પ્રાસ ન મેળવી શકાય). ટૂંકમાં-(૧) એક જ શબ્દ યુગલના આખા કાવ્યમાં એકથી વધારે વાર પ્રાસ ન મળે. (૨) એક જ શબ્દ યુગલના સમાનાર્થવાળા બીજા યુગલનો પ્રાસ ન મળે. (૩) એક જ શબ્દ યુગલના જેવા જ ઉચ્ચાર ધ્વનિવાળા બીજા જુદા જ શબ્દ યુગલનો પણ પ્રાસ ન મેળવાય. (દા. ત. right ને sight એકવાર મેળવાયા હોય તો write ને cite ન મેળવી શકાય.) (૪) કાવ્યમાં પંક્તિએ પંક્તિએ નવા અર્થવાળો અને જુદા જ ઉચ્ચારવાળો પ્રાસ મળવો જોઇએ-પ્રાસ મળવો જોઇએ એનો અર્થ એવો નહિ કે "હિમતાઈ"ની સાથે બીજી લીટીમાં 'ઊભરાઈ' મૂકીએ એટલે પ્રાસ મળી ગયો! ફ્રેન્ચ કાવ્ય તો એટલી હદ સુધી કડક ધોરણ માગે છે કે જે શબ્દ પ્રાસ મેળવવાની પહેલી લીટીમાં આવ્યો હોય તેના જેવો જ અને જેવડો જ, છતાં જુદા અર્થનો શબ્દ બીજી લીટીમાં આવવો જોઇએ. 'રમ્ય' સાથે 'ગમ્ય'નો જ પ્રાસ મેળવાય. 'ધન્ય'નો નહિ.

Rondeau કાવ્ય પ્રકાર ફ્રેન્ચ કવિતામા બહુ જ પ્રચલિત છે. અંગ્રેજીમાં સ્વીન્બર્ને તેના ઉપરથી Roundel નામની યોજના કરી છે. આપણે ત્યાં આ કાવ્ય પ્રકાર ઉપર હજી એકાદ જવલ્લેજ અપવાદ સિવાય કોઇએ હાથ અડાડ્યો ખ્યાલમાં નથી. આ અને આવા બીજા બાલાદ, વેલીનેલ, લીમરિક, વગેરે ફ્રેન્ચ કાવ્યપ્રકારો આપણા અદ્યતન પ્રયોગશીલ કવિઓ ખેડશે અને તેને સુધારી વધારી પોતાનો કરી અપનાવશે તેવી આશા છે

ઇશ્વરપ્રસાદ જોષીપુરા

ભરે છે બટકાં, ખીજે, બિચારા અહીં જીવને
હોય શું ખ્યાલ કહેજે આ લોખંડી સળિયા તણો ?
પછાડા આર્ત્ત ન્યાળી મેં વિનવ્યાં સર્વ બાળને
'બિચારાને જવા દ્યો ને, એને ના ગમતું અહીં.
બ્હાર એના પિતામાતા, સબંધી, મિત્ર, સ્નેહીઓ
કિલ્લોલે મુક્ત આનંદે નાચતાં કૂદતાં હશે !
બ્હારના મુક્ત મિત્રોના કલ્લોલો કર્ણે આવતાં
પૂરાએલા કહો, તેને અંતરે વ્રણ વાગતાં
હશે કેવા ? સહુ સાથે રસાનંદે ભળી જવા.
થતી હશે કૂદાકૂદ કેવી ઉત્કટ વાંચ્છના !'

સૂણતાં વચનો મારા બાળકો કોપથી વદ્યાઃ
'મોટાભાઈ' તમે આડા આવો છો અમને બધે—
તમારા કામમાં આડા આવીએ તો કહો તમે:'
લતાના મુખ'પે કહેતા લાગણી દુઃખની તરી
બાબોયે સૂણતાં આંખે હાથ દૈને રડી પડયો.
ચંદુ 'બાને કહી દૌં' કહે ભેઠી મોઢું ચડાવીને,
જીતુયે આવી 'નહિ, નહિ મોટાભાઈ નહિ નહિ'
કહીને પકડયાં મારા હાથ ને હું ય જોઈને
ઓશિયાળા સહૂ મુખો ચઢયો ત્યાં મેડીએ, ફરી
છોડેલું લાંચવું ત્યાંથી વાંચવાનું શરુ કીધું.

બીજે દિ' જીતુએ ઠંડી શોકનિમગ્ન વાણીમાં
ધીરેથી કીધું 'બચ્ચું મોટાભાઈ, મરી ગયું'!
પછી તો ચંદુ ને બાબો 'જુઓ તો જરી પોપટ'
કહેતા પાંજરાને લઈ સહુએ ઉપર આવિયા.
લતાએ વાટકી નાની પાણી કેરી મૂકી હતી,
મરચાં, રોટલીકેરાં બટકાં ને ફળો ફૂલો
બચ્ચાં ને માટ મૂકેલાં એમને એમ દેખતો.
બિચારે કોઈને સ્પર્શ કર્યો યે નથી લાગતો !
પછાડા છૂટવા માટે સળિયા સાથ વ્યર્થ સૌ,

ફાંફા ખોટા વિષે ખાધુ પીધુ ન્હૈ ને ગયું મરી
અરે ! એમાં જ છે એનુ સાચેસાચ -સુગૌરવ.
માત્ર આ માનવી એવો પીંજરામા પૂરાયલો
મળે કે ન મળે કાંઇ શ્રેય કે પ્રેયનાં ફળો,
કોણુ જાણે કયા તોયે મહામૂલા પ્રલોભને
ઇચ્છાનિચ્છા થકી ખેચ્ચે રાખે આયુષ્ય ભારને.
ભ્રચ્ચાના જેવી એ એને ઉરે ઉત્કટ વાંછના
જાગ્રતિ આપવા ના છે મુક્તિમંગલ ભાવના
જરીયે ? રિદ્ધિ સિદ્ધિ કે લાખો પ્રેમ પ્રલોભનો
થકી હો મુક્તિ કે મૃત્યુ જીંદગીના સુશોભનો !

'શશિનૂ' ઓઝા

## પ્રેમપંથે

સ્મિતથી બાલસૂર્યને તુષાર બિન્દુએ કહ્યું;
ચાહું છુ હુ તને મારૂ જીવનલક્ષ્ય એ રહ્યું.
આટલું જ વદી બિન્દુ ત્યા નિ શબ્દ થઇ ગયું;
કિન્તુ સ્પન્દનથી હૈયું વેગથી ધબકી રહ્યું.

ઉદ્દ્ભવી હ્યાં રહ્યા ઊર્મિ ઉછાળા રવિના ઉરે;
કસોટી કરવા ચાહે બિન્દુની સૂર્ય આખરે.
સહસ્ર રશ્મિઓ ફેંકી પ્રકાશ્યું પોત સૂરજે;
વિલીન તેજમાં થાતા બિન્દુ છાનું દ્રવ્યું ઉરે.

પ્રેમપથે ફના થાવું, કરવું અન્યને ફના;
છે ઉત્કર્ષ અનેરો આ ના અમ જિંદગી તણો ?

'અગન'



## અસ્ત્રાખ્યાન

✱ પ્રો. નવલરામ ત્રિવેદીએ ગયા અંકમાં એક અસ્ત્રા માટે અરજી કરતું કાવ્ય રજુ કર્યું હતું. એ કાવ્ય આગળ ગૂંથાય છે. નવીનતર કવિ શ્રી સવાઇલાલ પંડ્યા એક અંકોડો વધુ ઉમેરે છે. આ કાવ્ય પછી એના જ અનુસંધાનમાં બીજાં કાવ્યોની સાંકળ ગૂંથીશું.-તંત્રી

સભા :

સ્વર્ગ સભાગૃહે આજે મળ્યાં છે દેવદેવીઓ,
પ્રમુખ છે પ્રભુ જાતે-કામકાજે 'અરજીઓ'!

પ્રભુ:

જુઓ અરજી આવી છે નવલરામની એક આ-
ખરા ભગતરાજની નજીવ તોય છે પ્રાર્થનાઃ
હજી અવનીમાં નથી નવિન કોઈ ભેજુ કહો ?—
કહો કવણુ આદરે સરલ શોધ અસ્ત્રા તણી ?
'હજામત કર્યા પછી ફરીથી વાળ ઊગે નહીં."

સભા :

સાંભળી અરજી સર્વે મૂઝાઈ પળમાં ગયાઃ
અસ્ત્રો એ, લાવવો કયાંથી ? મુગ્ધ પ્રશ્ન વિષે થયા !

નારદ :

કહો પ્રથમ તો પ્રભુ, નવલરામ એ કોણુ છે ?
કયા નગરની અરે અનુપ ખોપરી એ રહી ?
વિના-ટિકીટ મોકલી અરજી કેમ એણે અહીં ?
ત્યહીં અબજના અરે અબજ માનવી છે છતાં
હજી જરૂર ના પડી કદિ ય કોઈને એહવી !
રહ્યા નવલરામ નિત્ય નવરા-નિરાળા જગે;
કહો ! અરજી કેમ તો સીધી જ સ્વર્ગમાં મોકલી ?

'હજીય અહીં આપણે-?
રહ્યા નવિન અસ્તરા સદિવ શોધવા સ્વર્ગમાં ?
થયા ગગનદેવ ને નવિન અસ્તરા શોધવા ?

વાત આ સાંભળી પોતે, ઇન્દ્રદેવ ઉભા થયા,
નારદ બેસતાં પાછા સ્વસ્થાને શાંત સૌ થયાં:

ઇન્દ્ર :

છે આપણે સર્જન સૃષ્ટિનું કર્યું:
ને માનવીને ઘટતું બધું યે
મૂકી દીધું પૃથ્વી વિષે છતાં શેં
આ માનવીએ કરી માગણી આ ?

નારદ :

ના વાધો માગણીનો. યે વાધો તો એક મુખ્ય છે:
માંગી માગી અરે માગ્યો માત્ર અસ્સો હજામનો ?

ભલે અરજી એ રહી ભગતરાજ ત્રિવેદીની
છતાં પ્રથમ તેમણે અરજી મોકલી શેં બીજે ?:
હવે અટક જેમની સરસ નામ જ્યોતીન્દ્ર છે:
કહો કયમ કરી પછી અરજી આજ વિચારીએ ?

હોય જો સર્વમા બુધ્ધિ તો તો ના વાત કાઢશો
આવે જ્યા નામ જ્યોતીન્દ્ર મૂર્ખા સૌને બનાવશે.
આપણી ભૂલમા જુઓ, જન્મ્યા જ્યોતીન્દ્ર પૃથ્વીમાં
એણે તો કૈકની કીધી રેવડી—જગમાં રહી !

ઇન્દ્ર :

એ જાતે રેવડી જેવો, કરી શું રેવડી શકે ?
આપણે પૃથ્વીના સૃષ્ટા એનાથી શું ડરી જશું ?

નારદ :

ત્યારે તો બોલવું મારે નથી કાંઈ કશું હવે:
હું નારદ થયો રદ: ઇન્દ્ર જ્યોતીન્દ્ર છો તમે: !
વિચારો અરજી ત્યારે: મોકલી અસ્તરો દિયો:
દાઢી તો છોલશે અસ્રે, છોલાશે ય પ્રભુ અરે !
ભવાડો વિશ્વમાં થાશે ભલા આ ભગવાનનો !'

સવાઈલાલ પંડયા

## પ્રભુ, મને બાળક કેમ ન રાખ્યો ?!

રાગ કાફી

(નાથ કેમે ગજેન્દ્રો બંધ છુડાયો—એ ઢાળ)

પ્રભુ, મને બાળક કેમ ન રાખ્યો ?!
મારી આંખોમાં રમતો હતો તું,
ને હું, તું સંગે રમતો;
દુનિયાને દ્વારે આવ્યો તે પહેલાં
તું મારા મનમાં ગમતો—પ્રભુ.
બાર નીંદરમાં ખોળે લઈને
મીઠાં ચુંબન દેતો,
આપણ બંને કિલકિલ હસતા
પરીઓની વાતો કહેતો—પ્રભુ.
આભે ઉડતા ચંદ્ર-પતંગે
તુજને મલકતો જોતો,
હેતઉમળકે હાથ લંબાવું
જોડે ન તું ત્યારે રોતો—પ્રભુ.
લે કો કહું એ તો ચંદ્રને લેવા
કોટ કીધાં મારે,
ચંદેશ કાજે રૂદન મારું
માની સ્વપ્ને ન ધારે—પ્રભુ.
ધરતીવડાગા થી છબ તારી
જોઈ રીઝું ને નમું;
જોઈ પકડવા તો અટકાવે
તો પ હું રડીને રહ્યું—પ્રભુ.
માતાને હું મા નવ કહેતો
માતમાં તુજને વણતો,
માત તો મારું દૂધનું પાત્ર
તારું દીધેલું ગણતો—પ્રભુ.
માતાએ મમતામાં બાંધ્યો
પિતાએ બાંધ્યો પ્રેમે,
બંધન એના લાગ્યાં મધુરાં
છોડી શક્યો નહિ કેમે—પ્રભુ
બોલવા શીખ્યો જ્યારે પ્રભુ,
તારા નામની પહેલ ન કીધી,
માની પહેલ કરી મમ હોઠે
પ્રીત વિસારી તેં દીધી—પ્રભુ.
નયનોમાં હતી તારી છબી
ને હૃદયે સિંહાસન તારું,
હાય ! ઉભય તે ઊડી ગયાં
ને રુદન લાગ્યું ખારું—પ્રભુ.

ખંડેરાવ માનાજી પવાર

*

## સ્નેહ

છે સ્નેહ તો તંતુ ભમો જ કાચા,
છે લેહની આકરા કો ત્રણી કહે,
વહીન ના બેય મને મને તો:
હવે તણુ તો શીં રહ્યો અખંડ!
ને ભેદ તો આ સહને હણી જતો!

જયન્ત પાઠક

# મૂળરાજવાણી

ચીનમાં એક પ્રથા એ છે કે ત્યાં જે માણસને કવિતા બનાવતા આવડતી હોય તેને છોકરી જલદી પસંદ કરે છે તેવી જ રીતે છોકરીને કવિતા બનાવતા આવડતી હોય તો તેને વર વહેલો મળે છે આમ લગ્નમાં પણ કવિતા લખતા આવડે એ એક વર કે વહુનો ગુણ ગણાય!



હાલ ભરત-ગૂંથણ કરવા માટેના સંચા નીકળ્યા છે તેની શોધ પાછળ કવિતા છે

૧૮૫૯માં સેંટ જોન્સ કોલેજનો એમ એનો વિદ્યાર્થી વીલીયમ લી તેના ગામડાની એક ગોરી પાછળ ગાંડો બન્યો એને રિઝવવા એ નિત નવલા કાવ્યો રચી લાવતો ને સંભળાવતો પણ પોતાના ગૂંથવાના સોયામાં એ એટલી પરોવા યેલી રહેતી કે માથુ ઊંચુ કરી કવિતા સાંભળવાની એને ફુરસદ રહેતી નહિ આથી ચ્હીડાઈ જઈ મિ લીએ થોડા દહાડા કવિતા કરવી મૂકી દઈ ભરતગુંથણ કરવાનો સંચો શોધી કાઢયો જેથી એના કાવ્યો સાંભળવા એની પ્રિયાને પૂરતો સમય મળે અને તેઓ પ્રેમની ગૂંથણી કરી શકે.



એક મિજબાનીમાં કોઈ કવિની પત્નીને સુંદર સાડી પહેરેલ જોઈ કોઈએ તેના વખાણ કર્યા પાસે ઉભેલા કવિથી બોલી જવાયુ-એ સાડી નથી, સોનેટ છે એ માટે મારે પ્રકાશકને બે કાવ્યસંગ્રહ, એક નવલકથા ને કેટલાંક નાટકો ધસડી આપવા પડ્યા છે



ન્યૂયોર્કના એક કવિ પર હુમલો કરી કેટલાક ધાડપાડુઓ બે હજાર ડોલર ઉઠાવી ગયા આ બનાવને ત્યાંની પોલિસ એક 'રહસ્ય' તરીકે વર્ણવે છે

રહસ્ય તો એ કહેવાય કે કવિ હોવા છતાં તે એટલું ધન એકઠું કરી શક્યો.



'આ ઓરડીનું ભાડું શું?'
'મહીને ૧૮ રૂપીઆ'
'પણ હું તો કવિ છું...'
'...તો અગાઉથી!'



એક કવિ અફસોસ કરે છે કે તેમને કોઈ મિત્ર નથી.

એ કવિ તેમની કવિતાઓ ઓળખીતાઓને વાંચી સંભળાવવાનો મોહ દે તો ઘણા મિત્રો મળી આવશે.

મૂળરાજ અંજારિયા

# કવિતાની પગદંડી

પ્રોત્સાહનની સાથેસાથ કૃતિઓમાં રહેલા કંઇક અંશો આ કૃતિઓને અહીં સ્થાન અપાવે છે. 'ઊડજે તું એકલી'મા લલિત ભાવો ડોકિયા કરી જાય છે. "અખંડ શ્રદ્ધા"માં સરળ પદ્યભાષા અને કર્ણપ્રિય શબ્દસંકલના આકર્ષક છે. "ઝૂલે કે સંગ"માં શ્રી સુન્દરમના કવિતામાં જ પ્રસિદ્ધ થએલ 'ચમન અને સુમન'ની અસર છે. છબીઘરનુ દૃશ્ય અને છબીઘર આગળનુ દૃશ્ય એ ચિત્રો સુરેખ આલેખાયલાં છે. "કેટલાંક ત્રૂટકો" ભાઇ 'એકાગ'ના છે. ચારે મુક્તકો સરળ છે. છતાં જે પૂર્ણતા હોવી જોઇએ તેમાં કંઇક ઉણપ હોય એમ લાગે છે, "માને !"માં પદ્યભાષા સરળ છે-કહેવાનો ભાવ પણ સારો છે.

---

## ઊડજે તું એકલી !

"આવ્યો અષાઢ, ગાઢ આભમાં છવાયા ..માથા ઉતારી" એ ઢાળ.

ચાલી ઓ વાદળી ! આભે રૂપાળી !
નિરભ્રે નીર લઇ નિરાળી, ઓ વાદળી !
એકલી, અટૂલી, બ્હેના ? કયા રે તું ચાલી ?

સખીઓનાં વૃંદ અલી કયાં મૂકી આવી ?
જાવા તું પંથ કયે આવી ?—ઓ વાદળી !

સૂર્યનાં તેજ બ્હેનાં ! જશે જો ઓસરી,
અંધારાં આવશે નીસરી : ઓ વાદળી !

હૈયું ભાર્યું શશિ—ઉદય આશાએ,
પંથ પ્રકાશશે નિશાએ,— ઓ વાદળી !

હૈયે સાગરની પ્રેરણા ભરી તેં,
ને આભને કંઇ આરો નથી રે,—ઓ વાદળી !

અંધારા ઘોર હોય, પથ અણુજાણ્યુ હોય,
ને આભને ના અંત કૈં હોય,—ઓ વાદળી !

એકલી, અટૂલી, બ્હેનાં ! ક્યાં રે તું ચાલી ?
આશાભરી બ્હેનાં ! ઊડજે તું એકલી !

શ્રીમની "અગમ્ય"

## "અખંડ શ્રદ્ધા"

હૈયે ભર્યાં ગાન અનંત મૌનનાં,
ને સાપ્તરંગી સુષમા સજૂણી–
સમાં ધર્યાં મેં શુચિ મોતી ગર્ભમાં;
હું, છીપલી છો અણુપ્રીઠ સતી;
ઉરે જલે એક અખંડ શ્રદ્ધા:
અનાગ તાગી, મુજને અહીંથી,
દ્રુકી જશો કો મરજીવિયો કદી;
બહાર લાવશે જગમા જનોમાં
મોતી પ્રભા સુભગ જ્યા ખરી મૂલવાસે;

પોપટલાલ ડી. ભંડારી



## ઝૂલે કે સંગ

"ઝૂલે કે સગ ઝૂલો, ઝૂલો મેરે મન"
આખું છબિઘર થૈ ગયું મગન,
કલ્પનાની પાખ પરે ઊડયાં સૌ ગગન,
ચાદ ને ચકોર રમર્યાં; રમર્યાં ગુલ–ચમન
તરસ્યા હોઠે પી લીધા મીઠાં ચુંબન,
વિરહીએ વણી લીધા દૃઢ આલિંગન,
કવિને સ્ફુરી રહ્યાં અવનવાં કવન,
'ઝૂલે કે સગ ઝૂલ્યાં', જેને ખીસે ધન.

છબિઘરની બહાર સૂતો એક અનશન,
ચીંથરેહાલ જુઓ એનાં વસન,
પેટમાં ને નેત્રમાં જલે હુતાશન,
એકલાને અડી રહ્યો મોતનો પવન,
કોઈ બોલ્યુ દૂર થકી 'જ્ઞાનપૂર્ણમન',
"ખૂબ ખાવાથી થાય આવાં મરણ."
ધરાયેલાંને ડિનબાબ, ભૂખ્યાંને ના કફન,
'ઝૂલે કે સગ' ઝૂલ્યા છેલ્લા રે શ્વસન.
મોતને ઝૂલે કૈંક ઝૂલ્યાં તેતાળીશને સન,
આનું નામ અરે પ્રભો! "લોકસાશન?"

रञ्जनम्

## કેટલાંક ત્રૂટકો

જગતને શાંતિથી જોયા કરું છું, હૃદયની વિશ્વમાં ધૂણી ધખાવું,
પળેપળ જીંદગી ખોયા કરું છું; બધાં દુખ-દર્દનું બળતણ બનાવું;
જિગરમાં આશનાં વૃક્ષોમાં નિહાળી, અમરતા જગ તણી સ્વર્ગે વસાવા,
ધરીને મૌન, હું રોયા કરું છું. કઝાને સાધવા જીવન તપાવું.

o

જગત સારું જીવન હેળવું છું, તને રજની! રૂદનનો રોગ શાને?
જિગરને દર્દ સાથે મેળવું છું; તિમિર-વસ્ત્રે ધરે તું શોક શાને?
ન હમણાં ઘાવ ઓ જલ્લાદ, કરજે, તૂટેલું દિલ તુજ બ્હેલાવવાને
સહનશક્તિ હજી તો કેળવું છું. શશી દે તેજ કેરા ભોગ શાને?

'બેફામ'

*

## માને!

(મંદાક્રાન્તા)

રે માડી! હું શિશુવય વિષે અંક તારે રમંતો,
કાલું કાલું મુખથી વદતો હાસ્ય મીઠું કરતો;
વારે વારે નિરખી મુજને પ્રેમથી દૂધ પાતી,
'થાજે ડોસો વરસ શતનો' ગાઈ તું રાજી થાતી.

ગીતો ત્હારાં શ્રવણ કરતાં નેત્ર મ્હારાં મિંચાતાં,
વીણા જેવાં ઉર ઉભયનાં પ્રેમમાં લીન થાતાં;
બીડાયેલાં તુજ નયન હું રોઉં ત્યાં ખુલી જાતાં,
ગાતી ગીતો ફરી રીઝવતી તું મ્હને વ્હાલી માતા!

કષ્ટો વેઠયાં પણ ન ઉરથી પ્રેમમાં ઓછું લાવે,
જે સેવા હું કરૂં જનની તે સર્વ ઓછી ગણાયે;
પાળીપોષી ઉભય કરથી લાડ તેં કૈં લડાવ્યા,
'ભ્રાતા બ્હેની ગણ તું સહુને, પાઠ એવા પઢાવ્યા

એવા મોંઘાં અમીમય મીઠા પ્રેમનું વારિ સીંચી,
પેખ્યા પૂર્વે ફળસીંચનનું શીઘ્ર તેં આંખ મીંચી;
તું છે કેન્દ્રે જગતભરનું-જોડ ત્હારી જડે ના,
કીધાં કાર્યો મુજ હૃદયથી ભૂલ્યું ભૂલાય એના

"નકાર"

સમાલોચના-'કવિતા' માટે

# ગ્રંથ સમીક્ષા

૧ 'મવાલીઓ અને ગુંડાઓ સમાજનુ ત્રીજું અંગ છે...સમાજ એમનાથી ડરે છે. એમને અરાજ અને શાપરૂપ માને છે છતા તેઓ મહામૂલાં રત્નો છે સમાજને એ રત્નો વીણતા આવડયુ નથી ..' સ્વ. હરજીવન સોમૈયાનુ આ કથન કેટલે અંશે સત્ય છે એ તપાસીએ 'આ નવલકથાના ઘણા પાત્રો મને જેલમા અને શેરીમા મળેલા છે...એમાથી એક તો અત્યારે પણ મારી નજર સમક્ષ તરવરે છે...આ કથાનુ મુખ્ય પાત્ર 'શહેદાદ' એનું પ્રતિબિંબ જ છે...' આ પ્રમાણે જેલમા તેમજ જીવનના અન્ય ક્ષેત્રમા મળેલા અનુભવોમાથી વસ્તુ ઉંચકી-મવાલી જીવનનુ સ્વરૂપ, તેમની ઉત્પત્તિનુ કારણ તથા નિવારણ શી રીતે થાય એની વિગતવાર ચર્ચા કરી છે. એમનો પ્રેમ, હૃદયની લાગણી, અને ભ્રષ્ટતા કે કુટિલતાના પથે ચડયા છતા પણ તેમના હૃદયમાં વહેતુ માનવતાનું ઝરણ-એ સર્વ દ્વારા 'મવાલીઓ સમાજના મહામૂલા રત્નો છે' તેનુ સચોટ રીતે સમર્થન કરે છે

મવાલીઓ કેવળ સમાજના નિચલા થરમાંથી જ નથી આવતા. ઉચ્ચ કુટુબમાથી પણ ઘણા આ પથે ચડી જાય છે. અને તે પણ માતપિતાની વધારે પડતી છુટછાટ, બાળકો પ્રત્યેની બેદરકારી કે તેમના પ્રત્યેના વધુ પડતા ત્રાસ કે દમનથી ઘણા યુવાનો ઘરબાર છોડે છે એ બતાવી-'પરિસ્થિતિની અનુકુળતાને લીધે પ્રજાપીડક બહારટિયો કે મવાલી પણ બનાવી મૂકે છે' એ દર્શાવે છે.

આ નવલકથાના પાત્રો-શહેદાદ જેણે જુલ્મો, દમન કે જબરજસ્તી મુંગે મોઢે મહન કર્યા-એ કેટલા ઉચ્ચ મનોબળની સાક્ષી પુરે છે. તે આ પથે કેમ ચડયો? એ એક આબરૂદાર મુસ્લીમ વેપારીનો પુત્ર હતો છતા મવાલી બન્યો! શહેદાદનુ પાત્ર વડીલોના અત્યાચારની પ્રતીતિ કરાવે છે. પશિયાનું પાત્ર, માતાપિતાની બાળકો પ્રત્યેની ઉદાસીનતા તથા બેદરકારીથી થતી હાનિનું સૂચન કરે છે. ભાણિયો મવાલી-જીવનમા બળ્યો તેમાં તો તેના કુટુબની આર્થિક દુર્દશા જ કારણભૂત બની. અને હરિશ્ચંદ્ર...? એના પિતાની સ્થિતિનો દરેક રીતે જોતા ઘણી ઉચ્ચ હતી છતા એના પિતા નિલકંઠરાયનો નિતિ વિષેનો વધુ પડતો આગ્રહ અને સદાચાર માટે એમનું-બાળકના ગજા ઉપરવટનુ નિયમન.-આ બધાં

૧પુનરાગમન: ભાગ ૧-૨. લેખક. સ્વ. હરજીવન સોમૈયા. ૧૩૮, મેડોઝ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

પાત્રો દ્વારા લેખક માતપિતાને પોકારે છે કે: 'તમારાં બાળકો તમારા અંકુશમાં રહે એમ ઇચ્છતા હો તો તેમની સાથેના વર્તનમાં કોઈ નિષ્ઠુર અમલદારના જેવા આકરા અને કડક ન બનતાં એમના શુભેચ્છક સાથી જેવા બની જજો.'

આ ઉપરાંત વર્તમાન ક્ષેત્રમાં ભમતા મવાલીઓને તેમના પથેથી પ્રેમ વાળવા એનો પણ નિર્દેશ કર્યો છે. મુરબ્બીગીરીનો પ્રયત્ન કરશો જ નહિ એ અકળાઈ જશે પણ 'સદ્ભાવપૂર્વક જ વર્તો, ખરા દિલની સજ્જનતા જ એના પ્રત્યે બતાવો ને સાચા સ્નેહનું વારિ એના હૃદયમાં રહેલાં શુભ તત્વો પર સિંચો એટલે એની માનવતા પાછી આપોઆપ પાંગરી નિકળશે'

આ નવલકથામાં અનેક દોષ રહેલા છે છતાં સાહિત્ય ક્ષેત્રમાં 'અધુકડી શરૂઆત આતો'—એ વિચારતાં એ દોષક્ષમ્ય લેખાશે. સ્વ. હરજીવનભાઈ પોતામાં રહેલી શક્તિને—વરેલી કળાને વિકસાવી બીજી કૃતિઓના સર્જનદ્વારા સર્જક પ્રતિભા જરૂર દાખવી શક્યા હોત પણ આજે એ નથી. અત્યારે તો અકાળે કરમાયેલા આશાસ્પદ યુવાન નવલકથાકારની આ બને કૃતિઓને સહર્ષ સત્કારી એમની અપ્રગટ અન્ય કૃતિઓના દર્શનની જ અભિલાષા રાખીશુ.

હરિયાકર

[૨] 'એક જ બેઠકે આખું યે પુસ્તક વાંચી નાખવાની વૃત્તિ થઈ આવે એવી આ વિષાદ કથા વાંચ્યાને અંતે લેખકનું જ એક વાક્ય મહત્વનું બની જાય છે: "ઓ પ્રભુ! માનવીઓ લડાઈ શા માટે ઉભી કરતા હશે!" દુશ્મનો પ્રત્યેના ઝેરી પ્રચારે હૃદયમાં આગ ભરી બેઠેલી એક ખિટિશ ખેડૂતકન્યાને સમય જતાં એક જર્મન કેદી તરફ પ્રેમ ઉત્પન્ન થાય છે. આ હૃદયપલટો અચાનક નથી બનતો પણ તેને માટે કારણભૂત થતા અનેક પ્રસંગો વાર્તારસને અખંડ જાળવવામાં સબળ સાથ આપે છે. યુદ્ધને નાદે ચડેલી બંને દેશની પ્રજાઓ પોતાના દુશ્મન દેશના યુવક—યુવતીના આ સંબંધને કેમ જ અપનાવે? પરિણામે બધેથી જાકારો પામેલ આ યુગલ જગતમાંથી પરવારી ગયેલી માનવતાને સાદ દેવાનો એક મહા પ્રયત્ન કરે છે—અને તે આત્મબલિદાન.

યુદ્ધ અને યુદ્ધભૂમિ આ કથાથી ઘણાં દૂર હોવા છતાં યુદ્ધવાર્તાકારના હાથમાં માત્ર પાશ્ચાદ્ ભૂમિકા કે વાતાવરણ ઘોતક પાર્શ્વપ્રકાશ પૂરો પાડનાર

---

[૨] કાંટાની વાડ: મૂળ લેખક: સર હ્યુ વોલ્પોલ. અનુવાદક: સ્વ. હરજીવન સોમૈયા. પ્રકાશક: ભારતી સાહિત્ય સંઘ.

સમાલોચના–'કવિતા' માટે

# ગ્રંથ સમીક્ષા

[1] 'મવાલીઓ અને ગુંડાઓ સમાજનું ત્રીજું અંગ છે...સમાજ એમનાથી ડરે છે. એમને ખરાબ અને શાપરૂપ માને છે છતાં તેઓ મહામૂલાં રત્નો છે સમાજને એ રત્નો વીણતાં આવડયું નથી ..' સ્વ હરજીવન સોમૈયાનું આ કથન કેટલે અંશે સત્ય છે એ તપાસીએ 'આ નવલકથાના ઘણાં પાત્રો મને જેલમાં અને શેરીમાં મળેલાં છે. એમાંથી એક તો અત્યારે પણ મારી નજર સમક્ષ તરવરે છે...આ કથાનું મુખ્ય પાત્ર 'શહેદાદ' એનું પ્રતિબિંબ જ છે.' આ પ્રમાણે જેલમાં તેમજ જીવનના અન્ય ક્ષેત્રમાં મળેલા અનુભવોમાંથી વસ્તુ ઉંચકી–મવાલી જીવનનું સ્વરૂપ, તેમની ઉત્પત્તિનું કારણ તથા નિવારણ શી રીતે થાય એની વિગતવાર ચર્ચા કરી છે. એમનો પ્રેમ, હૃદયની લાગણી, અને ભ્રષ્ઠતા કે કુટિલતાના પંથે ચઢયા છતાં પણ તેમના હૃદયમાં વહેતું માનવતાનું ઝરણું–એ સર્વ દ્વારા 'મવાલીઓ સમાજના મહામૂલાં રત્નો છે' તેનું સચોટ રીતે સમર્થન કરે છે

મવાલીઓ કેવળ સમાજના નિચલા થરમાંથી જ નથી આવતા. ઉચ્ચ કુટુંબમાંથી પણ ઘણા આ પંથે ચઢી જાય છે. અને તે પણ માતપિતાની વધારે પડતી છુટછાટ, બાળકો પ્રત્યેની બેદરકારી કે તેમના પ્રત્યેના વધુ પડતા ત્રાસ કે દમનથી ઘણા યુવાનો ઘરબાર છોડે છે એ બતાવી–'પરિસ્થિતિની અનુકુળતાને લીધે પ્રજાપીડક બહારટિયો કે મવાલી પણ બનાવી મૂકે છે' એ દર્શાવે છે.

આ નવલકથાના પાત્રો–શહેદાદ–જેણે જુલ્મો, દમન કે જબરજસ્તી મુગે મોઢે સહન કર્યા–એ કેટલા ઉચ્ચ મનોબળની સાક્ષી પુરે છે. તે આ પંથે કેમ ચઢયો? એ એક આબરૂદાર મુસ્લીમ વેપારીનો પુત્ર હતો છતા મવાલી બન્યો? શહેદાદનું પાત્ર વડીલોના અત્યાચારની પ્રતીતિ કરાવે છે. પશિયાનું પાત્ર, માતાપિતાની બાળકો પ્રત્યેની ઉદાસીનતા તથા બેદરકારીથી થતી હાનિનું સૂચન કરે છે. ભાણિયો મવાલી–જીવનમાં બળ્યો તેમાં તો તેના કુટુંબની આર્થિક દુર્દશા જ કારણભૂત બની. અને હરિશ્ચંદ્ર..? એના પિતાની સ્થિતિનો દરેક રીતે જોતા. ઘણી. ઉચ્ચ હતી. છતા. એના. પિતા. નિરક્ષરગાયનો. નિતિ. વિશેનો. વધુ પડતો. આગ્રહ અને સદાચાર માટે એમનું બાળકના ગજા ઉપરવટનું નિયમન.–આ બધા

[1] પુનરાગમન: ભાગ ૧–૨. લેખક: સ્વ. હરજીવન સોમૈયા. ૧૩૮, મેડોઝ

# ક ★ વિ ★ તા

તંત્રીઓ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

વર્ષ : ૩ : અંક : ૯ એપ્રિલ: ૧૯૪૪ સળંગ અંક ૩૩

## ...ાયકલપર ચાલી જતી કિશોરીને જોઈને–

જાતો'તો હું સડકપરથી આજના એક કામે,
જોઈ નીચું ત્વરિત પગલે પ્હોંચવાને મુકામે;
ત્યાં પૂંઠેથી સડક પરથી આવિયો ઘંટીનાદ,
ધીમો મીઠો મૃદુ રણકતો આપતો કૈક યાદ.

પાસેથી ત્યાં સરલ ગતિએ સાયકલે કો ચઢેલી
—જાણે આજે જનપથસરે પોયણી કો ખિલેલી–
ધાતી ફાળે પલકભરમાં જોઈ મેં તો કિશોરી
દીઠી એની વદનછવિને શોભતી કુંદ ગોરી.

ને બે પાયે સફલ સબલા ચક્ર સંચારતી એ
બન્ને હાથે ચકચક થતો મધ્ય હાથો ધરીને;
વીંટી પત્તે મૃદુલ પવને ઊડતી ઓઢણીને,
ચાલી જાતી પથિક જનનાં માથડાંઓ ગણીને.

સોહાવંતી સુભગ હીરલા ધારિયા બેય કાને,
વારે વારે નિજ કર થકી મૂકતી યોગ્ય સ્થાને;
લાંબી કાળી સુમનગ્રથિતા કુંતલોની લટોને,
જાતી ભેદી સડક પરના લોકગંગાતટોને.

દેખી એને સડક પરના લોકનાં કૈક ટોળાં
નાખે દૃષ્ટિ અચરજભરીઃ સ્ફારતાં નેન પ્હોળાં;
જાણે આજે જગતભરનું એક આશ્ચર્ય ઘેલું
પ્હેલુંવ્હેલું અજબ નવલું આંખ સામે ચઢેલું.

આંખો બે જોઈને ઠર્યા, મારી તો હરખાય છે;
નમવા; પૂજવા એને હૈયું આ મુજ મ્હાય છે.

કિંતુ જોઇ અરે, રે ભુ, હૈયે કૈં મુજ થાય છે;
ચેહું કહેવા ઘણું કિંતુ દિલ આ અચકાય છે.

જુઓ છો શું ? વિચારો શું ? જોઇને એહ કન્યકા,
શાને અનુભવો હૈયે તમારે કંઇ આંચકા ?

વરસોથી, સદીઓથી, યુગોથી કચડાયલુ
રૂઢિનાં, ધર્મનાં ઢોંગી બંધને જકડાયલું.

ઊંડા અંધારિયા ખૂણે દૂર રે ! ધકલાયલું;
વિના વાયુ, તેજ, વારિ ખૂબ રે ! કરમાયલુ—

વૃક્ષ તોયે સ્ત્રીત્વ કેરું છાંયડો પ્રસરાવતું;
જગના જન્મથી ઊંચું માતૃત્વ મનુબાળનું.

હશે માંડ ખિલ્યું આજે, સ્ત્રીત્વનું ફૂલ એક આ,
રક્ષાઇ વા ઉપેક્ષાઇ હશે ફૂલ્યુ છેક વા ?

રમવા નીસર્યું માર્ગે, રૂપ ને રસ વેરતું;
નૂતન વેશને ચાળે આંખોને કદી ઘેરતુ.

તેહને જોઇને પાન્થ ! કેમ રે અજાય છો ?
અંગુલિ દાતંની વચ્ચે ભીડી કેમ મુઝાય છો ?

નિત્ય છે ખીલતુ આંહીં, સ્ત્રીત્વ નૂતન રીતથી.
ગજવે ગીતડાં મોઘા નિત્ય_નવ સંગીતથી.

વેશભૂષા, અલંકારો પુરાણા અળગા કરી
રોજ રોજ નવી કૂચે સ્ત્રીત્વ ખૂબ રહ્યું ફરી.

અને આદેશ બીજા કૈં—જિર્ણશીર્ણ સમાજના;
ફગાવી જોશથી આઘે—વિચરે કંઇ બેતમા.

મોટરો હાંકતી, વ્યોમે વાયુયાન ચલાવતી
બંદૂકો સેઇને સ્કંધે શત્રુસૈન્ય ડરાવતી.

તોપને નાળચે ઊભી ચંડીરૂપ સજાવતી;
છાની દૂતી બની, મોટાં કાર્યો ખૂબ બજાવતી.

કાળની રાક્ષસી રૂપે પાદે પાદ મિલાવતી;
મોતની ગૂંડની માથે માથડાં ધરી આવતી.

હૈયું પાષાણનું સ્હેજે બનાવી વાતવાતમાં,
સર્વસ્વ હોમતી જાતી સંહારાગ્નિ પ્રવાતમાં.

ભવાની, ચંડી વા અંબા, રણોની રસિયેણ વા,
કારમા વિઘ્નને ક્યારે, ધરંતી નિજ ફેણમાં.

કન્યકા, પ્રેમિકા, ભાર્યા, પૃથ્વીએ સ્વર્ગની સુધા!
માતા, સંસારની શાતા, દાતા ઓ પ્રણયામૃતા!

જૂજવાં રૂપ કૈં તારાં, ન્યારાં નિત્ય નિહાળીને-
રાચું, કલ્યાણ હું વાંછું તારું ક્ષેમ, સુભાળી હે!

ભલે, તું તોડતી બંધો, છોડતી બાહ્ય રંગને
કાયા તું કેળવી લેતી, મેળવી નવરંગને-

આદરતી ભલે તું કૈં પ્રચંડ પુરુષાર્થ હો!
સ્પર્ધા છે કારમી આહીં સાધ નરશું સાર્થ ઓ!

કિંતુ તું બ્હેન! ઓ મારી, વાતડી એક જાણજે;
માજણ્યા ભાઈશા મારા શબ્દો કૈંક પ્રમાણજે.

ભલે ને ક્ષણની હોય ચંડી વા તું વીરાંગના;
લલિતા, પ્રેયસી, પત્ની વા તું હોય રુડી રમા.

તારાં માતૃત્વની વેલ જરી ના કરમાવજે;
સૂકવી થાનલે દૂધ શિશુ ના તરસાવજે.

અનંત કૈં કાળતણી તું નારી!
સંસારની સુંદર સ્વર્ગ શાતા!
અનંત ઓ, જીવનકેરી દાતા!
માંગલ્યમ્હોરી પ્રિય છો સુજાતા!

ભલે જરી તું ક્ષણ સ્વાર થાજે
ભલે પછી તું રણશીંગ વાજે
જરી ભલે તું રણચંડી રૂપે
હૈયાં ડરાવી રમજે

રતુભાઈ દેસાઈ

# ઋણાનુબંધ

(અનુષ્ટુપ)

દૈવયોગે ધરાને કો વૃક્ષરાજતણી થઈ
મૈત્રી, જેથી ટકી રે' છે બેઉ અન્યોન્યભાવથી.

બિછાવી છાયડી શીળી પૃથ્વીનાં તન ઉપરે
મહાગાઢી ફૂલીફાલી પર્ણની સ્વજટાતણી;
વૃક્ષ તો સર્વદા ઝીલે ગ્રીષ્મના ઉષ્ણ તાપને,
શિશિરે તે વહે માથે તીક્ષ્ણ વૃષ્ટિ કરાતણી
ધૈર્યધારી સહે છે સૌ ઝાપટાં વરષામહીં
'પૂર્ણ સ્નેહ રસે છે આ વિશાળું મૃદુ હત્સર
પૃથ્વીનું, તો ભલે મારે દુઃખના ઘાવ ઝીલવા.'
વિચારતુ તરુ આવું પોતાનાં ચિત્તમાં શુભ
અને પૂર્ણ ધરી શ્રદ્ધા આત્મવૃદ્ધિ કર્યે જતું.

ધરાયે દિલમાં ઊંડે વહેતા મિષ્ટ ને મૃદુ
સુસ્નિગ્ધ રસના પાનો થકી દેહાત્મવૃક્ષના
અહોરાત્રિ જતી હતી પોષતી તે વધારતી
રાચતાં સ્વાર્પણે આવા પ્રિયભાવથકી, થતું
ધરાનું હૈયું યે પૂર્ણ વૃક્ષના ગુણ'થી અહું.

પરંતુ વાયરા વાતા કાળના ઉગ્ર ને ક્રૂર
ક્યારે ગઈ ગળી પૃથ્વી, વૃક્ષરાજતણા ગુણે,
ક્યારથી એ વૃક્ષકેરાં મૂળનાં બંધનો તણે
ત્યાગ શુષ્કા બની કીધો ધરાએ—જાણ્યું એ નહીં.
જાણું કે—
એક દિ' જ્યારે ઉગ્ર વટોળિયે કરી
ધૂંધળી સૌ દિશાઓનો ભગ્નચિત્ત અભાગિયો
વૃક્ષરાજ ઢળ્યો નીચે—ધરાબંધ સરી જતાં.

ઊર્મિલા દવે

# બોધિવૃક્ષનાં દર્શને

શ્રી. વિજય ભટ્ટનું નામ તો હિંદમાં વિખ્યાતિ પામી ચૂક્યું છે. 'ભરતમેટ' અને 'રામરાજ્ય'ના દિગ્દર્શકમાં કાવ્યશક્તિ છે–સાચી કાવ્યશક્તિ છે એની પ્રતીતિ નીચેની જ કવિતા કરાવે છે. ગુજરાતી કવિતામાં પણ શ્રી. વિજય ભટ્ટ પોતાનો ફાળો આપશે એવી અમને શ્રદ્ધા છે. —તંત્રી

---

વિમલ વિશાલ અશ્વત્થછાયા અહો !
બુદ્ધ પદ્માસને આહી બેસે.
"શું હશે શ્રય અંતિમ આ વિશ્વનું ?"
એ વિચારો જ મનમાં પ્રવેશે.

"જન્મ ને મૃત્યુની આ લીલા શું હશે ?
સુખ ને દુઃખ સર્જાય ક્યાંથી ?
સ્થૂલ ને સૂક્ષ્મના ભેદ કેવા હશે ?
ચાલતું વિશ્વનું તંત્ર શાથી ?"

"રાતદિન સૂર્ય ને ચંદ્રના આભમાં
દીવડા કોણ પ્રગટાવનારૂં ?
કોણ આપે ગતિ, તેજ શાથી હશે ?"
ચિન્તવે ચિત્ત એ એકધારૂં.

સતત દિનરાત જ્યાં સાત ચાલ્યાં ગયાં
બાહ્ય અંતરતણા ભેદ તૂટ્યા;
ગગન ભેદી પડે મેઘ પૃથ્વી પરે
જ્ઞાનના ધોધ એવા વછૂટ્યા.

"ભટકતાં ભ્રમમહીં બાહ્ય સ્વાતંત્ર્યના
વાસનાવશ પરાધીન પ્રાણી;
સાન્તમાં સાંકળેલી બધી વૃત્તિની
રીત સંકેલવાની ન જાણી."–

'બાહ્ય વિશ્વે વૃથા બાચકા કાં ભરે ?
ભીનરમાં વિચરતાં શીખ પોતે
દ્વન્દ્વથી પર થઈ કર્મ વ્યાપારનો
દગ્ધબીજ ભાવ કર જ્ઞાનજ્યોતે"—

"પાંખ ધારણ કરી ઊડ આકાશમાં
માર્ગ અથડામણો ના મળે જ્યાં;
દુ:ખ યા સુખ ને દૂરનિકટતણા
ભેદભાવો બધાયે શમે જ્યાં"

"ચાંદની ચોક છે, તેજ શાશ્વતભર્યાં,
દિવ્ય સંગીતના સૂર રેલે;
પારદર્શક બધું પાર આવે નહિ,
સર્વમાં આત્મપ્રતિબિમ્બ ખેલે."

"અચલ શાન્તિભર્યાં દશ્ય અદ્‌ભુત જો
સત્ય, સૌંદર્ય, આનંદ અવધિ,
અનિર્વચનીય છે વર્ણનીય એ નથી,
પ્રેમનો ગાજતો પૂર્ણ જલધિ"—

વિજય ભટ્ટ

•

## કસર કરશો ન રોવામાં

(ગઝલ)

ખુશી આનંદમાં ન્હાવા, બધાં ભેળાં થયાં છે જ્યાં,
ત્યહાં તકદીરનું રોવું: ગનીમત કોઈ રીતે ના.

અગર આંસુ ખળાતાં ના, ઝુકાવો એટલું માથું;
ન દુનિયા જાણવા પામે, કયે વખતે તમે રોયા:

નથી જો કે જરી તોટો નીકળશે કૈંક લો'નારા,
છતાં ગમગીન થાનારા તમારી સાથ કોઈ ના:

બધું જાણ્યા છતાં રોવું ? ચલો, આ સ્થાન છોડીને;
ખૂણો શોધી અજાણ્યો કો કસર કરશો ન રોવામાં.

"લ"

# अस्मदीयम्

## ડૉ. ગોવિન્દ સ્વામીનું અવસાન

ડૉ. ગોવિન્દ સ્વામીના નામથી 'કવિતા'ના વાચકો તો પરિચિત છે જ. એમની સુંદર કવિતાઓનો સંગ્રહ થાય તે પહેલાં જ ગુજરાતે એ યુવાન કવિને ગુમાવ્યો.

તાજેતરમાં જ એમણે સાહિત્યનું સુંદર ત્રૈમાસિક ફાલ્ગુની શરૂ કર્યું હતું. ફાલ્ગુનીના ત્રણેક અંકો પ્રસિદ્ધ પણ થયા. અને એ જ બતાવે છે કે ડૉ. ગોવિન્દ સ્વામી કેટલા ઉત્સુક સાહિત્યસેવક હતા!

તાજેતરમાં જ વડોદરા ખાતે મળેલી સાહિત્ય પરિષદ પ્રસંગે હું વડોદરા ગયો હતો. ત્યાં બપોરે બારેક વાગે વડોદરાના તેમજ અમદાવાદથી આવેલા યુવાન સાહિત્યકારોનો પંદરેક મિત્રોનો સમુદાય ઉતારા પર મને મળવા આવ્યો હતો. ત્યાં એ બધા જ મિત્રોને પ્રથમ વખત મળવાનો લાભ મળ્યો. ડૉ. ગોવિન્દ સ્વામી એમાંના એક હતા. એમને પહેલી અને છેલ્લી જ વાર વડોદરામાં જોયા.

હજી તો એમણે પચ્ચીસી પૂરી કરી નહોતી. પોતે એક વખત કિસાન કાર્યકર પણ હતા. માનવતા પ્રત્યેની એમની એ સહાનુભૂતિ કવિતાદ્વારા વ્યક્ત થતી હતી-અને હજી પરિપૂર્ણ રીતે વ્યક્ત થાય તે પહેલાં એ યુવાન કવિનું અવસાન થયું છે.

એમના અવસાનથી ગુજરાતે એક આશાસ્પદ કવિ ગુમાવ્યો છે. એમની પ્રગટ-અપ્રગટ બધી જ કૃતિઓનો સંચય કરીને પ્રસિદ્ધ કરવાની એમના મિત્રો એક યોજના વિચારી રહ્યા છે. અમો એ યોજનાને અનુમોદન આપીએ છીએ. પ્રભુ સદ્‌ગતના આત્મને શાંતિ આપો-એટલી જ અમારી પ્રાર્થના!

कौलक



# માતાજીનાં મોતી*

(સોરઠો—વસંતતિલકા—અનુષ્ટુપ—ઉપજાતિ)

દુઃખદ માયાફંદ જીવન પ્રભુથી રહિત જો;
બધું જ પરમાનંદ, હૈયું જો હરિશું હળ્યું.



દે જે કંઇ ભગવાન. દિવ્ય દયા નિજ દાખવી;
માની શુભ વરદાન વધાવી લે આનંદથી.



વાદળાંની ઘટા ઘોર જેમ સૂર્યપ્રભાવથી;
સ્મિતનાં જાદુથી તેમ વિઘ્નો યે વિખેરી જતાં.



આવો સુખો લઇ બધી અનુકૂળતાઓ,
યા દુઃખ કષ્ટકસણી લઇને કઠોર;
સર્વે પરિસ્થિતિમહીં, પ્રભુ! એકધારી
તારી પરે અચળ હો! અમ આત્મશ્રદ્ધા.



ત્યારે લાગે રંગ, પ્રભુના પાવન પ્રેમનો;
જ્યારે સઘળો સંગ, અંતરંગથી ઉખડે



પ્રભુના પ્રેમના ત્યારે પરચાને પમાય છે,
જ્યારે બીજા બધા સ્નેહો અંતરેથી વિલાય છે.



નદી યથા સાગરસંગમાર્થે,
રેલાય તે રીત જ સૌ અમારા
ભાવો અને ચિંતનના પ્રવાહો
ધાઓ સુધાસાગર દેવની પ્રતિ!

---

*તાજેતરમાં જ પ્રસિદ્ધ થયેલ કવિ સાધક પૂજાલાલની "માતાજીનાં મોતી" નામક લઘુકપુસ્તિકામાંથી ઉધ્ધૃત

સમગ્ર જીવન ધન્ય, એક પ્રાર્થનામય બની;
પ્રભુને પદે અનન્ય ભાવે અર્પિત થઈ જશે!



ભયથી મુક્ત થવાય, સંપૂરણ ત્યારે જ કે;
જ્યારે દૂર કરાય અંતરથી હિંસા બધી.



નવેસર નવા તત્ત્વે ભરવો ઘટ હોય જો,
સમયે સમયે એને ખાલી તો કરવો પડે.



બાલવિહંગ સમાન અંતરચેતન આપણું;
પાંખ પ્રયોજનજ્ઞાન શીખવું એણે જોઈએ.



ધીરજવંત સદાય, ધાર્યાં ધામે પ્હોંચતો;
ખતમ ખંતથી થાય વિઘ્ન બધાં યે માર્ગના.



ઝગડે બે જણા ત્યારે વિના સંદેહ જાણવું;
કે વાંક બેયનો એમાં, એકે નિર્દોષ ના નર્યો.



દિલમાં જો સચ્ચાઈ તો શાને ચિંતા કશી?
વિજયસિદ્ધિ વરદાઈ અવશ્ય અંતર્ગત તહીં:



કેવો ઉદાત્ત, સુપવિત્ર, ઉદાર કેવો
તારો પ્રભો! પરમ પ્રેમ! કળ્યો ન જાયે!
એ અપ્રમેય અમૃતાબ્ધિ અનંતને તો
સર્વાત્મની પ્રણુતિપૂર્વક ભક્તિભાવે
બોલાવશું હૃદય આ ભરવા અમારું.



નિત નિત નવલ પ્રભાત અંતરને ઉદયાચલે,
અમૃત આશ રળિયાત લાવો સોનલ સિદ્ધિની!

પન્નાલાલ

# કવિ ફિરદોસી

ફારસી કાવ્યના પ્રાણુસમા કવિ 'ફિરદોસી' વિષે આજે આપણે ખૂબ જ અજાણ્યુ છીએ 'શાહનામા'ના કવિ તરીકે જ ફિરદોસીને સારી દુનિયા પિછાને છે. 'ફિરદોસી'નુ બીજુ કાવ્ય "યુસુફ અને ઝુલેખા" છે. 'ફિરદોસી'એ બીજા અનેક કાવ્યો લખ્યાં છે, પણ ખરી અમરતા માટે તો 'શાહનામા'જ બસ છે. 'શાહનામા' લખાયે નવ નવ સદી વીતી ગઈ, છતાંયે તેનું સ્થાન આજે જગતમાં એવું ને એવું છે.

કવિ ફિરદોસીનો જન્મ તૂસનાં એક ગામડામાં હિજરી ૩૨૩-૨૪ (૯૩૫-૩૬)મા થયો હતો.

'ફિરદોસી' કવિનુ તખલ્લુસ છે. પણ પૂરું નામ તો હસન બિન ઈસ્હાક બિન શરફશાહ છે. કેટલાક કાવ્યો તો 'ફિરદોસી'એ "ઇબ્ન શરફશા"ના તખલ્લુસથી પણ લખેલા છે. 'ફિરદોસી'ના તખલ્લુસ વિષે મતભેદ છે: કોઈ કહે છે કે, ફિરદોસીના પિતા ગુરીઓન અમુ મો'સરની માલિકીના "ફિરદોસ" બાગ પરથી પોતે તખલ્લુસ લીધુ છે, ત્યારે 'જામી બહારીસ્તાન'માં લખેલું છે કે, સુલ્તાન મહમૂદની મજલિસ કવિએ ફિરદોસી સમી બનાવી હતી તેથી "ફિરદોસી" તખલ્લુસ પડ્યું છે.

ફિરદોસી તૂસના હાકેમના જુલ્મથી તૂસ છોડી, ગઝનીન આવે છે. ત્યાં ખૂબ આર્થિક મુશ્કેલીઓ વેઠી, છેવટે કવિતા ગાઈ ને માંડમાંડ પોતાનું ગુજરાન ચલાવે છે. આ વખતે કવિ 'અનવરી'નો ખૂબ માનમરતબો જોઈ 'ફિરદોસી'ને તેની સાથે મૈત્રી કરવાની ઇચ્છા થઈ ફિરદોસી કવિ 'અનવરી'ની મજલિસમાં જાય છે. કવિ 'અનવરી' તેના સાથીદારો અસજદી ને ફરૂખી સાથે વાતો કરી રહ્યો છે તેવામા ફિરદોસીને જોઈ અનવરી તેની મજાક કરતાં કહે છે કે, "બિરાદર, કવિની મેહફિલમા કવિને જ પ્રવેશ હોય છે." ફિરદોસીએ જવાબ આપ્યો: 'હું યે થોડો ઘણો કવિ છું." કવિ 'અનવરી'ને 'ફિરદોસી'ની વાતમાં યકીન ન આવ્યો અને તેની કાવ્યશક્તિ કેટલી છે તે પારખવાની ઇચ્છા થઈ.

"અમે ત્રણેય એકેક કડી કરશું અને ચોથી કડી તું કરે તો અમે તને કવિ તરીકે સ્વીકારીશુ" કહી 'અનવરી'એ એક કડી ગાઈ: "ચું આરીઝે તૂ માહ નાબાશદ રોશન" એટલે કે, 'તારા ગાલની રોશની ચંદ્રમાયે નથી.' બીજી કડી અસજદીએ ગાઈ, "માનન્દે રૂખત ગુલ નબુવદ દર ગુલશન." "તારા વદન સરીખું'

એકે ગુલ ગુલશનમાં નથી." ત્રીજી કડી ફરૂખીએ ગાઈ: "મુઝગાનત હમીકુન્દ ગુઝાર અઝ જોશન" 'બખ્તરનેય વીંધી નાખે એવાં તારા નયન છે.' આ પ્રાસની ત્રણ કડી જ મળી શકે; પણ ફિરદોશીએ ચોથી કડી શોધી કાઢી અને ગાયુ "માનન્દે સનાને ગીવ દર પુશન." જાણે પુશનના જંગમા ગીવના ભાલા. આજ ફિરદોસી કાવ્યશક્તિની વિશેષતા—અનુપમતા-મહત્તા.

અનવરીએ ફિરદોસીની મહત્તા પિછાની અને તેનુ ફારસીનુ જ્ઞાન જોઈ તેને ફારસના શાહોની 'તવારીખ' લખવાની ઈલ્તિમાશ કરી.

કવિ અનવરી ફિરદોસીને સુલ્તાન મહમદ ગઝનવીની હઝુરમાં લાવે છે અને ફિરદોસીના તવારીખના જ્ઞાનની તારીફ કરે છે. સુલ્તાનની કસોટીમાં પણ ફિરદોસી પાર ઉતરે છે.

ફિરદોસી 'શાહનામાં' લખે છે. ૩૦ વર્ષની અથાગ મહેનતે અને ૮૦ વર્ષની ઉંમરે ૩૭૯ હિજરીમાં તે પૂરૂં કરે છે. સુલ્તાન મહમૂદના વઝીર અને ફિરદોસીના આશ્રયદાતા અબુલ કવાસીમ અહમદ બીન અલ હસન અલમયમન્દી મારફત આ 'શાહનામા' સુલ્તાન આગળ રજુ થાય છે. આલમયમન્દીના વિરોધી ઘણા હોઈ, ફિરદોસીને દિનારને બદલે દિરહમની બક્ષીસ મોકલાય છે ફિરદોસી હમામમા હોઈ આવેલ દિરહમમાંથી ૨૦ હજાર હમામીને, ૨૦ હજાર ફુકાઈ (મિઠાઈ વેચનાર)ને અને ૨૦ હજાર દિરહમ લાવનારને વહેંચી દે છે.

પછી ફિરદોસી બાદશાહના કિતાબદાર પાસેથી 'શાહનામા' લઈ સુલ્તાન મહમૂદ પર એક "ઉપહાસ" લખે છે જેનો અર્થ એ છે કે: "કેટલાયે વરસ મેં 'શાહનામા' પાછળ મ્હેનત ઉઠાવી અને તે એ આશાએ કે શાહ મને તાજ બક્ષીસ કરે; પણ અંતરના ખૂન જ મને મળ્યા, પવનથી જ મુઠ્ઠીઓ ભરાઈ. શાહ શાહનું જ ફરઝન્દ હોત તો મને સોનાનો તાજ બક્ષીસ કરત, શાહની મા બાનુ હોત તો મને ઘુંટણ સુધી સોનાચાંદીથી ભરી દેત; પણ નીચ કુટુમ્બના ફરઝન્દ બુઝરગાનની તારીફ ક્યાંથી સાંખી શકે? વૃક્ષ સ્વભાવે જ કડવુ હોય પછી ભલે ને જન્નતના બાગે રોપાય, ને ફિરદોસના ઝરણેથી પાણી પવાય કે શીર ને શરબત યે સિંચાય—ફળ કડવાંજ ઉતરવાનાં! નાપાક—ઝાદહથી શી ઉમ્મીદો રખાય? સીદીનો રંગ ધોયે સફેદ થયો સાંભળ્યો છે?" આ ઉપહાસ ફારસી સાહિત્યમાં ઘણો જ જાણીતો છે; અને ઉપહાસનાં કવિ તરીકે ફિરદોસીની તવ્હેની સાક્ષી પૂરે છે. તેમજ ફારસી ઉપહાસક કવિતાનો ઇતિહાસ આ 'ઉપહાસ'થી જ દોરાય છે.

વળી બીજી હકીકત એવી પણ જાણવા મળે છે કે, સુલ્તાન મહમદ હિંદની સફર વખતે હિંદના એક હાકિમ પર પત્ર લખે છે અને અલમયમન્દી

તરફ નજર કરી પૂછે છે કે "ધાર્યો જવાબ ન આવે તો?" અલમયમન્દી 'શાહનામા'ની એક પંક્તિ જવાબ બોલે છે. "અગર, જુઝ બકામે મન આયદ જવાબ મન ઓ ગુર્ઝ ઓ મયદાન ઓ અફરાસીયાબ" ધાર્યો જવાબ ન આવે તો પછી હુ છું, સમશેર છે, અફરાસીયાબ ને મયદાન છે." સુલ્તાન મહમદઆ પંક્તિના વિષે કવિ અલમયમન્દીને પૂછે છે. અલમયમન્દી એ કહ્યું, "આ કવિતા બનાવનારો બિચારો ફિરદૌસી છે." આ જવાબ સાભળી સુલ્તાન ઘણો જ પસ્તાય છે અને તુરત ૬૦ હજાર દિનારની કિંમતની નીલથી લદાયલાં ૪૦ ઊંટ તૂસ તરફ રવાના કરે છે. હજુ તો ઊંટ તૂસમાં પહોચે તે પહેલાં તો ફિરદૌસીના અવસાનના સમાચાર જાણવા મળે છે. ઊંટ તૂસના દવાજામાં પ્રવેશે છે ત્યા તો બીજે દરવાજેથી ફિરદૌસીના જનાઝાને લઇ જતો જોવામાં આવે છે. કહેવાય છે કે, ફિરદૌસીની બ્હેનને આ બક્ષીસ આપવામાં આવી, પરતુ તેણે તે ન સ્વીકારી

ફિરદૌસીનું અવસાન ૮૭ વર્ષની વયે હિજરી ૪૧૧મા તૂસમાં થયાનું જાણુવા મળે છે. અને કબર પણ હજુયે તૂસમા મોજૂદ છે.

જહાનરા બુલંદી ઓ પસ્તી તૂઇ
ન દાનમ ચેઇ, હરચે હસ્તી તૂઇ.

[જગતની બુલંદી ને પસ્તી તુજ છો, તારા મર્મ નથી ઉકલાતા, પણ હસ્તી તુજ છો.]

'કારવા'માથી ] [અનુવાદક : 'શાહીન'

# 'ધરિત્રી'ની સમીક્ષા

## મિ૦

'ધરિત્રી' ભાઇ પ્રેમશંકર હ. ભટ્ટનો પ્રથમ કાવ્યસંગ્રહ છે.

ભાઈ પ્રેમશંકર સામયિકોમાં પ્રગટ થતા તેમના કાવ્યોથી, આ અગાઉ, ગુજરાતી કાવ્યરસિક જનતાને પરિચિત થઇ ચૂક્યા છે. તદ્ઉપરાંત, 'કવિતા' કાર્યાલય તરફથી તેમને સોંપાયેલ 'ચયનિકા' વાર્ષિકીસંગ્રહના સંપાદન કાર્યથી પણ તેઓ ગુજરાતના નૂતન કવિતાલેખકવર્ગમાં જાણીતા થયેલ છે

આવા જાણીતા નવયુવક કવિમિત્રના પ્રથમ કાવ્યપ્રકાશનને આવકારતા અમને આનંદ થાય છે.

૧૧૪ પાનાંના આ કાવ્યસંગ્રહમાં બધા મળી ૬૧ કાવ્યો છે. કેટલાંક સોનેટો, કેટલાંક ઊર્મિગીતો, કેટલાંક ગેયગીતો, કેટલાક ચિન્તનપ્રધાન કાવ્યો અને બીજી કથાકાવ્ય કહી શકાય એવી કૃતિઓ છે આ બધી કૃતિઓ જોતા નાનામાં નાનું કાવ્ય પાંચ પંક્તિનું જોવા મળે છે તો મોટામાં મોટું ૨૦૫ પંક્તિનું પણ છે. શબ્દોની બાંધણી જોતા એમાં ઘરગથ્થુ પ્રયોગો અને ભાવનગરી–કાઠિયાવાડી શબ્દો છૂટથી વપરાયા છે. એની સાથે જ એમાં શબ્દોની સંસ્કૃત પ્રચુરતા પણ પૂરતી છે. એકંદરે ભાષા શુદ્ધ, શિષ્ટ અને સંસ્કારી છે વાણીનો રણકાર બહુધા કાનમાં ગૂંજી જાય કે હૈયામાં બેસી જાય એવો નથી, તેમ છતા તે દોદળો, બોખરો કે આંગળી ચીંધીને બેસૂરો કહી શકાય એવો પણ નથી.

છંદોરચનાની દૃષ્ટિએ આધુનિક કાવ્યસૃષ્ટિમાં ચલણી બનેલા પૃથ્વી અને ઉપજાતિનો ઉપયોગ તેમણે છૂટથી કર્યો છે. તો તેની સાથે સાથે શિખરિણી, મન્દાક્રાન્તા, વસંતતિલકા, શાર્દૂલ, અનુષ્ટુપ આદિ વૃત્તોનો ઉપયોગ પણ તેમણે કર્યો છે. ગેય છંદોમાં પણ તેમણે હાથ અજમાવ્યો છે અને તેના પરિણામરૂપ આપણને માઢ, ઠીંચ, ભજન, અંજની, ગુલબકીના પ્રકારો વાચવા મળે છે. પૃથ્વી અને મિશ્રોપજાતિનું વધુ પડતું આલંબન લીધું હોવા છતાં તેમાં બીજા છંદોના પ્રકારો ઢંકાઇ જતા નથી, પણ ગેય-કાવ્યોમાં પ્રકારોની વિવિધતા કે વિપુલતા પ્રાપ્ત થતી નથી. ગણીગાંઠી જે થોડી ગેયકૃતિઓ છે તેનો ધ્વનિ, કાવ્ય-

---

ધરિત્રી : લેખક : પ્રેમશંકર હરિલાલ ભટ્ટ–પ્રવેશકલેખક–પ્રાધ્યાપક ડોલરરાય માંકડ–ચિત્રણકાર–ભૃગુરાય અંજારિયા પ્રકાશક : સી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨. ડેમી સાઇઝ, એન્ટીક કાગળ, દ્વિરંગી સ્વરચિત્ર : પૃષ્ઠ આશરે ૧૫૫, મૂલ્ય ત્રણ રૂપિયા.

ચમત્કાર કે વાણીનો ઉત્કૃષ્ટ પ્રકાર એવો નથી કે એકાદી કૃતિ અમર નહીં તો કમમાં કમ સંગ્રહની શ્રેષ્ઠ કૃતિ કહી શકાય.

ભાઈ પ્રેમશંકરનો છંદ ઉપરનો કાબૂ સુદૃઢ છે અને તેમની કલમ લેખન વખતે અસ્ખલિત ચાલી હશે એવો ભાસ થાય છે. તેમ છતાં અક્ષરમેળવૃત્તોની કેટલીક પંક્તિઓમાં છંદદોષ રહી ગયો છે તે અમારા અભિપ્રાય મુજબ નિવારી શકાય એવો હતો. અનાયાસે લખાય અને આયાસે સુધારાય એવો જ કવિકુલ ગુરુનો અનુભવ છે. એ અનુભવની એકતા જાળવવી એ આપણા નવકવિગણનું કામ છે. ગેયઢાળમાં અંજનીને ભાઈ પ્રેમશંકરે વિલંબિત અંજની બનાવ્યો છે. તેમાં ક્યાંક ક્યાંક માત્રા ખૂટતી કે વધતી જણાય છે, જે પણ નિવાર્ય હતી. વળી અક્ષરમેળની રચનામાં એક ચરણથી બીજા ચરણનો ઉપાડ કરતાં શબ્દોની વિભક્તિ તોડવી પડે છે એ રચના પણ અમારા અભિપ્રાય મુજબ કિલષ્ટ જ છે. અલબત્ત, આમ છૂટ લઈ શકાય કે કેમ અને લઈ શકાય તો તે કેટલે અંશે કાવ્યકલાને શોભા કે હાનિરૂપ છે તેનો વિવાદ ચાલી રહ્યો છે. એ વિવાદનું પરિણામ ગમે તે આવે કાલબલ અને કાવ્યરસિકવર્ગની સ્વીકૃતિ અસ્વીકૃતિ જ આ પ્રયોગોની ઇષ્ટતા–અનિષ્ટતા પુરવાર કરશે

સંગ્રહના બધા કાવ્યોની ક્રમશ: સમીક્ષા કરતાં તેનું વર્ગીકરણ કરવું આવશ્યક બને છે. તેમ છતાં કૃતિઓના વિષય અને ભાવને નોખા નોખા પાડવાનો પ્રયત્ન કરવો એ કંઈક અંશે કપરું અને કંઈક અંશે કાવ્યકલાના તત્ત્વને હાનિ પહોંચાડનારું બની જવા સંભવ છે. કારણ કે અંતે તો કવિ એ સંવેદનશીલ પ્રાણી છે એની હૃદયની ધરતીમાં જીવનનો તડકો-છાંયો, અનુભવ અવિચાર, સુખદુઃખ દરેક જ અસર કરે છે. અને એ પછી જે વાણીરૂપ ફૂટે છે તે કાવ્ય બને છે. એમ છતાં, આપણી છીછરી વિહંગદૃષ્ટિ માટે એને જૂદી જૂદી રીતે અવલોકવાનો પ્રયત્ન કરીએ.

દલિતપ્રેમ

આ કવિના લેખનમાં વિયોગનું તત્ત્વ અને અગમ્ય ખારેખમ કરુણાનો વિષાદ આગળ પડતો છે તેની નોંધ પછી લઈશું. પહેલાં તેમનાં કાવ્યોમાં આછોપાતળો દેખાતો દલિતપ્રેમ જોઈએ.

સમાજના અધીતપમાં જીવનારાં શોષિત પાત્રો તરફ સહાનુભૂતિ અને કરુણાનો ઉચ્ચાર એને ઉપરછલ્લી નજરે દલિતપ્રેમ કહેવામાં આવે છે. રાજકીય દૃષ્ટિએ એ ખરો દલિતપ્રેમ નથી. સંવેદનશીલ અને લાગણીપ્રધાન હોય તો

તે જ્યાં જ્યાં જરી અન્યાય કે દુઃખ જુએ એટલે, એનું હૃદય સળગી ઊઠે. પણ હૃદય સળગીને વાણીની કનાદ્વારા ખાખ થઈ જવા પ્રેરાય અને બીજાને પ્રેરે અને કેવળ દુઃખનો ઉદ્‌ગાર કાઢી બેસી રહે એ બે ભિન્ન સ્થિતિમાં ખૂબ ફરક છે. બાઈ પ્રેમશંકરનું હૃદય પણ ખૂબ સહાનુભૂતિભર્યું હોઈ એ સમાજના દુઃખી પાત્રો કે વ્યક્તિઓ તરફ સહાનુકંપાપૂર્વક જુએ છે. પણ તેમને નડતા દુઃખોના મૂળ કારણને શોધવા મથતા નથી કે તેનું ઉચ્છેદન કરવાનો આદેશ તેમની કવિતા લેતી નથી. આથી તેમના કાવ્યો પૂર્ણરૂપે દલિતપ્રેમના કાવ્યો બનતા અટકી ગયાં છે તો તેથી ઊલટું, તેમાં ક્યાંક ચિંતન, મનન કે આત્મોપ્રેક્ષણનું સ્પષ્ટીકરણ પ્રવેશી શક્યું છે

'બામાગાડી હાંકનારી'નું કાવ્ય જરા મહેનત લઈ વાંચી સમજવું પડે એમ છે. એમાં વિધવા આયાની મનસ્થિતિના ચિત્રનો વિષય ખૂબ જ ઉત્તમ છે આપણા દેશની રાજકીય અને આર્થિક પછાત સ્થિતિને કારણે કુટુંબોમાં આયાનો પ્રશ્ન ઉપસ્થિત થયો નથી પણ શ્રીમંત અને મૂડીમંડિત કુટુંબોમાં જ્યાં જ્યાં બાળકોના લાલનપાલન માટે તેમજ શિશુસંગોપન અર્થે આયાઓને રોકવામાં આવે છે તે સ્થળે આયાઓનો પ્રશ્ન ઉગ્ર છે જ. આયાજીવનના સૂક્ષ્મ ધબકારને આ કાવ્યમાં વણી લેવાનો પ્રયાસ ખૂબ જ સ્તુત્ય છે. જો કે જેટલો સુરેખ અને સ્પષ્ટ આકાર એને પ્રાપ્ત થવો જોઈતો હતો તેવો થયો નથી.

"એ મૃત્યુ પામ્યો"માં નવપરિણીત પાંગમાં ઘરની કન્યાની વિષમ દશા પ્રત્યે અનુકંપા ઉદ્‌ભવે છે સ્ત્રીજીવનનો આ પણ એક સળગતો પ્રશ્ન છે. આપણે ત્યાં દેહલગ્નો જ મોટે ભાગે થાય છે છતાં પુનર્લગ્નની છૂટ નથી પણ જ્યાં અલ્પાંશે પણ પમંદગીના કે સ્નેહના લગ્ન થાય છે ત્યાં કવિનો પ્રશ્ન કેટલો સૂચક અને માર્મિક છે?

માબાપ ને બ્હેન રડી રડીને
અખંડ હૈયે સ્મૃતિને ટકાવશે
વ્યથા પરંતુ કયમ એ સમાવશે?
—એ કંકણો નંદવવાની સામે—
જેણે દીધું નંદવી હૈયું એનું?

"જાદવજી મહારાજ" અને "ગજો ટપાલી"ના પાત્રો તેમના જીવનની ગાઢ કરુણાને લીધે આપણને ખેંચે છે ખરાં, પણ મધ્યોમાં તેથી વધુ તરવરાટ જણાતો નથી "મૃત્યુ પામ્યો"માં અંતની ચાર પંક્તિઓ છોડી દેવાઈ હોત તો ઠીક થાત તેમજ "જાદવજી મા'રાજ"માં પણ—

"તપ્યાં પ્રખ્યા અતર અન્ય હારવા
કરી રહું સ્વાર્પણ હું કહું ના?"

ની પ્રશ્નોત્તરી કાવ્યના ધ્વનિ માટે અનાવશ્યક હોઇ ત્યજી દેવાઈ હોત તો ઉત્તમ થાત.

"હું ને એ" રૂપકવિનીના જીવનનું જ ચિત્ર છે. નિમ્ન પંક્તિઓઃ—

"એ દિનો ને સ્વપ્ન મધુરા કાળગંગા કિનારે
હાલ્યા એ રે! કંઈ નહિ ભલા! હાટ માંડયુ પછી શું?"

કાવ્યની ચોટને ઉત્તમ અને વિષયની કરુણતાને સમોટ બનાવે છે.

કુટુંબવાત્સલ્ય

"જાદવજી મહારાજ"નું શાળાજીવનનું સ્મરણ એ પરાયાં પારકાને ન ઓળખનાર નિર્દોષ શિશુહૃદય અને બાલ્યજીવનનું જ પ્રતિબિંબ છે.

'મા ને' કાવ્યમાં માતૃપ્રેમનું મીઠું સ્મરણ છે પણ એ સ્મરણમાં ઊંડો વિષાદ છે. અત્યંત નાની અવસ્થામાં માનું મરણ થયું હોઈ શિશુને એના મેઢાની કે મોધાટની એકે ઝાંખી રહી નથી

"તમારી મા! છબી જૂની એકે પાસે રહી નથી
મોઢું કે ઘાટની વાત કદિ કોયે કહી નથી"

માના વત્સલ્યની ખોટ મનુષ્યના જીવનમાં એવો તો એક કદી ન પૂરાય એવો ઊંડો ખાડો પાડી દે છે કે બિચારાને જીવનભરનું શલ્ય સાલ્યા જ કરે છે. નમાયા હોવું એ ગુનો નથી પણ બદનસીબી છે જ. નમાયા જીવનની પરવશતા અને પારાવાર-કરુણા જોતાં હૃદય કંપે છે. એ કરુણાનું કવિ એ જ પંક્તિમાં ચિત્ર ઉપસાવે છે—

"રખડયા, રઝળ્યા, દાઝી કૂણી પાખ ઉમંગની
અંતર પાડતું ચીસ મૂંગી માત ઉછંગની"

વિશ્વનાં જનનીહીન અસંખ્ય શિશુહૃદયની જ ચીસ કવિની આ કાવ્ય પંક્તિમાંથી ઊઠતી લાગે છે.

ન જોયેલી, ન અનુભવેલી માતૃપ્રીતિની યાદ પણ કેટલી શક્તિ અને સામર્થ્યપ્રેરક હોય છે!

"છાયા એ ક્ષણની કિંતુ અર્પે ચેતન કેવડું?
તમારી યાદથી ત્યારે અંતર થબકે બેવડું?"

"ઉપરતાને" એ અશ્રુકાવ્ય છે. ગતાત્માનો શોચ છે. છતાં વત્સલ્યભાવનું જ એ આલેખન છે. જીવનવ્યોમમાં—

"સુહાગી ઈન્દુરેખા શી વિલસી ક્ષણ બાલિકા"

સુહાગી ઇન્દુરેખાશી પુત્રીનો—

"પ્રદીપ શું જીવનનો બુઝ્યા
પ્રભા હજી ના પમરી જગે ને !
સુકોમળું જીવનવાદ્ય મૂક
છેડયો ન એકે સ્વર ને વિરામ્યું !"

સંતાનહીન માતપિતા ટેકણલાકડીહીન જીવન જીવ્યે જાય છે.

અમે બે નેહ અંગોની અપંગું તોય રહીએ
મિલાવી ભૂતમાં ભાવિ, વર્તમાન વિસારતા"

"શુભચિંતન" એ લગ્ન મંગલની આશીષો વરસાવતું શુભ કામનાભર્યું કાવ્ય છે. એનો સૂર છેઃ—

"યાત્રી, યાત્રા અને પથ સદૈવ પ્રિય ! ધન્ય હો !"

## વિરહ, વ્યથા, વિયોગ

"અવાવરુ ઘર"ના પ્રથમ શ્લોકની અંતિમ પંક્તિ આમ છેઃ—

"...ભો ઘરે અગમ તત્ત્વ ભારેખમ"

ભાઈ પ્રેમશંકરની હૃદયધરતીએ પણ આ અગમ ભારેખમ તત્ત્વની જ ઉપાસના કીધી છે. એમનાં કેટલાંક કાવ્યોમાં આ અગમ્ય તત્ત્વની શોધ, તેના વિયોગનો વિલાપ, તો તેના સામીપ્ય અને દર્શનથી ઉપજતા ભાનમાંથી ઉદ્ભવતું આશ્વાસન, અગમ તત્ત્વને અનુરૂપ સુંદર શબ્દસંકલના, ભાવચિત્રણ અને અર્થાન્વેષણ આપણને મળી રહે છે.

સંગ્રહના પ્રથમ કાવ્ય 'નોતરું'માં જ એ વ્યક્ત થાય છે. મિલન માટેનો ભક્તહૃદયનો તલસાટ અથાગ છે. આરાધ્ય દેવતાના આમંત્રણનું આકર્ષણ પણ એટલું જ બળવાન છે. છતાં—

"વળી કેડી પગ લથડતે, ખૂટવી કેમ મારે ?"

—નો ઉદ્ગાર હૃદયની ઊંડી નિગશાને વ્યક્ત કરી જાય છે. વર્ષાનાં મંદ મધુર ઝરમર જલગાનમાં પણ કવિને વિયોગનો જ ભાસ થાય છે એ કહે છે કેઃ—

"અધીર કું બ્હાર ઘસું, કોઈ ન્હોતું ત્યાં;
એક ને અખંડ હતો વિયોગ જ ત્યાં"

"આપ્યુંને અણુસારે" એ આ ગ્રંથનું સર્વોત્તમ ગેયકાવ્ય અમને લાગે છે. અખંડ વિયોગ તો ટૈરે લખ્યો જ છે, પણ ત્યાં એની ઝંખના ભાગી છે,—ને

પધારે છે: તે પધારે છે ત્યારે ઉપાસક ઊંઘતો હોય છે, અને ઉપાસ્ય આદરાતિથ્ય પામ્યા વિના પાછો ફરે છે. ઝબકીને જાગતા જ ખબર પડે છે કે એ તો ગયા કવિવર ટાગોરના આવાં અગમ્ય તત્ત્વ ભરપૂર ગીતોને સ્મરાવે એવું આ ગીત છે. ભાવને અનુરૂપ ભાષા અને અર્થને અનુરૂપ પદપ્રવાહ એ આ ગીતનું વિશિષ્ટ લક્ષણ છે. માત્ર એક જ નિવાર્ય દોષ શરતચૂકથી રહી ગયો લાગે છે તે પ્રતિ ભાઈ પ્રેમશંકરનુ ધ્યાન ખેંચીએ કે જેથી બીજી આવૃત્તિ સમયે તેમને યોગ્ય લગે તો તેઓ તે અનૌચિત્ય દૂર કરે.

"આખ્યું ને અણસારે એને ઓળખ્યો"

એ ગીતની ધ્રુવપંક્તિમા ઉપાસ્યનો તૃતીયપુરુષ એકવચનમા ઉલ્લેખ છે. ગીતના ત્રીજા શ્લોકમા એ ઉલ્લેખનુ તૃતીયપુરુષ એકવચન બદલાઇ જાય છે અને દ્વિતીયપુરુષ એકવચન બની જાય છે. જેમકે —

નો'તા રે! વાવડ તારા વાલ્યમા,
નો'તા કશાયે સંદેશ,
અડધી રાતે ટાણે કારમા,
વરતું ક્યાથી અણચિંતવેલ?
—આખ્યુ ને૦

—એટલે કે આરંભની પંક્તિ આમ હોય તો વધુ ઔચિત્યપૂર્ણ લાગે.

"આખ્યું ને અણસારે તૂને ઓળખ્યો"

કવિના ફૂલસમા મૃદુ અને કોમલ હૃદય પર ક્યાંકથી અદીઠ ગૂઢ ઘા પડયો છે ને તે ઘાની અસર એમના અનેક કાવ્યોમા અપ્રત્યક્ષ પ્રત્યક્ષ દેખાયા જ કરે છે. 'ચિરવિયોગ'ની પંક્તિઓ જુઓ—

"પંથ જુદો પણ ટૂંકો ભાળો,
બાંધ્યો વીંખી મમતા માળો,
ધાતો પાછળ, તો ય તું હુ કાં-
જૂદા ને જૂદા?"

## પ્રણય અને વિશ્લેષ

કવિના પ્રણયકાવ્યો પણ છે; પણ એ કાવ્યો નથી. એક પ્રકારનાં અક્ષર-બદ્ધ આંસુઓ જ છે. એમાં પ્રણયકાવ્યોની આરપાર વસેલો છે એક નિરાશા, રુદિયા, ચિરવિયોગમાથી જન્મતી ભાવિમિલનની ઝાંખી આશા, ક્ષણિક સમાધાન, ચિંતન વગેરે વસ્તુઓ સાપડે છે. ઊગતા છોડને પ્રથમ વારનો કારમો ઝટકો ખમવો ન પડયો હોય તેમ કાવ્યો જોતાં કાવ્યોના નાયકને હૈયે પ્રણયની વિનષ્ટિ અને વિશ્લેષનો ચિર વિષાદ જડે છે.

પોતાની થવા ધારી ચૂકેલી પ્રણયિની બીજાની થાય છે. નાયકને હૈયે પ્રશ્ન ઊઠે છે કે એ મારી મટી ગઇ? અને શું જતી રહી? એ ભાવને આલેખતાં કવિએ આસપાસ જે સુંદર વર્ણનકૌશલ રજૂ કર્યું છે તે મનોહારી છે. આ તે પંક્તિઓ:—

સંધ્યાતણી પાલવકોર ભૂખરી
નિરાશ કો અંતરથી, ક્ષણે ક્ષણે
છવાય, તો યે તહીં ગ્રામ પાદરે
લાવણ્યની લોલવિલોલ વેલ શી
અનેક નારી નિજ કંઠવીણા
બજાવતી'તી :

ન મળેલી પ્રિયાને "મળો તર"માં સંબોધન છે. પારકી બની ચૂકેલી પ્રિયા સાથે કદીક મુલાકાત થઇ જાય છે, તો—

"હવે વિલપવું ભલા? અવર રહોટસંગી તમે,
અમેય પરરહોડ સેવી, ગત સ્વપ્નસૃષ્ટિ બધી
કરી દફન ને પછે જીરણ પર્ણ શા આથડી
કદી મળવું તો ન વાત; પગથોળ યે ના જરી
પ્રયત્ન કરી હાસ્ય ને નયનબારણે તોરણ
જલાશ્રુતણું ટાંગવું અધિક દુ:ખ રેલાવવા"

જતી રહેલી પ્રિયા પ્રિયતમને ભૂલી જતી લાગે છે: કા કે મંદિરના પગથાર પર બન્ને એકમેકને મળી જાય છે છતાં પેલી કાંઇ બોલતી નથી: શું બોલે? પ્રેમ કદી બોલે છે? એ તો મૂગો રહી ભવ્ય સ્વાર્પણ જ આદરે છે.

'તમારા વિના'માં પણ વિયોગની એ જ વાત છે. વિનષ્ટ પ્રણયનું રુદન છે. શિવસ્વરુપિણી સરિતા જેમ તટના તરુઓને, ખેતરોને વારિ સીંચતી અંતે તપી રણમાં ભળી જાય છે તેમ અધવચ્ચે મૃત્યુરણમાં ભળી ગયેલી પ્રિયા પણ કોક જીવનને પુષ્ટ કરવા જ અદૃશ્ય થઇ છે. તો પછી તેનો શોક શાનો?

"આમંત્રણ"માં કવિ પ્રિય સખીને આમંત્રણ આપવા કરતાં વેગળા રહેવાની વિનંતિ કરે છે. કવિનો સંકોચ એના પ્રણયી દિલને શોભે તેવો જ છે: એ કહે છે:—

"કમાન કવિ કલ્પનાતણી પથારી આભે ઊડે,
ઊડે મધુર ધારપે સ્વરની ગાયકો, રંગથી—
અદીઠ દુનિયા કરે ધબકતી ચિતારો, સજે
સમગ્ર ઉરવાંછના સુભગ શિલ્પમાં શિલ્પી કો,
તમે કવન, સૂરની મધુર ધાર, રેખાવલી,

કળા સુભગ શિલ્પની, કયમ કઠોર, મેવા રજે
મરેલ મમ આંગણે પદ્મરાગ રોળી જજે
કહુ ?
અગર રોળતા હું નજરે ય ન્યાળી શકું ?

### કથાકાવ્યો

આ કાવ્યસંગ્રહમાં ઝાઝાં કથાકાવ્યો આપણને સાંપડતાં નથી. કંઈક અંશે એ ખંડકાવ્ય જેવાં છે. આવાં કાવ્ય પણ ત્રણ જ છે. એક છે 'શકુન્તલા', બીજું 'ચંદ્રા' અને ત્રીજું 'અભિસાર'.

"શકુન્તલા"ના કાવ્યવિષયની પસંદગી તેના સનાતન પ્રણયસૌંદર્ય અને રસસંપન્નતા માટે ઉત્તમ છે. શકુંતલા'ના સમગ્ર જીવનનો ચિતાર આપવા કવિએ કોશીશ કરી છે. પણ કથાનું કથિતવ્ય પ્રમાણમાં ઝાંખું બની ગયું લાગે છે. ભાવો જે રીતે ઘૂંટાઈને નીખરવા જોઈએ તે રીતે ઘૂંટાવા સાધ્યા નથી અને તેથી એક ઉત્તમ કૃતિરૂપે સર્જાવાયોગ્ય વસ્તુ ખૂબ વિસ્તારપૂર્વક અને શ્રમસાધ્ય રીતે લખાઈ હોવા છતાં સઘળી સુકુમારૂપ બની શકી નથી. જો કે "શાકુંતલ"માં આવતા વર્ણનોની બરોબરી કરી શકે એવા પ્રકૃતિવર્ણનની કેટલીક પંક્તિઓ કવિ અહીં બહુ સુભગ રીતે રજૂ કરે છે—

'પીને આસવ મત્ત આમ્રરમનો પુરકોકિલો કૂજતા,
ખીલેલા કુસુમો ચુમી અલિગણો વીણાસમું ગૂંજતા,
એલારેત લઈ લવંગતરુને આશ્લેષ આદ્રો લસે,
રમ્યા માધવથી સુગંધ રસ ને સંગીત વ્હાલી દસે"

. .. ... ..

આજે દક્ષિણ વાયુ હયા સુરભિ પીના ઢોળતો વીંઝતો
વા હેલી મધુ રાગરગભર ના સંધ્યા ઉષાની છલે,
ના મ્હેકત શિખંડીમુકત બહુની ભાવોર્મિ કંઠે ઝરી,
ન્યાળી માળ નવામ્બુદોની નહિ વા ઉત્સંગમાં મેઘના
સુગ્ધા કોડવતી બની સરકતી સૌદામિની, કેમ આ
પીરી ધૂસર વસ્ત્રમાંહી તનને રોકાકુલા પ્રકૃતિ ?

મહાન સાહિત્યસ્વામી શરદચન્દ્રે સર્જેલ અમર પાત્રોની કથા 'ચંદ્રા'માં ફરીવાર ગુંથાઈ છે તો વળી "અભિસાર"માં કવિવર રવિબાબુની એક કથાને ગુજરાતી વાઘા પહેરાવવામાં આવ્યા છે. બન્ને કાવ્યોમાં વૃત્તની વિવિધતા, વર્ણનની હથોટી, હૃદયસ્પર્શી ચિત્રાંકન છે પણ કવિની કલમને જેબ આપે એવી આ કૃતિઓ નથી.

## ચિંતન

આ કવિની ખૂબી છે તેમના ચિંતન-સૌન્દર્યમાં.' સૌન્દર્યના વર્ણનમાં તેઓ ચિંતન લાવી શકે છે. તો વળી ચિન્તનમા સૌદર્ય એ તેમને સહજ છે. 'રાજેસર ! દેરીઓને' એ કાવ્ય આખા સંગ્રહની કલગીરૂપ છે. રાજેસરની દેરીઓને પ્રતીકરૂપે લઈને તેમણે કાળ ભગવાનની લીલાની ગહનતા જ ગાઈ છે. આમાં અને "મુકામ ભણી"મા કાલબલનો મહિમા પ્રસ્તુત વિષય બન્યો છે. 'જશમા' એ ઐતિહાસિક કાલની કરુણાને વ્યકત કરતો ચિંતનનો બીજો ટૂકડો છે. આવી ચિંતનકૃતિઓમા કવિ જ્યારે નિરીક્ષણમાથી નીપજતું પ્રકૃતિનું રુદ્ર કે ભયાનક યથાસ્થિત વર્ણન આપે છે ત્યારે એમની ઉપર શાબાશી વરસાવવાનો લોભ રોકી શકાતો નથીઃ

"અઘોર મધરાત વેળ ચિર ગાતિ ભેકાર શી,
અને પવન આમતેમ ભટકી કરે કોકની
યથા વિફલ શોધ એમ ખખડાવતો પાંદડા
સુકા તરુતણાં; કદીક નિજ તીવ્ર સૂરો થકી
કરે ઘુવડ ચિબરી પડ મસાણનુ જાગતુ !
કદીક પવને ફૂકાઈ અરધી જળેલી ચિના
જળે જરીક જોરથી જળી ગયેલથી રાખનો
સિસાય ભરડો ઊનો ધરતીની પરે કારમો "

ભાઈ પ્રેમશંકરનાં કાવ્યો પર એમના સમકાલીનોની અસર સ્પષ્ટ વરતાઈ આવે છે. શ્રી. મનસુખલાલ ઝવેરીની નિકટ અસરનો ઉલ્લેખ શ્રી. માંકડે એમના પ્રવેશકમાં કર્યો છે જ. તે ઉપરાંત કયાંક પારાશર્ય અને સુન્દરમ્‌ઉમાશંકરના શબ્દો કે ભાવચોસલાંનું અનુકરણ ઝાખું ઝાખું જડે છે. પ્રત્યેક વ્યકિતનુ વ્યક્તિત્વ તેના શીલ, ચારિત્ર્ય, સ્વભાવ, વર્તાવ, પોશાક અને દેખાવ પર અવલબે છે તેમ દરેક કવિનું અને તેના કાવ્યલેખનનું વ્યક્તિત્વ તેની કાવ્યશૈલી, વિચારોનું ઊંડાણ, ચિન્તનની ગહનતા, શબ્દોની બાંધણી, ભાષાસૌન્દર્ય પર અવલબે છે. ભાઈ પ્રેમશંકરના ઘણાખરાં કાવ્યોમાં ભાવોની પુનરુક્તિ થતી રહે છે તો કયાંક કયાંક ચોકસ શબ્દો વારંવાર નજરે પડયા કરે છે. પ્રારંભદશાના બધા કવિઓની જ આ સ્થિતિ હોય છે એટલે ભાઈ પ્રેમશંકરે એથી ચિન્તિત થવાની આવશ્યકતા નથી. તેમ છતાં વહેલામાં વહેલી તકે તેમણે રૂઢ ગ્રન્થિઓને તોડી ફગાવી દેવાની આવશ્યકતા છે. કવિ જો એના એકના એક ભાવકુંડાળાઓમાં ફરતો રહે તો તેના કાવ્યલેખનનું પાસું ઉજળું થવાનો ઓછો સંભવ રહે છે, વળી, બધા નવા કવિઓના લેખનમાં દૃગગોચર થતો અલંકારદોષ ભાઈ પ્રેમશંકરમાં પણ પગરવ કરી ગયો લાગે છે. શ્રી. માંકડે ભાઈ પ્રેમશંકરના નૂતન રૂપમા પ્રકારો અને અલંકાર-

વૈભવની મુક્તક કે પ્રશંસા કરી છે, અમે પણ તેની નોંધ લઈ ભાઈ પ્રેમશંકરને વધાઈ દઇએ છીએ. પરતુ તેમ છતાં Mixed Metaphor અલંકાર ઉપમાની સેળભેળ અને અનૌચિત્ય દૂર થવુ જરૂરી છે. દાખલા તરીકે મુકામ બણી' કાવ્યની પંક્તિ ૨૪થી પક્તિ ૩૧ સુધીનાં ચરણો વાંચતાં યૌવનના વાયરા ઉર્મી નાવને ખડકે લઈ જતાં વર્ણવાયાં છે પણ ત્યાં ફરીવાર જીવનનાં ઝાંઝવા પીવાનો ઉલ્લેખ આવે છે તો વળી તુરત મનના મહેલ મસાણ બની ગયાની વાત આવે છે.

આ અલંકારનો ભેળભેળ ઉત્તમ બનેલા કાવ્યના સૌન્દર્યને ક્ષતિ પહોંચાડે છે.

પણ આ તો માત્ર એકજ દૃષ્ટાંત છે. એનો અર્થ એ નથી કે એમના બધા કાવ્યોમાં સ્થળે સ્થળે અલંકારઉપમા-અનૌચિત્ય દોષ આવ્યા કરે છે.

ભાઈ પ્રેમશંકર અભ્યાસી છે તેમની કાવ્યોપાસનાનો આ પ્રારંભ છે. સમગ્ર રીતે જોતા તેમની પાસે વિચાર અને અવલોકનની સમૃદ્ધિ છે. છંદ ઉપરનો કાબુ છે. યોગ્ય વિવેકશક્તિ છે. વર્ણનની ઉત્તમ હથોટી છે. વિચારોમાં ઊંડાણ આવે અને અવલોકનમાંથી અંગત તત્વ નીકળી સર્વાનુભવી તત્ત્વ દાખલ થાય એટલે તેમની કાવ્યલેખનપ્રવૃત્તિ પૂર્ણ રીતે પાંગરી ઉઠશે એ વિષે અમને પૂરી ખાત્રી છે. આનુ ભાન તેમને પોતાને, પણ છે. ને વાતનો ઉલ્લેખ તેમણે કાવ્યસંગ્રહના 'નિવેદન'મા કર્યો છે વ્યવહારના જંતરડા સોંસરવા ખેંચાતાં ખેંચાતાં તેમણે જે સાધના ચાલુ રાખી છે તે તેમને ગૌરવ અપાવે એવી છે.

પ્રસ્તુત કાવ્યસંગ્રહના પ્રકાશન માટે તેમનું અભિનંદન કરી અને તેમની લેખિનીને વધુ યશ ઇચ્છી અમે તેમના જ શબ્દોમાં સમાપ્તિ કરીએ કે—

"મા ! તુ એવો મંત્ર દે કે, શીખાવી,
જેથી હૈયે ઘાવ ઊંડા રૂઝાવી
અર્પું જે કૈં હોય માંગલ્યકારી
થાયે ટૂંકી જિંદગી ધન્ય મારી !"

—અને ઇચ્છીશું કે—

ધન્ય હો ! ધન્ય હો ! બંધુ ! તમારી કાવ્યજિંદગી !

KAVITA Regd. No. B. 46[illegible]



મે-જુન : ૧૯૪૪ : અંક : ૧૦-૧૧

: તંત્રીમંડળ :

ઇન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

કવિતા કાર્યાલય : વિલેપારલે

# ક ★ વિ ★ તા

તંત્રીઓ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

વર્ષ : ૩ : અંક : ૧૦ મે : ૧૯૪૪ સળંગ અંક ૩૪


## તરઝી સ્વનિત

×નિમિત્ત ભ્રમરાવલિ :

(૧)

થાઉં વૃદ્ધ તે પ્હેલાં મારી એક આશા ફળે,
તારે હાથે સોંપે મને કામ મારા સરખું
મુજ આખું ભવિષ્ય હું જેહ મહીં નિરખું,
જેને છોડું નહીં જિંદગાનીની છેલ્લી પળે :
તારા હૂંફળા હૈયામાં જો મને સ્થાન મળે,
નહિ શું શું હું બોલું અને નહિ શું ય લખું
ગુણગાન મહીં તવ ? નિત્ય જેને તલખું
અપનાવું તેને હું સાચા મુજ આત્મબળે.

અયિ ! ક્યાંય સુધી હજી તું વસશે વેગળે ?
આવ મારી કને, તારો ભાવ પ્રીતે પારખું,
છું હું તારા વિના અતિ પામર કો તણખું
શુષ્ક, સંગીવિહીન, નિવેશિત વન્ય સ્થળે.
વિરહે તવ ક્યાંય સુધી વિલપું, વિલખું ?
કમનીય કૃશાનુ ! વીંટાઈ જા વ્હાલે ગળે.

(૨)

મુજ ખાકમાંથી મુજ શા લાખ પેદા થશે,
રાખ સંશય તેહ તણો મનમાં ન જરા
ભાગ લેનાર બેહદ દુઃખમહીં તાહરા;
જ્યારે આ જગમાં નહિ મારી હયાતી હશે
ત્યારે હોંશથી તેઓ બચાવ તારો કરશે
જારી રાખીને ઉદ્યમ આ આપણા અધરા,
વારસાની મહીં મેળવીને ગુણો માહરા
તને પોષશે તેઓ, મારું વેર તે વાળશે,

હૈયું નાહક તાહરું ક્યાંય સુધી બાળશે ?
થા ન હેરાન વ્યર્થ ગમે; લેશ મા ગભરા,
નથી જન્મ્યા હજી એવા એ આપણા દીકરા,
ભૂખ આકરી આપણા આત્માતણી ટાળશે
કરી દેવું અદા પૂર્વનું ભરી દામ ખરા
તારા પ્યારાને ત્યાર પછી લોક ઓળખશે !

(૩)

ઋતુ આવી વસંત, સૃષ્ટિ નવા આજ સજે,
બાગ કેરા વિભાગ ભરાય મીઠી મહકે;
કળીઓ ખીલવાને તૈયાર વધુ બહકે
પ્રસૂનોથી પ્રફુલ્લ, પ્રપૂર્ણ પરાગ રજે :
ઉભરે વન નોદમ કેરી નવી નિપજે;
રૂડો સંદેશ વાહક વાત પગે હલકે
ઘ્રાણદ્રવ્ય સમેત સહેલ પડી સડકે,
ગુપ્તવેશની માંહી સ્થળાંતર યોગ ભજે.

હૈયું માનવનું રહે કેમ કરી કબજે ?
જ્યારે તાજી વનસ્પતિઓ લહરે લચકે,
મૃગ ને ખગ મોહિત ભ્રાન્તિ મહીં ભટકે;
વૃંદવાદન શી ત્રિગુણાત્મક લે' ઉપજે :
નાચે મોર, ગુંજે ભ્રમરો; કોકિલા ગહકે—
જેની લિજ્જત સાચા રસજ્ઞજ કો સમજે !

(૪)

અયિ ઓ ભરપૂર લાવણ્યતણા લવણે,
સહુમાંહીં કલંકવિહીન, કપૂરસમી !
ચન્દ્રમાંથી વધારે મનોજ્ઞ, મને તું ગમી
જોતાંવેંત, વખાણો પડ્યા પછીથી શ્રવણે :
પીડતો મને તારો પ્રતાપ બળે બમણે,
જેહ સૌંદર્ય સૂર્ય જશે ન કદી આથમી
રશ્મિરેખા થકી કરતો સહુને જખમી
નહિ કોપ ઘટે જન આવેલને શરણે !

હું તો ચાહી તને બેઠો હાથ દઈ લમણે
લાખમાં એકલો, વશ થૈ સ્થિતિને વસમી;
શોભે તારા વિના, મારા હાલતણી ખાતમી ?
તારો મોહ નસીબ તણો છે ચઢ્યો રમણે,
ખમીને દુનિયા તણી બેહદ જોહુકમી
ખાર ખાતો, ખુવાર થાતો ચરણે ચરણે !

(૫)

મહી વેચનારી લઈને મહીની મટકી
રાર ખાતી હતી ઘૂમતી હાટમાં એકલી
રોપતી પદ આતુરતાની વચ્ચે વચલી,
મસ્તીખોર નેને મારતી સહુને પટકી;
કાળા વાદળમાંહીં જાણે વીજળી ઝમકી !
જોઈને જેને થાય તને ખડી રોમાવલિ,
મદ તોડતી ગાલિ વડે જનનો તિખલી,
નાખી માનવમેદનીમાં મોહની ભુરકી !

બાંધનાર સાફો, મૂકનાર ટોપી તુરકી
પ્હેરનારાં જનોઇ તાણીને ટીલાં અસલી
ધનવાન કે અને કુળવાન્-ચૂસે આમલી,

કરડી નિજ આંગળી, કીંમતથી ભડકી :
રાખી મોકૂફ સોદો, ગઈ મતવાલી ચલી,
હૈયે ચોટ છતાં ચિરકાળ રહી ચટકી !

ક્રમશ : ] —પતીલ

× ઉર્દૂ ફારસી કવિતાનાં કેટલાક માપ જેમ ચામર તોટક ભુજંગપ્રયાત વગેરેનાં માત્ર રૂપાંતરો, અથવા યથાર્થ રીતે કહેતાં કેવળ વિકૃત સ્વરૂપો જ છે તેમ આ છંદનું પણ સમજવું. કવિ શ્રી ખબરદારે એનો ઉપયોગ પ્રવાહી પદ્યના વાહન તરીકે પણ સફળતાપૂર્વક કર્યો છે, જેને પરિણામે એને 'મહાછંદ'નું અલબેલું નામ પ્રાપ્ત થયું. અહીં એનું અસલ નામ કાયમ રાખી નિમિત્ત શબ્દથી નવાઝવાનું કારણ એ કે કદાચ એના ઉચિત ઉપયોગ તરફ સમકાલીનોનું ધ્યાન ખેંચાય અને એને સુંદરતાનો વધારે સુભગ વાઘો સજવાનું બને તોપણ એના સાચા શરીરની સપ્રમાણ બાંધણી યાદ રહે.

ઉપરનાં બધાં સોનેટ નિરપેક્ષપણે સ્વતંત્ર કાવ્યો છે. પ્રાસરચનામાં કરેલા ફેરફાર માટે જુઓ કુમારનો ઓગષ્ટ સપ્ટેંબર અંક (પાનું ૨૧૫) સોનેટ લગભગ અગેય કાવ્ય તરીકે જ પિછાનવામાં આવે છે; છતાં ગાવા ઇચ્છનારને માટે પણ તેમ કરતાં પૂરતો અવકાશ રહે એવા દરેક પ્રયત્ન રચનાવિધિમાં દૃષ્ટિ ગોચર થશે.

●

## આઘા સ્વરો

ત્યાં નાયિકા–નાયકનું પરસ્પર
પૂરું થયું ગીત, અતીત સ્પંદને;
આઘા સ્વરો છેક નજીક આવી
ચંપાયલા હોઠ મહીં સમાયા,
હતું ગીતે ચુંબન, ગીત ચુંબને.

ઇંદુલાલ ગાંધી

# નાવિક અને મોતી

સાત સાગરની સફર કીધી,
પાતાળપાણીમાં ડૂબકી લીધી,
વહાણવટાને મે જીંદગી દીધી,
મળ્યું ના તોયે મોતી !

વહેલી સવારે મે સઢને તાણ્યા,
ઓતગખ ડના ઍંધાણ જાણ્યા,
સાગર ઘર્ઘર ઘોષ વખાણ્યા—
ઊંચક્યા નાવના લંગર !

સમીર સૂસવે બની ગાંડોતૂર,
હેલે ચઢયા પછી સાગરના પૂર,
કાંઠાથી યે હું હતો ઘણે દૂર !
આકાશપાણીના છેડા !

સવારથી તે સાંજ સુધી મે,
સાગર ખેડીને ઘૂમ્યો અસીમે
નાવ હંકાર્યું સવેગ ને ધીમે
શોધવા મોંઘા મોતી !

જોયા નાવિક મે કંઈને જાતા,
સધ્યા ઘાટે ત્યાં નાવ નખાતા !
સઢ બધાનાયે ત્યાં જ તણાતા
નજરથી પાર થાતા !

ઝળકયા કોટિક તારા આકાશે,
શોધું મોતી જાણે તેજ પ્રકાશે,
જલ આકાશે હું મોતી નિરાશે
ઘૂમી રહ્યો દૂરદૂર !

સાગરપર મેં જીંદગી ગાળી,
નિકાલની રોજ સાંજ નિહાળી,
મોતી મળ્યાં નહિ, હાથ રે ખાલી!
આવ્યો રે! પાછો ઘાટે!

જીંદગીનો બધો થાક ઉતારું,
નાવે જોયું એનું જૂનું એ બારું
સઢ ખેચીને હું નાવ લગારું:—
તીર હતો એનો એ!

રેતમાં જ્યારે પાય મેં ભર્યાં,
નેણથી આસુડાં ત્યારે બે ખર્યાં:
ધ્રુસકે રડતાં, ઉરથી સર્યાં
મોતી, ઝીલ્યાં મેં ખોબે!

ફરી પાછા મેં તો સઢને તાણી,
લીધો વિરાટનો પંથ મેં પાણી;
નાવ ગયા તે ઘાટ એંધાણી
નાવ હંકાર્યું વાળી!

એક હતું ત્યાં રે રંગનું કેરું,
પ્રભુ હતા તેનું તેજ અનેરું:
અર્ધ્ય ધર્યો તેને મોતીડાં કેરો:
મળ્યા મને ત્યાં જીવન લેરુ!
થયો કિરણ હું તેજે.

**કોલક**

# રાજા અને ભિક્ષુકી

રાજાને ગમી તે રાણીને છાણા વીણંતી આણી,
તે દેખી મતિ મુંઝાણી પંડિત પુરાણીની;
વૈયાકરણીએ શોધ્યું સમાધાન સમાસે ત્યાં,
‘ભિક્ષુક ને રાય “લોકપાલ” કહ્યો પાણિની;[૧]
પ્હેલો બહુવ્રીહિ, બીજો છઠ્ઠી તત્પુરુષ માત્ર,’
ભિક્ષુક વદ્યો ‘એ ભેદ વહ્યો સાથે પાણીની;[૨]
દંડ-લાભ આલોકનો બતાવી કમાય રાય,
એ જ ચાવી “પ્રભુદેશે” અમારી કમાણીની’

નવલરામ ત્રિવેદી

---

૧. લોકપાલ=લોકો જેને પાળે છે તે, ભિક્ષુક (બહુવ્રીહિ)
  ,, =લોકોનો પાળનાર, રાજા (છઠ્ઠી તત્પુરુષ)

સરખાવો—

અહં ચ ત્વં ચ રાજેન્દ્ર લોકનાથાવુભાવપિ,
બહુવ્રીહિ રહં રાજન્ષષ્ઠી તત્પુરુષો ભવાન્.

૨. પાણિની મુનિની સાથે, કાલના પ્રવાહમાં જે પણ પાણી વહી ગયું તે પાણીની સાથે આ ભેદ વહી ગયો, હવે તો બન્ને લોકોથી જ પળાય છે, એટલે બન્ને છઠ્ઠી તત્પુરુષ છે

૩. છતાં એક ભેદ છે રાજા અહિં શિક્ષા કે માનચાંદ આપે છે, ત્યારે ભિક્ષુક પ્રભુના દેશે તમને પ્રભુ આ બન્ને દેશે, એમ કહીને કમાય છે.

# કવિ પૂજાલાલને પત્ર

(અનુષ્ટુપ)

વિશાળાં વિશ્વની મધ્યે, માનવીવિશ્વ છે વડું;
માપો તો કૈં મપાયે ના, માપો તો મૂઠી જેવડું:

વ્યોમકેરે પટે નાનું તારાનું ટપકું જડ્યું;
માનવી વિશ્વમાં એવું, હૈયું માનવનું પડ્યું:

હૈયે હૈયે હરિ પોઢ્યા, પ્રસારી પુષ્પસેજ કૈં
જીવે જીવે સજી ધારા, આત્માના નવતેજની.

તેજ ને અંબુની લીલા, હયાની છીપલીમહીં.
વર્ષતી ફોરતી જાતી, મોતીઓ નવલાં અહીં:

મોતીકેરી માળ એવી પરોવી પ્રેમથી તમે;
શ્રેય સાધુ વૃંદ કંઠે- અર્પીઃ અમૃતથી ઝમે!

દર્શને દર્શને રાચી, દૃષ્ટિપૂત બની જરી;
એકેકાં મોતીશું મોહી, લીધાં ચૂમી ફરી ફરી:

નવનીત સમાં ફૂળાં, પુષ્પો શાં પમરી જતાં;
ભીના ભાવોથકી ભીંજ્યાં, સ્નેહે શુદ્ધ સરી જતાં.

સેવા ને સાધનારંગ્યાં, ભક્તિથી ઝબકોળિયાં;
ચોકમધ્યે મૂક્યાં આજે જ્યોતિનાં નવકોડિયાં.

દીવડે દીવડા જાગે, જાગે જ્યોત તમિસ્રમાં;
મોતીએ મોતીઓ પાકે, માનવી માનવી સમા:

તમારી મોતીની માળે, મોતીઓ વધુ લાગજો;
તમારી જ્યોતિની જાળે, જ્યોતિ બાંધવ! જાગજો!

शंदिलान्त

# अस्मदीयम्

## સ્વ. નવલરામ ત્રિવેદી

પ્રો. નવલરામ ત્રિવેદીની છેલ્લી મુલાકાત અમારે વડોદરામાં થઈ. ત્રણ કલાકની ચર્ચા દરમ્યાન એમણે 'કવિતા'ને ઉત્કૃષ્ટ બનાવવામાં શું શું કરવું જોઈએ એની સૂચના કરી! એમણે નિયમિત કટાક્ષકાવ્યો મોકલવાની પણ કબૂલાત કરી! અને ત્યાર પછી 'કવિતા'ના વાચકોને એમની કૃતિઓ નિયમિત મળતી રહી છે. પણ મૃત્યુનો ક્રમ વિચિત્ર છે, આપખુદ છે. ગુજરાતી સાહિત્યના એ રત્નસમા વિવેચકનું માત્ર થોડા જ દિનની માંદગીમાં અવસાન થયું.

ગુજરાતી સાહિત્યના એઓ પ્રથમ પંક્તિના વિવેચક હતા. એમનાં વિવેચનોમાં અભ્યાસ અને સુદર્શનનો સાજ હતો. એમનામાં કટાક્ષ કરવાની સારામાં સારી શક્તિ હતી. એમનો પ્રસિદ્ધ થયેલો વિવેચન ગ્રંથ "કેટલાંક વિવેચનો' એ વાતની પ્રતીતિ કરાવશે. શ્રી. નવલરામભાઈના અવસાનથી ગુજરાતને મહાન ખોટ ગઈ છે.

નવલરામભાઈ હજી ઘણું અપ્રગટ મૂકી ગયા છે. ગુજરાતી સાહિત્યનું પ્રકાશન કરતી જાહેર સંસ્થાઓ વહેલી તકે એ અપ્રગટ સાહિત્યને પ્રગટ કરવાની વ્યવસ્થા કરે એમ અમે ઇચ્છીએ છીએ. પ્રભુ સદ્‌ગતના આત્માને શાંતિ આપે એટલી અમારી અંતઃકરણની પ્રાર્થના!

## કવિતા ચોથા વર્ષમાં

કવિતાનો મે અંક અનિવાર્ય કારણોને લીધે પ્રસિદ્ધ ન થઈ શકયો તે બદલ દિલગીર છીએ. અંક છપાવા પણ માંડયો હતો પણ એ દરમ્યાન અંગત સંજોગો અનુકૂળ ન થતાં અંક પ્રસિદ્ધ ન કરી શકયા.

આજે જૂન અંક મે-જૂન અંક તરીકે પ્રસિદ્ધ થાય છે. આવતો અંક જુલાઈ અંક તરીકે પ્રસિદ્ધ થશે. એટલે ઓગસ્ટથી 'કવિતા' ચોથા વર્ષમાં પ્રવેશ કરશે.

ત્રણ વર્ષના ગાળામાં 'કવિતા'ના સંચાલકોએ અનેક મુશ્કેલીઓનો સામનો કરીને પણ કવિતાને પ્રાણવંત રાખ્યું છે. જેટલો શાખ તંત્રીઓનો છે તેટલો જ શાખ એના પ્રકાશક-મુદ્રક શ્રી. નટવર વીમાવાળાનો છે. એમનો આભાર આજે શું માનીએ? કવિતાને નિયમિત કરવામાં એમનો જ આગ્રહ મુખ્યત્વે કામ કરી રહ્યો છે. પાંચ વર્ષે જ્યારે 'કવિતા' સારામાં સારું સ્થાન મેળવશે ત્યારે એ મહિમા જરૂર ગવાશે.

કવિતાનો આવતો અંક ત્રીજા વર્ષનો છેલ્લો અંક છે, માટે ચોથા વર્ષનું લવાજમ વસૂલ કરવાને આવતો અંક વી. પી. કરવામાં આવશે. એ

દરમ્યાન જેઓ પોતાનુ લવાજમ મોકલી આપશે અથવા ગ્રાહક ન રહેવા ઇચ્છતા હોય તેઓ તેવી વિગત જણાવશે તો તેમને વી પી કરવામા આવશે નહિ

અત્યાર સુધી 'કવિતા' દર વર્ષે મોટી ખોટ ભોગવતુ આવ્યુ છે. સભ્યોનો સહકાર ચાલુ હોવા છતા એ ખોટ ઓછી થતી જ નહોતી 'કવિતા' શરૂ કર્યું ત્યારે પણ અમારી યોજના એ હતી કે સભ્યયોજના વધુમા વધુ ત્રણ વરસ ચલાવવી. એ યોજનાનો ચોથા વર્ષથી અત આવે છે. જે સભ્યોએ બાર બાર રૂપિયાની રકમ આપીને 'કવિતા'ને ટકાવવામા સહકાર આપ્યો છે તેમનો અમે અહીં વારવાર આભાર માનીએ છીએ,

હવે 'કવિતા'ના ગ્રાહકો પણ સારી સખ્યામા છે તેઓ આવતે વર્ષે ચાલુ રહે અને એક એક નવો ગ્રાહક મેળવી આપે તો યે બસ. 'કવિતા'ને આવતા વર્ષે અતિ સમૃદ્ધ કરવાની મુરાદ છે. 'કવિતા'ને ઓગસ્ટથી સચિત્ર બનાવીએ છીએ. 'કવિતા'મા આજે પાનાની મર્યાદાને લીધે અમે કશુ જ આપી શકતા નથી આવતા વર્ષમા અમે અનેક નવીન પ્રકારો આપવાનુ નક્કી કર્યું છે 'કવિતા'ની સાઇઝ 'કુમાર'ની સાઈઝ જેવી થશે. એનું કવર પણ આર્ટ પેપર જેવુ કે એવુ સારુ જ વાપરવામા આવશે એમા બત્રીસ પાના આપવામા આવશે મોંઘવારી ઓછી થતા એ પાનાની સખ્યા વધારવામા આવશે અને લવાજમ છ રૂ કરવામા આવશે એક હકીકત અમે સ્પષ્ટ કરી લઇએ કે આ લવાજમ વધારવા પાછળ અમારી ખોટ પૂરી કરવાનો ઈરાદો નથી પણ પૃષ્ઠ સખ્યા, કદ અને બીજા વધેના ખર્ચને પહોચી વળવા જ આ વધારો કરવો પડયો છે. આ છે અમારા આવતા વર્ષનો કાર્યક્રમ, અને એ ખાત્રી કરાવશે કે કવિતાના સચાલકો 'કવિતા'ને ઉત્તરોત્તર વિકસાવી રહ્યા છે

ગ્રાહકોને એક વિનતિ કરવાની છે આખા વર્ષના બાર અકને માટે છ રૂપિયાના લવાજમને વધારે માનશો નહિ ગુજરાતને તો આજે ગૌરવનો વિષય છે કે એની પાસે માત્ર કવિતા પર નભતુ એક સામયિક છે. એવા સામયિકને સમૃદ્ધ કરવા ગ્રાહકો આવતે વર્ષે ચાલુ રહે અને નવા ગ્રાહકો મેળવી આપવામા અમને સહાય કરે.

આમ આવતા વર્ષનુ છ રૂપિયાનુ લવાજમ વસૂલ કરવાને અમે આવતો જુલાઇ અક ગ્રાહકોને વી પી કરીશુ અમો ગ્રાહકભાઇઓને વિનતિ કરીએ છીએ કે તેઓ બને ત્યા સુધી પોતાના લવાજમો મ ઓર્ડરથી મોકલે જેઓ ગ્રાહક ન રહેવા માગતા હોય તેઓ અમને 'ના' લખવાની મહેરબાની કરી કાગળ અને વી.પી ખર્ચમાથી બચાવે

☆

# દૂઝતા ઘાવ

[ ખાયણાં ]

ઓ અભિજાત કૂલે અવતાર પામેલી,
એકલી મુજ સાહેલી !
અડગ નિર્ધારમાં :

રાણીને મોકૂફ ધાર્યો પ્રવાસ તહારા
દેશ તણી તવ પ્યારા !
નિહાળ પરિસ્થિતિ.

વાવાઝોડે તૂટી પડે છે શાખો,
ઊડી જતી મધમાખો
લાચાર દશામહીં.

સૂકાં જળાશય મિત્ર કુલાલને તેડે,
હીંડતી પાતળી કેડે
સુખાસ્પદ નિમ્નગા.

ભરતો નમેરો તેહનો કપરો પો'રો
અતડો લક્કડકોરો
સૂના વગડામહીં.

ઘાલી દીધાં ઢોર છે ગઢિયા ભરવાડે
ખેતરમાં ત્યમ ખાડે,
આવ્યું જ્યાંય ફાવતું.

વેરણ છેરણ છે થઇ વનની પૂંજી
જેહ પરે હાય મૂઝી
પણ્ણો કો ગમારનો.

વાડ ગળે ચીભડાં ત્યમ ભાવ અપાતા,
લાભ છતાં રહી જાતા
જણાતા બહારથી.

જ્યાંય જોઉં ત્યાં છે લૂંટફાટ જ પાકી,
આપખુદી, જોહાકી,
સડેલ મનોદશા;

છેતરપીંડી, બેશરમી, બેવફાઇ,
હડહડતી અધીરાઈ
અને છે છૂપી કુને'

આણીકોર હુશિયારી ને કાયદાબાજી
પેલી મેરે ધૂતરાજી
ઊભાં વજાગારમાં !

ખેંચતા ખિસ્સા લાજવિહોણા લોકો,
કાળજે કોને ધોકો
પરાયા અનિષ્ટનો ?

પોતપોતાની ઢાળકી પાડવા ચાહે
સજ્જનતાની રાહે
કરી પારકું ઝભે.

હોંશથી ખાતા લોક હુંકારા ને ઝાંસા,
બે કોળિયાના સાંસા
લાખો વેવલાં પછી.

મોસમ આવી તોય ન ભાવટ ભાગી
બીક પધારે જાગી
કિસાન કુટુંબમાં.

માંદગી માંહે કામ ચઢેલું માથે
કર્જો કરેલાં હાથે
શી પેર પનાવવાં !

(ચાલુ)

**પતીલ**

# અંતરમાં ઠરેલી

શી રીત વિસ્મરું તને? અહીં આંખ તારી,
તો ત્યાં નિહાળું નમણી તવ નાસિકાને,
હ્યાં જોઉં મિષ્ટ મુખડું તવ સ્નિગ્ધતાને
સમૂર્ત સુંદર કરંત, સુપુષ્પ ધારી
સ્વર્ગીય સૌમ્ય સ્મિતનું હૃદયાંતહારી,
તો ત્યાં ઉડે અલકની લટ ચારુતાને
ચઢ્ઢત્વની અધિક ઓપવતી અજાણે;
હ્યાં વેણુ તારુ સુણુ, ત્યાં ગત જોઉં ન્યારી,
છે મોઘ યત્ન, નહિ કાળ શકે ભુલાવી,
તુ સૌ મિષે સ્મૃતિ વિષે ઝબકી ઊઠંતી;
મારા હ્રુયાની હતી જે તુજ હસ્ત ચાવી
તે ત્યાં જ છે હજુ ય, સ્વર્ગવિહારવંતી!

તુ પ્રેમની હતી પ્રભા મુજને વરેલી,
ને છે જ છે હજુ ય અતરમા ઠરેલી.

પૂજાલાલ

# સમજાય છે

નિત વિરહમાં લાખવેળા મોત આવે જાય છે.
તોય મારાથી મિલનની આશ ક્યાં છોડાય છે?

વીજ ચમકે છે કે ધમકી કોઈને દેવાય છે?
વાદળાં ઘેરાય છે કે દિવસો પલટાય છે?

કોઈને શોધી રહી છે તારલાના ઝુંડમાં;
રાત પડતાં વ્યોમમાં અમથી નજર ક્યાં જાય છે?

મોત પાછળ લેખ લે છે એ તજીને ઝિંદગી;
ઝિંદગીનો ભેદ જેને વિશ્વમાં સમજાય છે.

પાનખરમાં પણ છુપાયેલું વસંતનું રૂપ છે;
દિવ્ય ચક્ષુ હોય જોવા તો જ એ દેખાય છે.

આંખડી મઝધારની તાકી રહી છે નાવને;
તો પછી મુજ નાવ કાં એના તરફ ખેંચાય છે?

એમ ઉઠી આહ સૌ પાછી પડે છે હિજ્રમાં;
જેમ મોજે સિન્ધુને આરે પછાડા ખાય છે.

આંધળા થઇ જે વમળમાં ઝંપલાવે છે "અગન"!
પ્રેમસિન્ધુમાં કિનારો એમને દેખાય છે.

"અગન"



# મૂળરાજવાણી

ઓચરનાર : અંજારિયા

'એ તે વળી કયો સંત મૂઓ છે કે 'અખેવાણી' તથા 'અર્જુનવાણી'ની જેમ 'મૂળરાજવાણી' ઓચરવા માંડી?' એક કવિમિત્ર ફરિયાદ કરે છે

'અખેવાણી' ને 'અર્જુનવાણી'ની જેમ આ 'મૂળરાજવાણી' પણ પોતાના ધાર્યાં નિશાન વીંધે છે કે નહિ?



'મગફળીમાંથી કપડું બનાવવામાં આવશે' એક ખબર

મગફળીનો અત્યારનો ભાવ જોતાં એમાંથી બનેલું કપડું ખરીદવા જતાં અમારું તેલ નીકળશે



'પુરુષો બધા પેટ જેવડી ને સ્ત્રીઓ ખોરાક જેવા છે'

ડૉ સર રતન દલાલ

આ સરખામણી આગળ વધારીએ તો આ ખાઉધરા પુરુષો રેશનીંગ કાર્ડ જેવા છે ને સ્ત્રીઓ રેશનીંગ યુનિટ જેવી છે.



હમણાં જ ભરાઈ ગએલા શ્રી ગૂજરાત ગઝલ મંડળના મુશાયરાની પંક્તિ હતી 'સંપ જ્યાં હોતો નથી ત્યાં પાયમાલી હોય છે'

આ પંક્તિ ગઝલ મંડળને નિજાનુભવ પરથી સ્ફૂરી હોય એમ લાગે છે



ભાઈ ભાનુ પંડ્યા મુંબઈની પરિસ્થિતિને યોગ્ય પંક્તિઓ લખી આવ્યા હતા

આગો ધડાકા થાય જ્યાં ત્યાં ધૂમાડા ગોટે ચડે
પંપ જ્યાં હોતો નથી ત્યાં પાયમાલી હોય છે



બ્રીટનમાં દરિયાપારની બધી મુસાફરીઓ પર પ્રતિબંધ મૂકાયો છે.

છાશવારે આયાત કરવામાં આવતા ગોરા નિષ્ણાતોની પણ આમાં ગણત્રી થઈ જાય છે ના?



'તમે ટળો'ની જેહાદને માન આપી હિન્દ છોડી જનાર કોઇ પહેલો અંગ્રેજ હોય તો તે બ્રીટીશ પત્રકાર બીવર્લી નિકોલ્સ છે.

હિન્દવિરોધી અને સામ્રાજ્યવાદી માનસ ધરાવનાર આ પત્રકારને હિન્દ છોડી જવાની સૂચના ક્રોનીકલમાં કરાઇ હતી. હિન્દ છોડી જતી વખતે એણે ક્રોનીકલના એ લેખને પોતાની એકે એક ટ્રંક પર ચોડ્યો હતો.

ખરેખર, અંગ્રેજોની રમૂજવૃત્તિ અનુપમ હોય છે.



'હોનારતના કાટમાળમાંથી મળેલા બે હાડપીંજરોમાંથી એક હિન્દુનું ને એક મુસ્લિમનું છે.' એક ખબર.

ઝીણાની પચાસ ટકાની વ્યાખ્યામાં હોનારત પણ માનતી થઇ લાગે છે!



બીલખાના અમુક ભાગીદારે પોતાના નોકરોને વાળ કેટલા, કેવા ને ક્યાં ક્યાં રાખવા તેની સૂચનાઓ આપી છે.

દેશી રજવાડાઓમાં રહેવા ઇચ્છનારે પોતાનો વાળ જરા ય વાંકો ન થાય એવા, એટલા ને એ એ ઠેકાણે રાખવા જોઈએ.



'શિયાળકોટમાં ઝીણાનું આગમન' એક મથાળું.

સિંહના ચામડામાં?



'વડોદરામાં સંગ્રહખોરી સામે લેવાનારા પગલાં' એક છાપું.

એની શુભ શરૂઆત મહારાણીઓની સંખ્યાથી જ કરવામાં આવે તો?



'જનાબ ઝીણા પણ એક વાર બાળક હતા' હબીબ સ્કૂલના મેળાવડામાં મુંબઇના કલેક્ટરે કહ્યું.

હજુ ય ક્યાં સમજણા થયા છે?—બ્રીટીશોના હાથમાં જ રમે છે ના!



<u>પત્રકારત્વની પાનખર</u>

'ખેતીવાડી પરીક્ષાનું આવેલું પરિણામ'.

'બંગાળમાં 'ડાળી' પાક્ષિકનું પ્રકાશન બંધ રાખવાનું થએલું ફરમાન.'

(બે મથાળાં)

અપૂર્ણ



નૈરાશ્યના નીર થકી ઊઠે ત્યાં
બુદ્‌બુદ શા શબ્દ સીતાજી કેરાઃ
"જાઓ વીરા હાક જ આર્યપુત્રની
જરૂર કોઈ અણધાર્યું કષ્ટ
સતાવતું એકલ વીરવર્યને."

ને સૌમિત્રિ વિક્રમપુંજ ત્યાં વદેઃ
"ન હોય એવી ચીસ જયેષ્ઠબંધુની."

ત્યહીં ભભૂકે છ નિરાશક્રોધ
સીતાજીનો લક્ષ્મણ દાઢર્ય બાળતો
સૌભાગ્યની નાશભીતિ કરી દે
ઉત્પત્તિપૂતા તણી વાચભ્રષ્ટ.
વર્ષો તણા સંચિત વીર્ય શોભ્યા
સૌમિત્રિને નિર્લજ આળથી વીંધે.

જાણ્યા છતાં ને સઘળું શ્રી લક્ષ્મણ
આજ્ઞા થતાં માતસમાં સીતાની
કોદન્ડ ધારી નીકળે ગૃહેથી
સાશંક ભાવિગમ દૃષ્ટિ નાખતા.
ને કાળ ગર્જી ઊડતો જય અટ્ટહાસ્યે.

જયન્ત પાઠક

# કાવ્યકળી

(૧)

કાદવથી ખદબદતા સરમાં
પદ્મ પ્હેરાડે ખીલે;
ને અંતરના તાને એ તો
મોહકતાથી ઝૂલે !

(૨)

મંથનઘેલા ઉરમાંથી યે
કાવ્યકળી હા ! ખીલે;
જીવનની જંજાળોને એ
પળભર વિસરાવી દે !

(૩)

ક્યારે ઊગ્યું, શાને ઊગ્યું,
ને ક્યારે કરમાશે!
કૈં ના જાણે—તો યે એ તો
નિત નિત ઊગી જાશે!

હરિલાલ પંડ્યા

# ઊર્ધ્વગામી

પણે દૂરે ઉભી ગિરિશિખરમાળા બહુ દીસે,
અને યાત્રી પેલો શિખરતલથી ઉપર ચડે;
જઈ પ્હોંચે એના અતિશ કપરા શૃંગ ઉપરે,
દિસે કિન્તુ એ તો તલ શરૂ થતું અન્ય ગિરિનું.

ચડીને એ જોતાં અધિકતર શૃંગો નિરખીને,
વટાવ્યા યાત્રીએ બહુ શિખર એ ઊર્ધ્વગમને;
જરી જોતાં પાછું નગર બનતાં બિન્દુ સમ કૈં,
રહ્યું એને તો યે— ઉપર ચડવાનું તલ થકી.

અને શૃંગે શૃંગે અધિક પથરાતાં કિરણના,
રચાતા ચક્રોમાં ભ્રમણ કરતા ભાન ભૂલીને;
સરે ઊંચે ઊંચે શિખર શિખરે જાપ જપતો,
બને લાંબો લાંબો પથ વળી બને ગાઢ વન તો.

થશે યાત્રા એની સફળ કદી એ ઊર્ધ્વગમને ?
અને આયુ ખૂટ્યે અફળ બનશે એ શ્રમ કદી ?

ભીખુભાઈ ગોહિલ

# હિન્દી કવિતામાં છાયાવાદ

ગુજરાત શ્રી કનુ દેસાઇનાં છાયાચિત્રથી ચિરપરિચિત છે, તે પ્રમાણે હિન્દી સાહિત્યજગતમાં હમણાં હમણાં કવિતાપ્રદેશે એ રાશિશબ્દ છાયાવાદ–એ રૂપ ખૂબ જ પ્રકાશિત થવા માંડ્યું છે. પરન્તુ આ છાયાવાદનો ઉહાપોહ શા માટે છે? એમાં એવું શું સમાયું છે કે એની કાયા ચિત્તાકર્ષક થઇ પડી, એ ગુજરાતી કવિતારસિયાને પણ જાણવું આનંદદાયક થઇ પડશે.

મૈં ચલા હિ જા રહા હૂં.
મૈં બઢા હિ જા રહા હૂં!
કંઠ સે જો લય ન નિકલી આંખ સે વહ ગા રહા હૂં
મૂર્તિ પત્થર સે બનાઇ.
પર ન વહ કુછ બોલ પાઇ!
સિર ઝૂકાકર આજ ઉસમે પ્રાણ ડાલા જા રહા હું.

આ છે છાયાવાદી કાવ્યનમૂનામાંની થોડી પંક્તિઓ. આવાં હિન્દી કાવ્યો લખનારા મુખ્યત્વે 'નિરાલાજી', 'નરેન્દ્ર શર્મા', ડૉ. રામકુમાર, વર્મા 'અશક', 'અજ્ઞેય' મહાશયો છે. પ્રસ્તુત કવિઓએ 'છાયાવાદી' કવિતા લખી કાવ્યસાહિત્યમાં નવો ચીલો છે.

જો કે ઉપર્યુક્ત કવિઓની શૈલી, ભાત, સર્જનાત્મા એકમેકથી નિરાળાં છે, તથાપિ બધામાં અંતર્ગત થએલો છાયાવાદ કદાપિ છૂપાઇ શકે એમ નથી જ. હવે આપણે આ છાયાવાદ શું છે એ જાણી લઇએ. પ્રથમ તો એની વૈજ્ઞાનિક ઢબે વ્યાખ્યા બાંધવી અતિ કઠિન છે, કારણ કે જે રૂપ અતિ સૂક્ષ્મતર વસ્તુ માનસ પર ચેતાનંદ થોડા સમય લગી જમાવી જાય, તેને વ્યાખ્યાનાં અમુક ચોકઠામાં બેસાડવું મુદ્દલ ઇચ્છનીય નથી–કહોને બેસતું નથી. દરેકે દરેક જણ એને જૂદી જૂદી ઢબે સમજાવવા યત્ન કરે છે. ઘુંઘટમાં સીમાસૂચિત સૌન્દર્ય છૂપાયું હોય, દર્શનકારને એ નિસીમ જણાય, એનો ભેદ પામવા એ મથતો હોય, એવો છાયાવાદ છે, એમ કોઇ માને છે. વળી કોઇ કહે છે કે ધૂનમાં પ્રકૃતિમાતનાં સૂર સુણવા, એને પોતાના આત્માના સૂરની મિલાવટ સાથે કરી સમન્વય સાધવો, એવી રીતનો છાયાવાદ સમજવો મઝેનો છે. વળી એવું પણ જણાવવામાં આવે છે કે કવિહૃદયને જડ વસ્તુઓમાં ચેતનતા જણાતાં અને ચેતનવસ્તુઓમાં તો સ્વભાવિક ચેતનતા સમજાતાં પ્રેરણા ઉદ્ભવે ને કાવ્ય ટપકી પડે, એવું કાવ્ય નિશ્ચિત છાયાવાદ સ્વરૂપનું હોય. પણ તે નથી હોતું આધ્યાત્મવાદનું કે નથી હોતું સૂફીવાદ સ્વરૂપનું.

મનુષ્યની ભાવના જડચેતન તરફ સંપૂર્ણ સમાનરૂપમાં હોય છે, એવાં અનુરૂપ કાવ્યો છાયાપ્રેરિત હોય છે. વસ્તુઓની બાહ્ય આકારણી પ્રકારિણી

તરફ પ્રેમ ન ચોંટાડી મૂકતાં, તેમય બની, કાવ્ય સર્જનાત્મક થઇ રહેવું એ પણ છાયાવાદી કાવ્યનું લક્ષ્ય છે.

છાયાવાદી કાવ્યની એકતાર ને સ્થિરગત સ્થિતિ તપાસીશક તી નથી. પરન્તુ એટલું તો ખરું કે છાયાવાદી કાવ્ય અધ્યાત્મવાદી તો નથી જ; એનું રૂપ સંસારમાં રહી ઉચ્ચગતિ તરફ ઉડ્ડયન કરવા વિચરે છે. ઘણાં છાયાવાદને વિલાસી દેહમાં રહેલી આત્મિક શુદ્ધતા માને છે. પણ એ ખરૂં નથી. છાયાવાદ ખુદ શુદ્ધતાનો પ્રકૃતિ નિચોડ છે.

પ્રકૃતિ અને પ્રભુ બેઉને તુલતુલ પાસે પાસે બેસાડી દે છે: સંસારથી એ મુક્ત નથી અને પ્રભુથી એ વિરક્ત નથી—છાયાવાદ એ બેઉનું પ્રતિબિંબ છે. એમાં નથી ઇશાનના રૂમીનો ભક્તિરસ કે વૈદિક અધ્યાત્મવાદની શુષ્કતા. વળી પ્રકૃતિ સૌન્દર્યનાં નર્યાં વર્ણનો કે અધ્યાત્મવાદનાં સુકા પ્રલાપોથી એ વેગળુ છે, પણ એ ઉભયની વચમા પ્રશાંત અમૃતમય છે, એટલે માનસશાસ્ત્રને વહાલ કરનાર છાયાવાદી કાવ્યને પોતાનાં કરી લે એમાં નવાઈ નહિ.

ગીતાનો કર્મવાદ સંસારી તેમજ સંન્યાસી બેઉને વડલાની છાયા સમાન છે, તેમ છાયાવાદી કાવ્યો પણ પ્રકૃતિસૌંદર્ય અને પ્રભુગુણગાનનાં આધારી હોવાથી સર્વને પ્રિય છે.

ફિલ્મપ્રદેશે કવિ પ્રદીપજીનાં ગીતો લોકપ્રિય–લોકકંઠ થયાં છે, તેનું કારણ તેમાં છૂપાએલો છાયાવાદી છે એવું મારૂં સમજવું છે. "ઝૂલા" ફિલ્મનું અત્યંત લોકદર પામેલુ ગત "ચલી રે ' ચલી રે ' મેરી નાવ ચલી"માં મધુરતા છે સ્વરગેયતા છે, એ બધુ છે, એ સાચું, પણ એના હાર્દમાં છાયાવાદ છે. પ્રેમને શૃંગારનાં ગીતો કરતા, છાયાવાદી ગીતોમાં દિવ્ય આકર્ષણ છે, એની પુષ્ટિ આથી મળી રહે છે.

ગુજરાતી ભાષામા છાયાવાદ જેવું ખાસ કશું નથી. ગુજરાતી ભાષાની કવિતા વસ્તુત: સહેજ બૌદ્ધિકવાદ ને વધારે પ્રમાણમાં પ્રગતિવાદ તરફ ઢળે છે; એટલે એનાં કલેવરમાથી તાણીતૂશી છાયાવાદનો આત્મા જોવા ઇચ્છીએ તો માત્ર ગણ્યાગાંઠ્યા યુવાન કવિઓમાંથી જડે ખરો, નહિ જડે એમ નહિ. શ્રી. ઉમાશંકર જોષી, શ્રી. સ્નેહરશ્મિ, શ્રી. રતુભાઈ દેશાઈ ઇત્યાદિની કવિતામાં છાયાવાદની સ્પષ્ટ તો નહિ પણ ઝાંખી છાપ તો પડેલી છે જ. સ્વ. કવિવર ટાગોરનાં સંસ્કાર અને બંગ સાહિત્યની ઘરેડ ક્યાંક ક્યાંક દ્રષ્ટિગોચર થતા એવું તો મનને ન થતું હોય !

વિનુ બ. દેશાઈ

☆

# સૌખ્યકેન્દ્ર

ઘણા શોધી થાકયા સુખદ સ્થળને વિશ્વભરમાં
ઊંચે નીચે, આઘે, સમીપ, વળી ગ્રામે નગરમાં;
બહુ વિદ્વાનો તો ભૂતલ પર કલ્પે સ્થળ સુખી,
અનેકે એ ખોળ્યું ઉદધિમહીં વર્ષો મથી મથી·
વળી બીજા ડાહ્યા ગગન પર ઊડયા દ્રઢ મને
લઇ વાયુયાનો નિડર થઈ કે તે સદનને
તહીં પામે–રે રે! અફળ સહુ યત્નો થઈ ગયા,
ન શોધાયું રહેજે, અમૂલ જીવનો કૈ વહી ગયા!
કવિને એ લાધ્યું નિજ કુટિરમાહીં વિલસતું–
દીઠું·સ્નાનાગારે અતુલ સુખદા કેન્દ્ર હસતું!
નથી ત્યાં ઉદ્વેગો, ઉરઉમળકે ગીત ગુંજતાં
નહાવું આનન્દે સુખદતમ ના સ્થાન જગમાં!

જહાંગીરજી માણેકજી દેશાઈ



## બસૂરી થૈ વીણા—

બસૂરી થૈ વીણા ફરી ફરી મથ્યો તો ય બીનનો
નિરાશા આંધીમાં સૂર મધુર એકાદ ચહવા;
ત્રુટયા તારો સાંધ્યા, પરિચિત ફરી અંગુલી છતાં
વિસંવાદી તત્ત્વે બસુર બનતી જીવનવીણા.

છોટુ હરિયાકર

# મિત્રદંપતીને

[માલિની]

હૃદય કુમુદ જેવાં કૈંક મીઠાં રસીલાં
મધુર મધુ ધરંતાં સંપુટે સ્નેહ કેરા.
હૃદય કંઈ અધીરાં ધૂર્તીલાં ભૃંગ જેવાં
વિમલ વચન બોલી ચૂસવા ચ્હાય તેને:

નિરખ્યું કદિ ય તેવા ધૂર્ત ઢોંગી અલીને
કુમુદપુટ બિડીને ના કહે અર્ક દેવા ?
સરલ હૃદયને તો ભૃંગ શું, વાયરા શું ?
પરમ જીવન તેનાં સ્નેહ બીછાવનારાં.

કદિકે હૃદય મારૂં ભૃંગ માનો તમે જો
સરલ સુહૃદ મારાં ! હોય જો જો બિડાતાં.
હૃદય-કુમુદ કેરી પાંખડી બંધ થાતાં
હૃદય મુજ બિડાશે માંહ્ય, તે ભૂલશો મા.

નહિ જ નહિ કદી યે ગુંજનારી જિહ્વા આ
ચરમ રસની પ્યાસી દંશ દેશે તમોને.
નહિ જ નહિ કદી યે સ્નેહ પીયૂષધારા
હૃદય તમતણી તે સ્વાદતાં લૂંટી લેશે.

મલય પવનકેરી લ્હેરશા જાય દહાડા;
મલય પવન-લ્હેરી રાત્રિઓ વીતતી આ;
મધુર મધુર મીઠી મ્હેક જામે હવામાં;
હૃદય તમ ખીલેલાં સૌરભે સોહતાં થાં !

ત્યહિં જ પુવન કેરી દૂર રૈ' હું લહેરી
હૃદય સરસી રાખું; ત્યાં જ માણું મજા હું.
ત્યહિં જ જીવન કેરી સાર્થતા હું પ્રમાણું.
નહિં જ નહિં હું ચાહું આવવા સન્નિધિમાં.

સરલ હૃદય પ્યારાં! ખૂબ ખીલો ખીલાવો
જગત તણી હવાને સૌરભે પ્રાણ કેરી.
રટગ તમ શું પ્યારાં દૂર રૈ' હું કરીશ.
સુરભિ મૃદુ તમારી દૂરથી હું શ્વસીશ.

કદિય લવ વીખાશો નૈવ શોભા તમારી
કદિ ન પવન ઝેરી ફૂંકશે આ દિશામાં.
કુમુદ-હૃદય જેવાં વિશ્વ-પંકે ઊગેલાં,
નયન તણી ન ઓછી ધન્યતા માનશો તે.

પ્રણય ચરણ મેલી ઝીંદગી મેં સહુણી
પ્રણય-શરણ પામ્યાં દંપતી દિવ્યદર્શી
પ્રણય તમ સુહાજો રાત્રિદિવા વરીને
પ્રણય-રમણતાની ચાંદની ચારૂતત્ત્વી.

મનુભાઇ ત્રિવેદી

# સંપાદકીય સમાલોચન

**આગેકદમ :** સંપાદકો: પુરુષોત્તમ ઠક્કર અને કરસનદાસ ઠક્કર: કાર્યાલય : ૩૫૦, સેમ્યુઅલ સ્ટ્રીટ, વડગાદી, મુંબઈ, ૩. વર્ષ-૧ અંક-૧-૨-૩-૪-૫-૬-૭-૮-૯. લવાજમ વાર્ષિક રૂપિયા પાંચ.

ભાઇ પુરુષોત્તમ ઠક્કર અને ભાઈ કરસનદાસ ઠક્કરના સંયુક્ત સંપાદન નીચે શરૂ થયેલ 'આગેકદમ' સાપ્તાહિકને અમે આવકારીએ છીએ. આર્ટપેપર પર ત્રિરંગી રાષ્ટ્રધ્વજમા અંકિત થયેલ જલતી મશાલસહિતનું એનું નામ રાષ્ટ્રવાદનું સૂચક છે. લોહાણા જગતની થોડીક સામાજિક ચર્ચા કરતું હોવા છતાં, આ સાપ્તાહિકમા આવતાં લખાણો રાષ્ટ્રવાદી સાહિત્યપ્રીય વાચકની રુચિને અનુકૂળ આવે એવા છે. વધુમા, આ સાપ્તાહિકને ગઈ કાલ સુધી ઝગતા અને હવે આજે તો ઝીંગી ચૂકેલ ગુજરાતના હાસ્ય કટાક્ષકાર ભાઇશ્રી મૂળરાજ અંજારિયા અને શ્રી રમણિક મેઘાણી જેવાની કલમનો સહકાર સાંપડ્યો છે તે ઇષ્ટ જ છે.

પ્રગતિશાળી અને શુદ્ધ રાષ્ટ્રવાદી નીતિએ આ સામાહિકનું ધોરણ જણાય છે. 'આગે કદમ'ને એની કૂચમાં દરેક ઇચ્છીએ છીએ.

**ફાલ્ગુની :** સંપાદકમંડળ : ઉષા દવે, મોહન ઠક્કર, હંસરાજ શાહ, ગોવિંદસ્વામી, કુંજવિહારી મહેતા : પ્રકાશક : ગોવિંદસ્વામી: ૧૩/૨, કાળુપુર, અમદાવાદ.

રસલક્ષી અને સંસ્કારલક્ષી સાહિત્યની શરૂ થયેલ પુસ્તિકાશ્રેણીનું આ બીજું પુષ્પ છે. આનો પ્રથમ અંક અમને મળ્યો નથી, પરંતુ સંવત ૧૯૯૯નો શરદપૂર્ણિમાનો આ અંક જોતાં પ્રથમ દૃષ્ટિએ એના શુદ્ધ સાહિત્યપ્રીય ધોરણની પ્રતીતિ થાય છે. ડેમી સાઇઝની આ પુસ્તિકામાં નવીનો પૈકીના શ્રી 'સુન્દરમ્, શ્રી. સ્નેહરશ્મિ અને શ્રી. રતિલાલ શુક્લ વગેરેની કાવ્યકૃતિઓ છે તો સાથે સાથે એને નવીનતર કવિઓ અને લેખકોનો પણ સહકાર સાંપડ્યો છે. વિવેચનોમાં શ્રી. રામપ્રસાદ બક્ષીનું શ્રી. પાગશર્યના કાવ્યપ્રકાશન 'સંસ્કૃતિ'નું સમાલોચન, શ્રી. સુન્દરમનો શ્રી. બ. ક. ઠાકોરનાં 'નવીન કવિતા વિષે વ્યાખ્યાનો'નાં પત્રરૂપે સમીક્ષાલેખ તેમજ શ્રી. ભૂગુરાય અંજારિયાનો વિવેચનલેખ નોંધપાત્ર છે.

આ પુસ્તિકાશ્રેણીને આવકાર આપવાના પ્રસંગ સમયે તેના વિધાયકો પૈકીના એક મુખ્ય સંચાલક ભાઇ ગોવિંદસ્વામી હયાત નથી. અત્યંત યુવાન અવસ્થામાં તેઓ આ નશ્વર જગત છોડી ગયા છે એ વાતનો ઉલ્લેખ કરતાં અમને ખૂબ દુઃખ થાય છે. 'ફાલ્ગુની'ના વધુ અંકો ગુજરાતના નવીન-નવીનતર વધુ ને વધુ લેખકોનો સાથ તથા સહકાર મેળવવા ભાગ્યશાળી નીવડો એવી શુભેચ્છા પ્રકટ કરીએ છીએ.

**બાલવીણા :** લેખક : મૂળજીભાઈ પીતાંબરદાસ શાહ, પ્રકાશક : એમ. પી. શાહની કંપની, રાવપુરા, વડોદરા : મૂલ્ય બાર આના : ક્રાઉન સાઇઝ : ૩૨ પેજ : દ્વિરંગી કવર અને સુશોભનકૃતિઓ સહિત :

ભાઈ મૂળજીભાઇ શાહની કલમથી ગુજરાતની સાહિત્યરસિક જનતા સારી પેઠે પરિચિત છે. આ પૂર્વે તેમણે રાસોનાં લોકપ્રિય લેખક તરીકે પોતાનું સ્થાન જમાવેલું છે. તદુપરાંત તેમણે નાટકો અને નવલકથાઓ પણ લખેલાં છે. 'બાલ-વીણા'નું મજકૂર પ્રકાશન એ તેમનાં બાલગીતો-કાવ્યોનું પ્રકાશન છે. સ્વચ્છ અને સુશોભિત રીતે મુદ્રિત થયેલું આ પુસ્તક સૌ બાળકોના હાથમાં જશે એવી અમારી ખાતરી છે. કારણ કે પુસ્તકના બાહ્ય રંગરૂપ ઉપરાંત અંદરનાં રોચક ગીતો અને રાસો બાલકબાલિકાઓના મનોભાવને અનુરૂપ રીતે વ્યક્ત કરે છે. ગીતોની ભાષા સરલ, સ્વચ્છ અને પ્રવાહી છે. તે કારણે તેમજ સાદી અને પ્રાસ-યુક્ત પદરચનાને કારણે તેમાંના ઘણાં ગીતો બાલકોને કંઠે ચઢી જાય તો નવાઇ નહીં. આમાંના બીજાં ગીતોને સામુદાયિક સમારંભોમાં તેમજ બાળમેળાવડાઓમાં પણ સ્થાન મળવા સંભવ છે.

આ બાલોપયોગી ગીતપ્રકાશન બદલ ભાઈ મૂળજીભાઇને અમે અભિનંદન આપીએ છીએ.

★




સૂચના—'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે પરદેશમાં શિલિંગ ચાર, છૂટક નકલની કીંમત આના ચાર ગ્રાહકોના લવાજમ બદલાના પત્રો અવલોકનના પુસ્તકો લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું
ડેલવે, 'કવિતા કાર્યાલય', પાર્ક રોડ, વિલેપાર્લે,
મુદ્રક-પ્રકાશક—(કવિતા કાર્યાલય વતી) નટવરલાલ મૂળચંદ વીમાવાળા
'ગાંડીવ' મુદ્રણાલય. હવાડિયા ચકલો સુરત



જુલાઈ-ઑગસ્ટ : ૧૯૪૪ : અંક : ૧૨-૧

: તંત્રીમંડળ :

ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

કવિતા કાર્યાલય : વિલેપારલે

# ક ★ વિ ★ તા

તંત્રીઓ :
ઈન્દુલાલ ગાંધી : રતુભાઈ દેસાઈ : કોલક

વર્ષ : ૩ : અંક : ૧૨ ઑગસ્ટ: ૧૯૪૯ સળંગ અંક ૩૬


## તરડમાંથી

મેં એક દિ'
મેં એક દિ' ખખડાવિયું'તું દ્વાર કે ઊઘાડજો;
ના કાંઈ ઉત્તર ના રજા,
મેં તરડમાંથી એટલું જોયું થઈ ઊભી સજા !
અંગ પર એકેય ન્હોતું વસ્ત્ર કે ન્હોતી લજા
દીવે હલાવી ડોક એને એટલું કીધું 'ન જા'.
તોય એ આવી અને ઊભી રહી
આંખ એની રંગભીની પાનીઓ જોઈ રહી;
'હું અહીં છું આંખને કાં ઠેરવો ધરતી પરે?
કલ્પનામાં હું નવલા રોજ દેખાતી તને—
આજ સામે આવતાં આંખો અજાણી કાં બને?'
એટલું બોલી અને પાછું ફરી
ઓંશિડી પેલી તરડ ઉપર જઈ પાછી ઠરી;
રૂપ શું જાણે કે એને ચોરવામાં છે મજા.

કર્તાના પ્રગટ થયેલ 'ઈચ્છા'માંથી] ઇંદુલાલ ગાંધી

*

## ગીત ગાવા ઉમંગે

વીતેલા જે કટુ જીવનના દોહ્યલા દિન ઝાઝા
ને સ્વપ્નોની ચિરપરિચિતા મૂગી સૌ વેદનાના
લાગ્યા કારી જખમ, દુઃખ છો ને હજુ નિત્ય આવે
તો યે મારા ગત સમયનાં ગીત ગાવા ઉમંગે.

છોટુભાઈ હરિયાકર

## હું

મારું દુઃખ મને રોવા દો;
મારું વિષ મને પિવા દો.
હું સાગર, પણ હું ખારો છું;
દિલ વિશાળ, પણ ગોઝારો છું........મારું દુઃખ૦
હું તેજ, સૌ પ્રજાળું છું;
સમીર, સૌ વિખેરું છું.
હું ચંદ્ર, પણ કલંકી છું;
હું રાજ, પણ ભિખારી છું........મારું દુઃખ૦
હું ગુલ, સુગંધો ધરવી'તી;
અમૃતકટોરી ભરવી'તી,
સૌ ફૂલ, કહું શું? મમ વીતી,
થાક્યા હૃદયની આ ઇતિ........મારું દુઃખ૦
આ રડ્યામાં જ્યોત દિવાળી છે,
પણ રાત્રી કાળી કાળી છે,
વીત્યા જીવનની કહાણી છે,
માણી છે, સત્‌વાણી છે........મારું દુઃખ૦

'જ્ઞ'

## સ્મરણ

મને સંભારે છે! સ્મરણ કરવા ના સમય છે!
ભુલાયું ભૂંસાયું સ્મરણ કદી એવું બની શકે!
ગયા જન્મો મારા સુજ સ્મરણમાં લેશ પણ ના,
રહ્યું સૃષ્ટિ જૂની ગત જનમની તોય પણ કાં–
સગાં સમ્બન્ધી તે સ્મરણ કરતાં અશ્રુ ધરતાં
–સ્મરું ના હું તેને હૃદય જડ કે સ્વાર્થમયતા,
છતાં છુપાયાં છે હૃદયપટમાં તેય સઘળાં;
ન જાણું હું તેને સ્વજન નવ જાણે વળી મને,
ઘનાં આછાં–ઝાઝાં પરિચય ગમે એ હૃદયને.
હચે તે રીતે તો જરૂર બનતું સર્વ જનને,
પછી શાને ચિંતા સ્મરણ સરચે ના સ્વજનને.

જયમનગૌરી પાઠકજી

## વર્ષા

આજે સળગે ઈશાન, ગાજે ગગને તુફાન
જંગલમાં ઝંઝાની બજે રૌદ્ર ભેરી;
આવ્યો આવ્યો આષાઢ, વ્યાપ્યો અંધાર ગાઢ,
જામ્યો નવમેઘ આજ દિગ્દિગંત ઘેરી
વાયુ વાતો પ્રમત્ત, દુર્દમ, દુર્વાર, મસ્ત,
કંપે આખું અરણ્ય ત્રસ્ત, ચીસ પાડે;
ડાળેડાળો ઘસાય, વ્યાકુલ વિહંગ ધાય,
ઢૂંઢે રે નીડ હાય! ભમે ઝાડઝાડે. ૧
ગાંધર્વ કો કરાલ રૂંધી દિગંતરાલ
વિદ્યુત્ કેરી ત્વરિત્ અંગુલિ હલાવે;
થરથર કંપે આકાશ, ઝગહુળ જાગે પ્રકાશ,
ઓ રે ઉત્તાલ કોણ બીન આ બજાવે?
ઊભો આવી વિરાટ, તેજે ચમકે લલાટ,
ઘોર અટ્ટહાસ્ય એનું આભ મહીં ગાજે;
ઉડાવે મુક્ત જટા, જામી ગંભીર ઘટા,
ઊડે શું ઉત્તરીય નીલરંગી આજે! ૨
સ્વારી વા ઈન્દ્ર તણી? ગાજે શા શંખધ્વનિ!
ફરફરતી વ્યોમમાં સુનીલ પતાકાઓ;
ઐરાવત કેરી ત્રાડે કંપી ઊઠયા પહાડ,
વજ્રના પ્રહાર થકી ધમધમી દિશાઓ.
અંઢળક આ નીર ઢળે ધરતીની કાય પરે,
ઝાપટ વરસાદ તણી ઝેસભરી આવે;
સમસમ ગાજે અવાજ, રોપે ઉભરાઇ આજ
વીંઝીને બાહુ વાયુ શોર શો મચાવે! ૩
દિલમાં જાગે હુતાશ, અંતર થાતું ઉદાસ,
ચાતકની જેમ હૃદય પ્યાર પ્યાર ઝંખે;
વિરહિણી મ્લાન વેશ, નહિ રે ગૂંથેલ કેશ,
ખાલી એકાંત એના અંતરને ડંખે.
અંગે ના અલંકાર, હૈયે તો શોક ભાર,

હોમરૂલના જમાનામાં હોમરૂલ લીગને પ્રમુખપદે ગાંધીજીને લાવતાં મુન્શીજીએ લખ્યું છે કે: 'અમને કયા ખબર હતી કે અમારી વચ્ચે તો દેવાંશી પુરુષ આવ્યો હતો? અમારે કર્મે તો કા તો એને તાબે થવાતું કાં નાસી જવાતું, આ બે જ રસ્તા હતા.'

અને હમણાં આ 'બીજે રસ્તે' 'સીધાં પ્રયાણ' આદર્યાં છે, ખરું!



નાગપુરમાં ઘોડા પર બેસીને કેટલાકો ભીખ માગવા નીકળે છે.
પેટ્રોલની માપબંધી છે નહિ તો ઘરની મોટરમાં બેસી ભીખ માગવા નીકળત.



ને એઓ ઘોડા પર ભીખ માગતા ઊભા હશે ત્યારે 'એવા તે શું ઘોડે ચડીને આવ્યા છો?' એમ નહિ કહી શકાય.



મુંબઈની પોલિસ કોર્ટને એક જજે ગરીબોની કોર્ટ કહી છે.
એને પગથીએ ચડયા પહેલાં કે પછી?



સ્વીટ્ઝરલેન્ડના ડૉ. જેમ્સે કૂતરાઓ માટે ચશ્મા શોધ્યા છે.
હવે કૂતરાઓ જોઈ કરીને બચકા ભરી શકશે!



સૂચના:–'કવિતા' દર અંગ્રેજી મહિનાની ૧૦મી તારીખે પ્રસિદ્ધ થાય છે. વાર્ષિક લવાજમ દેશમાં રૂપિયા બે, પરદેશમાં શિલિંગ ચાર, છૂટક નકલની કીંમત આના ચાર. ગ્રાહકોનાં લવાજમ, બદલાનાં પત્રો, અવલોકનનાં પુસ્તકો, લખાણો તેમ જ પત્રિકા અંગેના તમામ પત્રવ્યવહાર માટે એક જ સરનામું:

કોલક, 'કવિતા કાર્યાલય', પાર્ક રોડ, વિલેપારલે,

મુદ્રક–પ્રકાશક:—(કવિતા કાર્યાલય વતી): નટવરલાલ મૂળચંદ વીમાવાળા

'ગાંડીવ' મુદ્રણાલય, હવાડિયા ચકલો સુરત.